ૐ તત્ સત્ પરમાત્મને નમઃ

[illegible]

શ્રી ખુશાલભાઇ [illegible]

પવિત્ર

# મીરાંબાઇ

## નાવલ.

પ્રસિદ્ધ કરનાર


શા. છોટાલાલ વાડીલાલ.

ઠે. સારંગપુર તળીઆની પોળ.

હેડ ઓફીસ રતન પોળના નાકે મેડા ઉપર

મુ. અમદાવાદ



આવૃત્તી ૨ જી. સને ૧૯૦૦.





ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.


મુલ્ય ફક્ત આઠ આના.

શ્રી ગણાધીપતયે નમઃ

શ્રી કૃષ્ણ પરમાત્માના પુર્ણ ભક્ત

# શ્રી મીરાંબાઇ.

ભક્ત શિરોમણી મેવાડ રાજ્ય રાણીનું
રસથી ભરપુર ચરિત્ર

તથા

## ભકિત માર્ગનું દર્શણ.

એક રસીક ઈતીહાસ વાંચવા લાયક કથા તથા સ્ત્રી અને પુરૂષ વર્ગને બોધ લેવા લાયક નીતીના અને જ્ઞાનના ભંડારનું પુસ્તક.

પ્રસિદ્ધ કરનાર

સી૦ વી૦ શાહની કંપની.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ
દેવીદાસ છગનલાલે છાપ્યું.



આવૃતિ ૨ જી . પ્રત ૫૦૦૦

કીંમત આઠ આના.

शिखरिणीव्रत

श्लोक

महीं रम्या शय्या विपुल मुपधानं भुजलता,
वितानं चाकाशं व्यजन मनुकुलोऽयमनिलः
स्फुर द्दीपश्चन्द्रो विरति वनिता संग मुदितः
सुखंशान्तःशेते मुनिरतनु मूति र्नृप ईव

પૃથ્વી રૂપી સુંદર શયન, હાથ એજ ઉસીકું, આકાશ એજ ચંદરવો, વળી અનૂકુળ પડતો પવન એજ વ્યંજન અને ચંદ્રમા, એજ જેનો પ્રકાશ કરતો દેદિપ્યમાન દીવો છે. એવો તથા વિરતી વનિતા ( સ્ત્રી ) ના સંગથી પ્રસન્ન થએલો યોગી મોટા ઐશ્વર્યવાળા રાજાની પેઠે શાન્ત થઇને સુખથી સુઇ રહે છે.

# અર્પણ પત્રિકા

શ્રી આનંદકંદ, યદુકુલચંદ, નંદનંદન, જગત વંદન ગોપીચિતચોરક, ભકતવત્સલ, દિનબંધુ દિનાનાથ શ્રી શ્રી શ્રી ૧૦૮ વાર શ્રી કૃષ્ણ ભગવાન પરમાત્માના પદ કમળ રજશેવામાં આશકત, કવી હર્ષદ સુંદરલાલ મુનશી.

આપ પાંડવના પક્ષમાં રહીને અર્જુનનો રથ હાંકયો છે; આપે દ્રોપતિ સતીનાં કૌરવની સભામાં ચીર પુર્યાં છે આપે ભકતોનું હીત કરવાને ક્રૂર વૃતીવાળા કંસનું વીદારણ કર્યું છે આપે જરાસંધ જેવા મહા યોદ્ધાને મારીને અને તેનો સેન્યાપતી કાળયવનનો મુચકંદ રાક્ષસના હાથે સંહાર કરાવીને મુચકંદનો ઉદ્ધાર કર્યો છે, મહાદુખ દાયક અને ભય પ્રાપ્ત કરે તેવા દાવાનળનું આપે પ્રાશન કર્યું, છે વળિ અત્યંત વરસાદના ભયથી ઉગરવાને માટે આપે ગોવરધન પર્વતને ટચલી આંગળીયે તોળ્યો છે. વળિ ભકતનું બીરદ રાખવાને વીદુરને ઘેર ભાજી આરોગી છે તેમજ સવાવાલ સોનાથી પણ તોલમાં હલકા થયાછો. પોતાના ભકત સુદામાના પગ ધોઇને આપે ચર્ણાદક લીધું છે, અને તેમના દરિદ્રનો નાશ કર્યો છે આપે ભકતોને માટે ઘણો ઉપકાર કર્યો છે તેમને તાર્યા છે ભુમીનો ભાર ઉતાર્યો છે અર્જુનને બોધ દઇને અદ્વૈત માર્ગનું જ્ઞાન આપ્યું છે, એવા આનંદકંદ આપશ્રી કૃષ્ણ પરમાતમાંના ચરણરજમાં આ પુસ્તક અર્પણ કરૂછું

કવિ

**હર્ષદરાય સુંદરલાલ મુનશી.**

# ભક્ત શિરોમણી.

## શ્રી

# મીરાંબાઇ.

---

स्रगधावृत

आयुःकल्लोललोल कतिपय दिवस स्थायिनी
यौवनश्री
र्थाःसंकल्प कल्पा घन सम यताडिदि भ्रमा भोगपुरा
ंठा श्लेषोपगुढ तदापिच नाचिरंयत्पियाभि प्रणीतं
ह्मण्यासत्काचि·ताभवतःभवभयाम्भोधिपारतुरीतुम

અર્થ.

આયુષ્ય એતો તરંગ જેવું ચંચળ છે, જુવાનીની શોભા પણ થોડા દીવસ રહે છે. ધન મનોર્થ જેવુજ છે. વિષય સુખના પ્રવાહ એતો વર્ષા ૠતુની વીજળીની માફક ચમકારા મારે તેવા છે. અને સ્ત્રીયોએ કરેલુ ગાઢ આલિંગન પણ નિરંતર રહેતુ નથી; માટે હે બાઇઓ ! હે જનો ! તમે સંસારના ભય રૂપી સમુદ્રના પારને ત રીને પોહોચવા માટે બ્રહ્મમાં. આશક્ત ચિત વાલા થાઓ.

# પ્રકરણ ૧ લું.



# પુર્વનું વૃતાંત

## ચમત્કાર નગરમાં સ્ત્રી અને પુરૂષની તપસ્યા..

## અલભ્ય ભેટ

## અને.

## સરસ્વતીનું વરદાન.

## મિરાંબાઇની ઉત્પતિ.

ચમત્કાર નગર નામનું પુર્વે એક રળિયામણું વિસ્તાર્થી શુસોભિત નગર હતું તે નગરની આજુ બાજુ ઘણા ઉપવનો હતા તે ઉપવનોમાં કુદરતિ યુકિતથીજ અનેક સુગંધી વનસ્પતિયો પુષ્પ, ચંપા, કેવડો, ગુલાબ મોગરા, ઇત્યાદિક પ્રગટ થએલાં હતાં અનેક ઉત્તમ વૃક્ષોની ઘટા, ઉંચા નીચા ડુંગરોને અત્યંત શોભા આપનારી હતી, છેક ડુંગરોની નિચે તળેટીમાં મોટાં મોટાં સાગનાં વૃક્ષ મોટા વિસ્તાર વાળાં પાંદડાંથી રળિયામણાં દેખાતાં હતાં, વળી સીશમનાં વ્રક્ષોની બલિહારી ન્યારિજ જોવામાં આવતી હતી. જ્યાં જ્યાં ડુંગરોના સાંધાથી થયેલી સેંકડો ખીણોમાં લથ બથ થએલી ઘટ વનકટી એવી હતી કે તેમાં સુર્યનો તાપ કે તેનો પ્રકાશ જણાતો નહોતો, અને તેવી વિકટ જગોમાં અને ગુફામાં તપસ્વીની ગાફક ક્રૂર હિંસક પ્રાણી, વાઘ

વરૂ રીંછ, દીપડાં, ઝરખ, ઇત્યાદીક વાસ કરી રહેલાં હતાં; ઉંચા શિખરો ઉપરથી જળનો પ્રવાહ થયા કરતો હતો, તે સ્વચ્છ જળનો ધોધ છેક નીચાંણ ખોણમાં પડીને નદી સ્વરૂપે વહન કરતું જળ વિસ્તાર પામતું સેંકડો કોસ સુધી જઈને સમુદ્રને મળતું હતું; અને તે પવિત્ર નદિના લગતા ઉંચા ડુંગરોની ખીણવાળા કીનારાને લગતાં ગુફાઓમાં કોઇ કોઇ જગોમાં યોગી પુરૂષો ધ્યાન ધરતા હતા, આ પ્રકારે પવિત્ર ભુમિ વાળુ નગર એક ઉંચા ટેકરા ઉપર વશેલું હતું આ નગરની આજુ બાજુ જાણે દેવ સમુદાય નિવાસ કરી રહેલા હોય, એવી શોભા અને તે શોભાની સાથે સૃષ્ટિ સૌંદર્યતાનો અદભુત ચમત્કાર જણાયાથી તે નગરનું નામ ચમત્કાર નગર પાડવામાં આવ્યું હતું. ખરૂ જેતાં ખરેખર ચમત્કારજ જણાતો હતો રાત્રીની વખતે જ્યારે સરવે શાન્ત થઇ ગયા હોય તે વખતે ઉંચા ડુંગરની ખોણમાં જુદી જુદી પ્રકારના નાદ સંભળાતા હતા, જાણે કોઇ બન્યો જણ નજીક બેસીને વિવાદ કરતા હોય તેવું સંભળાતું હતું. જાણે મધુર મુરલીનો નાદ નીકળતો હોય તેવી ધ્વનિ સંભળાતી હતી. મોટા મોટા વાંસડા એક બીજા સાથે અથડાવાથી પ્રહારનો નાદ જુદોજ નજરે પડતો હતો જાણે કોઇ સ્ત્રી કરૂણા ઉત્પન્ન કરે તેમ રૂદન કરતી હોય એવું સંભળાતું હતું.

શાંન્ત રાત્રીનો જંગલનો દેખાવ અંધારાથી પથરાઇ ગએલી કાળાશમાં વિચિત્ર આંકૃતિ વાળાં વૃક્ષોનો દેખાવ

તે વખતે કાંઇ વિચિત્રજ દેખાતો હતો; અને એવીજ ભયંકર જગોમાં એક ઉચા ટેકરા ઉપર જયારે ઉભા રહીને દ્રષ્ટી કરવામાં આવે ત્યારે અત્યંત વૃક્ષ ઘટામાં સળગતી મશાલ ચાલતી હોય તેવુ જોવામાં આવતું હતું. કોઇ કોઇ જગોએ તો અગ્નીથી ચેતાવેલી શળગતી ચિતાઓ એકથી વધારે જણાતી હતી આ પ્રકારે અદ્દભુત રચના જોવામાં આવ્યાંને લીધે તે નગરનું નામ ચમત્કાર નગર પાડવામાં આવ્યું હતું:--

એ ચમત્કાર નગરનો રાજા શિવસિંહ નામનો પરમાર રજપુત હતો. તે ઘણો વિચિક્ષણ અને બાહાદુર હતો તેની સભામાં વિદ્વાન માણસો બેસતા હતા; દેશ પરદેશથી હુન્નર અને કળાને જાણનાર સુજ્ઞ માણસો શિવસિંહ રાજાની કદર અને ઉદારત્વતા જોઇને આવી વસતા હતા; તેના વખતમાં સંસકૃત ભાષાનો વિસ્તાર ફેલાઇ ગએલો હતો, તેની ચતુરંગ સેન્યા યુધ્ધ । કુશળ હતી; તેના રાજ્યની મર્યાદા ઉપર હુમલો કરવાને કોઇની પણ હિમ્મત ચાલતી નોહોતી;--

તેણે પોતાના બાહું બળથી ઘણા રાજાઓને તિક્ષણ પરાક્રમ બતાવ્યું હતુ એટલુજ નહિ પણ તેની સત્તા નીચે જે જે શુર યોધ્ધાઓ હતા તે યોદ્ધાઓની બરોબરી બીજા કોઇ કરી શકે. તેમ નહોતુ એવા બળવાન રાજાનો નાહાનો ભાઇ વિજયસિંહ નામનો મહાશુર, કદાવર અને સ્વરૂપવાન હતો તેને શિવસિંહ રાજાએ મોટાં વિસ્તાર વાળાં પંદર

ગામ આપ્યા હતાં તેથી તે વિજયસિંહ ભાઇઆત તરીકે ચમત્કાર નગરમાં રહેતો છતાં પોતાના તાબાના પંદર ગામોનો વહિવટ કરીને અખુટ ઉપજ્જીકા પોતેજ ભોગવતો હતો તે પણ એક નાંહાંનો સરખો રાજા હતો ત થાપી તેનો ઠાઠ અને ડિમાક પાટવી રાજા કરતાં પણ વધારે હતો; દેશ વિદે—ના પંડીત અને વિદ્વાન કવિ જનો વિજયસિંહ રાજાની ભેટ લેતા હતા. અને તે વિદ્વાનોને મનમાનતું દ્રવ્ય આપીને સંતોખતો હતો જેવો તે ઉદાર હતો તેવોજ તે મહાશુર હતો; જેવો તે શુર હતો તેવોજ તે પરદુઃખભંજન રાજા વિક્રમ જેવો હતો; પરાયુ દુઃખ દુર કરવાને માટે સાહસ કામ કરતો હતો; તે વખતે પોતાના શરીરના રક્ષણ માટે વિવેક કે વિચાર રાખતો નહોતો તેણે સારા કવિયોને રાખીને કાવ્ય સાહિત્યનું ગ્યાન મેળવ્યુ હતુ તે વિજયસિંહના હૃદયમાં દયા વશી રહેલી હતી; તે સંત સાધુ પુરૂષોનો પરમ ભગત હતો; તેણે માહાત્માઓની શેવા કરીને આત્મ ગ્યાન મેળવ્યું હતું તેથી તેણે નિર્ણય કર્યું હતું આ જગત જુઠું છે અને બ્રહ્મ સત્ય છે તથાપી ક્ષત્રીનો જે ધર્મ છે તે ધર્મ બજાવીને અને પુરૂષાર્થ કરીને ઉત્તમ કાર્ય રૂપી ફળનો લાભ પ્રાપ્ત કરવો એવુ તે સમજયો હતો તેને માલતી નામની સ્ત્રી હતી, તેની ખુબસુરતીને માટે કેટલાક વિચિક્ષણ રજપુત રાજાઓ મોહ પામેલા હતા; તેની ખુબસુરતીની આખ્યાયકા દેશ પરદેશ ફેલાઇ ગઈ હતી જેવી તેણીમાં

ખુબ સુરતી હતી તેવાજ તેણીમાં વખાણવા લાયક ઉમદા ગુણ હતા તે માલતીને તેનાં માબાપે બાલ્યા વસ્થામાંજ સારૂ શિક્ષણ આપેલુ હતુ એટલુજ નહિ પણ તે દરરોજ શ્રીમદ ભગવત ગીતાનો પાઠ કર્યા વિના અન્ન પણ લેતી નહોતી. વળી તેંણીએ ઘણાં નિતિનાં પુસ્તકો વાંચ્યાં હતાં તેથી તેણીમાં સત્વગુણ હતો; અને તે ઉત્તમ સત્વગુણને લીધે. તેણીના સર્વ ગુણ બહુજ સોભી નીકળ્યા હતા; વિજયસિંહ અને માલતી એ બન્નેનું જોડુ કામદેવઅને રતી જેવુજ તાદૃશ હતું એ ચમત્કાર નગરમાં જો કોઇ એમ કહેવા ધારે કે સામુદ્રિક પ્રમાણે સર્વાંગ સુંદિર મોહક જોડુ કોહનું છે ! તો તેના જવાબમાં વિદ્વાન વિચિક્ષણ પુરૂષો વિજયસિંહ અને માલતી તથા કામદેવ અને રતી એમ કહી બતાવતા હતા આ બન્ને જોડુ અન્નપાન અને વસ્ત્ર અલંકાર આદીક અનેક પ્રકારથી સુખી હતું પણ તે પવિત્ર બાઇ માલતીને પેટ સંતાંન ન હોવાથી. એટલીજ ખામી હતી; તેમજ તે ખામીથી માલતીનું હૃદય દરરોજ ચિરાગ (દીપક)ની માફક ચરચર બળ્યાં કરતું હતું અત્યંત લાવણ્ય વતિ પતિવ્રતા માલતીનુ કરમાઇ ગએલુ મુખ જોઇને જ્યારે વિજયસિંહ તેનુ કારણ પુછતો હતો ત્યારે તે રંભા જેવી માલતી નેત્રમાંથી આંસુ કાઢતી સંતતીનું સુખ નહિ હોવાનુજ કારણ બતાવતી હતી માલતીનુ કરમાઇ ગએલું કમળ જેવું મુખ જોઇને વિજયસિંહના હૃદયમાં શોકપ્રાપ્ત થતો હતો એવા વખતે હાય શબ્દ બોલીને મોટો શ્વાસ

નાખતો હતો; તે શ્વાસ દિલગીરી રૂપી અગ્નીની સાથે સ્પર્શ થતો બાહેર નીકળતો ઉન્હો લાગતો હતો; પોતે અધ્યાત્મ જ્ઞાનને જાણનારો હતો તેથી માલતીના મનનું સમાધાન કરતો હતો પણ માયિક બળ આગળ અધ્યાત્મજ્ઞાન અસર કરી શકતુ નથી; તો પણ તે પતિવ્રતા માલતી ચતુર હતી, પોતાની અફસોસની અસર જ્યારે પોતાના પતિને થયેલી જોતી હતી ત્યારે તેમનુ મન ક્ષીણ નહી થવા દેવાને પોતાનો પ્રફુલ્લ ચેહેરો બતાવતી હતી પણ હૃદયમાં જે અગ્ની સળગતો હતો તે કદી પણ બુઝાતો નહોતો.

વિજયસિંહ વિદ્વાન અને ચતુર હતો તેથી તે માલતીના અંતઃકરણમાં થએલા દુખને કળી શકતો હતો; ભલે કદી મંદ હાસથી પોતા પ્રત્યે મિષ્ટ વાણીનો વિલાસ કર્યા કરે તો પણ વિજયસિંહ તેણીના મુખ ઉપર ફીકરની છાયાને ઓળખી લેતો હતો.

પોતાની સાધવી પત્નિને થતા દુખ માટે પોતે પણ દુખી થતો હતો પણ ઇશ્વરી કુદરત આગળ ઇલાજ ચાલી શકે તેમ નહોતુ ગમે તેમ કરીને પણ તે બાબતનો સંતાપ અને શોક આવરણને પોતાની મેળેજ દબાવી દેતા હતા વીજયસિંહની પચાસ વરસની ઉમર થવા આવી તેજ પ્રમાણે માલતી પણ પંચાસ વરસ લગભગ ઉમ્મર વાળી થઇ હતી, તેથી હવે સંતાનની આશા મુકી દીધી

હતી, કેટલીક વૃદ્ધ સ્ત્રીઓએ માલતીને દીલાસો આપ્યાં કર્યો હતો વખતે સાઠ વરસની ઉમર સ્ત્રીયોને પણ ઇશ્વર કૃપા હોયતો સંતતી થાય, એ પ્રમાણે દ્રષ્ટાંત આપીને તેમના હૃદયમાં આશાનો વીસ્તાર વધાર્યાં કરતી હતી પણ ઇશ્વર કુદરતી આગળ તમામ જુઠું પડતું હતું.

વિજયસિંહ રાણો દર અઠવાડીએ ભયાનક જંગલમાં મૃગયા રમવા સારૂ જતો હતો મદા વિકાળ ક્રર વ્યાગ; અને સિંહનો શિકાર કરતો હતો તે પ્રમાણે આ વખતે તે વિજયસિંહે પોતાના અંગ ઉપર લોહ કવચ ધારણ કર્યું મસ્તક ઉપર મજબુત લોખંડી ટોપ પેહેરી લીધો. તે ઉપર આપમાની રંગનો મલમલનો જરીયાન ફેંટો તાણી બાંધ્યો લોહ કવચ ઉપર શિકારી પોશાકમાં કમ્મર સુધીનો કોટ પેહેરી દીધો અને તે ઉપર ચાંમડાના મજબુત પટાનો બંધ બાંધી દીધો કમરથી તે ઢીચણ સુધી રક્ષણને માટે લોખંડની કડીયોનો ખલકત બાંધી દીધો પછી તે ઉપર સિકારી ઉરેબી સોલાઇનો ચોયણો ચડાવી દીધો પોતાની સાથે પોતાના જેવા ડ્રેસ વાળા શુર મરદ હમેશાં પાંચ જણા આવતા હતા તેઓ પણ હથીયાર પકડીને તૈયાર થયા નિકળતી વખતે રસ્તામાં ફુલની છાબ લઇને સગર્ભા માલણ મળી ત્યાર પછી ગાયની પાછળ નાનકડું વાછડું કુદતુ કુદતુ સહામે આવતાં જણયું ત્યાર પછી એક વાસણમાં દુધ લઇને આવતો જણાયો તે સઘળુ અટ વાવીને ઉમંગથી વિજયસીંહ રાજાનગરબાહેર ચાલી નીકળ્યો.

હાથમાં લાંબા ચળકતા ભાલાના ફળ ચમક દમક દીસવા લાગ્યા; જતાં જતાં ગંભીરસિંહ નામના શુર જેવાં મરદે પોતાના અન્નદાતા શ્રી વિજયસિંહ પ્રત્યે પ્રસ્ન કર્યો કે અન્નદાતા! આપણે સેંકડો વખત સીકાર માટે નીકળી ચુકયા છીએ; પરંતુ આજે આપણને અનુક્રમ વાર એક પછિ એક જે જે શુકનો થયા છે એવા શુકન કોઇ દીવસ થયાજ નહોતા.

વિજયસિંહે પોતાના નોકરનું વચન સાંભળીને કહ્યું કે, ગંભિરસિંહજી! કાંઇ પણ સારૂં થવાનું હોય તોજ તેવા શુકન થાય છે.

અત્યારે તો આપણી મનોભાવના શિકારનેજ માટે છે. તે ભાવનામાં અને ઉદ્યોગમાં કાંઈ પણ ખલેલ ન થાય, અને શિકાર જલદી હાથમાં આવે; તેમ પરિશ્રમ પણ થાય નહી; એ પ્રકારનું દર્શન બતાવનારૂ આ સઘળુ શુકનનું ફળ સમજવાનું છે.

આ પ્રમાણે બોલતાં બોલતાં વિકટ જંગલના ભાગમાં જઇ ચઢયા; તે ડુંગરી પ્રદેશમાં શિકાર માટે આમ તેમ જવામાં જે જે રસ્તા તેમની જાણમાં હતા તે રસ્તા પૈકી એક રસ્તે જવાને માટે એક ખીચ્ચ ઝાડીના મેદાનમાં વિજયસિંહે ઘોડો ઉભો રાખીને વિચાર કરવા લાગ્યો.

વચમાં તુરતજ ગંભીરસિંહ બોલી ઉઠયો કે પૃથ્વીનાથ કયે રસ્તે ચઢવાનો આપનો વિચાર છે?

વિજયસિંહે પોતાના હાથના લાંબા ભાલાથી એક અજાણ્યા રસ્તા તરફ ઇસારો કરીને કહ્યું કે—આપણે દરેક રસ્તા તરફ ગયેલા છીએ પણ આ ઉત્તર દીશા તરફની ખીણ ભણી આજે જઇએ તો કેમ?

આ પ્રમાણે સાંભળતાંજ પાંચે સ્વારોએ માથુ હલાવ્યું તેમાં ગંભીરસિંહે મસ્તક નમાવીને વિનંતી કરી કે,

મહેરબાન ! એ રસ્તો ઘણો વિકટ છે; અત્યાર સુધી ઘણાં વરસ થયાં પણ એ રસ્તે કોઇપણ ગયું નથી; કદાચ કો ઇ જાયછે તો પછીથી પાછો આવી શકયો નથી ! હે પૃ-થ્વનાથ ! એ રસ્તા માટે દંત કથા એવી છે કે ચાલતા સુધી તે રસ્તે પગ મુકવો નહી એજ સારૂ છે.

વિજયસિંહે ઉગ્રદ્રષ્ટી કરીને ગંભીરસિંહને કહ્યું કે મ્હા-રા શુરા સરદારો ! અમારા પુર્વજો પણ તે રસ્તે શિકાર માટે જઇ ચઢયા નથી કે શું ? આતો આપણી ભુમિછે; છતાં આપણે શા માટે અજાણ્યા રહેવું જોઇએ ? એ રસ્તે જ-વાથી શું થવાનું છે ? શું કાંઇ બ્રહ્મરાક્ષસ રહેછે કે, પીશાચના ભય છે, કદી ગમે. તે હોય, તો તેથી શુ થયુ? જો કે આપણેજ જ્યારે ભયથી દુર ભાગી જઈશું તો પછિ પ્રજાનું રક્ષણ શી રીતે કરી શકીશું ? દંત કથા સાચી હોતી નથી. જ્યાં સુધી નજરે જોયુ નથી ત્યાં સુ-ધી ખરૂ માનવામાં કેમ આવે ? જ્યારે આ રસ્તે કોઈ ગ-યુજ નથી, ત્યારે દંતકથા શા આધારે થઈ; પ્રિય ગંભીર ! તમારી તલવારનો તમને બહુજ અભિમાન છે તો શું આ રસ્તે ચઢવાનો પણ ભય પેશી જાય છે કે ? હે શુરાઓ ! તમે જ્યારે રણરંગરસમાં શુરત્વ બતાવીને શરીરનું પણ ભાન રાખતા નથી તો શું તમે આ રસ્તે ચઢવાને શુર ત્વનો નાશ કરવા ધારોછો કે કેમ ?

વિજયસિંહના કટાક્ષથી શબ્દો સાંભળીને ગંભિરસિંહે જમણા હાથથી ભાલો ઉંચો કર્યો અને એજ રસ્તે ચઢવા ને પોતેજ આગેવાન થયો આગળ ચાલતો ચાલતો બોલ્યો કે હજુર ! આ શેવક

આપની આજ્ઞાથી દુર નથી; માટે ભલે પધારો ગંભીર-સિંહ વગેરે તે અજાણ્યા રસ્તે ચાલવા લાગ્યા; જેમ જેમ આ

ગળ ગયા તેમ તેમ ઘણીજ ભયાનક જગો નજરે પડવા લાગી.

વળી સેંકડો જગોએ પગ રસ્તા નજરે પડયા પણ તે સઘળા ઉપર ધ્યાન નહિ આપતાં બન્યો ડુંગરાઓની વચ્ચે જે સાંકડો રસ્તો હતો તે રસ્તા તરફ ચાલવા માંડયુ, જેમ જેમ ચાલતાં ચાલતાં જ્યારે ઘણે દુર સુમારે આઠકોસ સુધી ગયા ત્યારે ચારે બાજુ ડુંગરાઓની વચમાં દસકોસના પરીઘવાળ-તથા વિસ્તારવાળુ પાતાળને ભેદી નાંખેલુ મોટુ સરોવર કે જેમાં મોતીના દાણા જેવું સ્વચ્છ જળ ભરેલું હતું તે નજરે પડયું—થાકી ગએલા ઘોડા જળ પીવાની ઇચ્છાવાળાં થઇ ગયાં હતાં. ચિત્રા નક્ષત્રના તાપથી પરશેવાના રેએ રેબ દરેકજણના અંગમાં વળી ગયા હતા; મોતીના દાણાની માફક કપાળ ઉપર પરશેવાના બિંદુ બંધાઇને ટપકતા હતા,-જળવિના કંઠ સુકાઈ જતા હતા. છતાં જ્યારે સમુદ્ર જેવા વિસ્તારવાળુ ચારે બાજુ ગગન ચુંબિત ડુંગરાઓ રૂપી પાળવાળુ શરોવર જોયું ત્યારે તે વખતે દરેકને આનંદનો પારજ રહ્યો નહી; થોડીજ વખતમાં કેટલોક નિકટ રસ્તો વટાવીને શરોવર આગળ આવી પોહોચ્યા પછી તે પાંચે સ્વાર અને પોતે વિજયસિંહજી તુરત ઉતરી પડયા-પછી એક વૃક્ષ નીચે ઘાસીયાં પાથરીને નિવૃતથી બેઠા સદરહુ પાંચ માણસોએ તુરત ઘોડાઓને શરોવરના કિનારે લઇ જઇને જળ પાયુ-તેમણે પણ પીધુ અને હજુર શ્રી વિજયસિંહજી માટે હડપીમાંથી ચાંદીનો લોટો કાઢીને શરોવરમાંથી સ્વચ્છ જળ ભરી લીધું-વિજયસિંહે નિવૃતિથી જળ પીધું અને સઘળા એક બીજાની પાસે ઘાસીયા પાથરીને આરામ લેવા બેઠા.

વિજયસિંહ એકી ટસે નજર કરીને શરોવરના વિસ્તારને જોયાં કરતો હતો તે શરોવરનું જળ પીતાંજ ઘણો ખુશી થઇ ગયો અને કહેવા લાગ્યો કે હે ભાઇઓ આપ

ણું ધન્ય ભાગ્ય માનોછે આ દેવતાઇ શરોવરનું દર્શન આપણને આજેજ થયુંછે; જો કે આપણા પુરવજો આ રસ્તે આવ્યા હોતતો આ ગંભીર શરોવરનું હર વખતે દર્શન કર્યા વિના રહતજ નહી: આ સરોવરમાં અનંત કમળ ઉગેલાંની બહાર જોયા વિનાં રહેતજ નહી,—વળી નજર કરતાં પણ આ શરોવરની સામે બાજુ જણાતી નથી એવું સમુદ્ર જેવું વિસ્તારવાળું સરોવરને વારંવાર જોવાનો લોભ રાખ્યા વિના રહેતજ નહિ:

હે ભાઇ! આ સરોવર ઉપર અનેક પ્રકારનાં પ્રાણી ચિત્ર વિચિત્ર અને રંગ બેરંગી, જોઇને મનેતો કેવળ આનંદજ થાય છે:—વળિ ચારે બાજુ અતિ ઉંચા ડુંગરાઓ અને તેના નિચાણમાં લીલી જગોમાં અત્યંત વન કરી તથા તે વનકરીના નિચાણમાં અનેક પ્રકારના પુષ્પ ખીલી નીકળેલાં છે કે જેનો કોઇરીતે સુમાર નિકળી શકતો નથી મારા ધારવા પ્રમાણે તો શ્રી કૃષ્ણ ભગવાન જે કે કુંજ-વિહારી કહેવાય છે તે પણ આ ચમત્કારીક ભુવનમાં આવિ શક્યા નથી; જો કે આવ્યા હોતતો તે મથુરાં અને પ્રયાગ તથા ગોકુળનો ત્યાગ કરીને સોળ હજાર ગોપી-યોની સાથે અહિંયાંજ રાસ ક્રીડા કરત:

અહાહા! આ ભુમિ અને સરોવર અહિયાં જેટલી ર-ળીઆમણી જણાય છે, તેથી પણ હજાર દરજે ભય ઉત્પ-ન્ન કરે તેવી આગળ જતાં ખીણો, અને વનકરી હશેજ; આપણે સરાસરી બાર કોસ સુધી આ ડુંગરાઓની ખી-ણોમાં આવ્યા છીએ; અત્યારે બાર ઉપર બે વાગ્યાનો સુમાર થયો છે; ભુખ પણ લાગી છે; અત્યારે આપણા હાથમાં આવે તેવા શિકાર ઘણા જાય છે. પણ આપણા ઘોડા થાકી ગયા છે માટે હવે શીકારનો નકામો પરિશ્રમ કરવો વ્યાજબી લાગતો નથી; મનેતો આ સરોવર કેવળ

સ્વર્ગ ભુવન જેવુંજ લાગે છે;–જો અહિયાં એક નાહાની બંગલી બનાવી હોતતો તેમાંજ રહીને રાત્ર દિવસ આનંદ કરીએ તેવું છે,

આ પ્રમાણે વાત કરે છે. એટલામાં બન્યો નેત્ર ઉપર આડો હાથ મુકીને ઝીણી નજરથી દ્રષ્ટી કરતો એકદમ ચમકીને અને ઉભો થઇને તથા હાથમાં તલવાર તથા ભાલો પકડીને ગંભીરસિંહજી–બોલી ઉઠયો અને વિજયસિંહ ભણી દ્રષ્ટી કરીને બોલ્યો કે અન્નદાતા! જુવો, જુવો, અને સાવધ થાઓ, એમ કહીને જમણા હાથથી બતાવે છે.

વિજયસિંહે તે તરફ દ્રષ્ટી કરી એટલે જણાઇ આવ્યું કે મોટી ગર્દન અને તે ઉપર કેસરી રંગના લાંબા વાળ સહિત મહા ભંયકર અને વિક્રાળ સિંહ, અને તેની સાથે સિંહણી એ બન્યો ધીરે ધીરે આવે છે, તે બન્યે ક્રૂર પ્રાણીના વચમાં કેવળ નગ્ન માણુસ જેવી રીતે કુતરાનાં બોટીલા રમાડતો હોય તે પ્રમાણે તે સિંહ અને સિંહણને રમાડતો રમાડતો સરોવર તરફ આવે છે; પણ તે ઉત્તર દિશાના ઉંચા ડુંગર ઉપરથી ઉતરતો જણાય છે, અને તે નગ્ન પુરૂષની ડાબી અને જમણી બાજુ સિંહ અને સિંહણ છે; આ પ્રમાણે જોવામાં આવ્યું—

પછી વિજયસિંહે પોતાના શુરા રજપુતોને કહ્યું કે સબુર કરો કાંઇક ચેટક છે ખરૂ; પણ નિશ્ચય કર્યા વિના શસ્ત્ર ઉગામશો નહીં. અત્યારે સાહસ કર્મ કરવાનું કામ નથી; દંત કથા હવે મને યાદ આવે છે; પણ હવે તે દંત કથાનો ભાવાર્થ નજરે જોવો ઘટે છે;

અરે ગરીબ પરવર! પેલાં ક્રૂર પ્રાણીનો શો વિશ્વાસ! કદાપિ આપણા ઉપર ધસી આવે ત્યારે તે પહેલાં સજ્જ થવું જરૂર છે. એ પ્રમાણે ગંભીરસિંહ બોલ્યો.

હા હા વાત ખરી છે. હથીઆર પકડીને સજ્જ થઇ

રહેવું અગત્યનું છે, પણ જ્યારે તે પ્રાણી છલંગ મારતું આપણા તરફ આવે ત્યારે તે વખતે આપણે આપણું બળ અજમાવવાનું છે.-વિજયસિંહ બોલ્યો,

હે અન્નદાતા! કદાચને પેલો નગ્ન માણસ હગોરી હોય, અને તે સિંહની માર્ફતે માણસનું મ્હોત લાવવાનું સાધન કરી મુકયું હોય તો શી ખબર! શંકા યુકત થઈને ગંભીરસિંહે પ્રસ્ન કર્યો;

કદાચ ભલે તેમજ હોય; પણ તે વિશે ખાત્રી થવાને વખત નજીક આવ્યો છે;-

આ પ્રમાણે પરસ્પર આ તરફ વિજયસિંહ વિગેરે સાથી વર્ગ સાથે વિચાર કરે છે, એટલામાંતો છેક નજીક પેલો નગ્ન માણસ તળાવની પાળ ઉપર આવી પહોંચ્યો. તે આવ્યો તેવોજ જયસચ્ચિદાનંદ પરમાત્મને નમઃ એવો શબ્દ બોલીને સફેત પથ્થર ઉપર, સરોવરના કીનારાની થડમાં બેઠો—આ વખતે શાન્ત વૃતિ જેવા થએલા બન્યો હિંસક પ્રાણી જેવી રીતે વણઝારા પાસે જંગી કુતરા મુખમાં-

લાંબી જીભ કાઢીને શ્વાસ લેતા જમીન પર બેસે છે તેવી રીતે પેલા નગ્ન પુરૂષથી પાંચ કદમ દુર સિંહ અને સીંહણી એ બન્યો બેસી રહેલાં હતાં. પેલા સફેત શિલાતલ ઉપર બેઠેલો નગ્ન સાધુ પોતાના બન્યો હાથમાં જળ લઈને મુખ સાફ કરવા લાગ્યો,-કાંઇક તરસ લાગવાથી ખોબે ખોબે પાણી પણ પીધું. પછી તે જળમાં પ્રવેશ કરીને પલાડી વાળીને સઘળા સરોવરમાં તરવા લાગ્યો—

આ દેખાવ જોઇને આ તરફ બેઠેલા વિજયસિંહને ઘણું આશ્ચર્ય લાગ્યું અને સઘળો તમાસો જોવાને માટે એક ચીત્તથી બોલ્યા ચાલ્યા વીના શાન્તપણે રહ્યા, આ તરફ સરોવરમાં એક કલાક સુધી તે નગ્ન સાધુએ જળમાંજ મનમાં મોજ આવી તેવી ક્રીડા કરી, પછી છેક કીનારાના થડમાં આવીને ઉભો રહયો. અને કમર જેટલા ઉંડા પાણીમાં રહીને તેણે

સ્નાન કર્યું, સ્નાન કર્યા પછી શાન્ત થઇને ધવલ શિલાપર બેઠો. પછી તેણે આકાશ તરફ કેટલીક વાર દ્રષ્ટી કરી. પછી તે દ્રષ્ટી બંધ કરીને પદ્માસન લગાવીને ગરદન નીચી કરીને તથા નાશીકાના અગ્ર ભાગ ઉપર દ્રષ્ટી કરીને કેટલીકવાર સ્તબ્ધ રહયો, એટલું કરી રહયો એટલે એકદમ ખડ ખડ ખડ ખડ હસવાજ લાગ્યો કે જેનો બીલકુલ પારજ રહ્યો નહી.

એટલું થઇ રહ્યું—એટલે એક દિશા તરફ દ્રષ્ટી કરીને બોલવા લાગ્યો કે—

"હે બચ્યા ! તું શામાટે ડરે છે ! આત્મા કાંઇ મરતો નથી; આ સિંહમાં પણ આત્મા છે; અને તારામાં પણ આત્મા . છે આ સિંહ પોતાનો ધર્મ સત સંગથી ભુલી ગયો છે; જ્યારે ક્રૂર અને અજ્ઞાન પ્રાણી પોતાનો ધર્મ ભુલે છે ત્યારે મનુષ્ય જન્મ પામ્યા પછી વિકારના નષ્ટ ધર્મ શા માટે ન ભુલાય ? ડર શા માટે લાગે છે ? કોણ ડરે છે ! કોણ ભડકે છે ? અરે એતો અજ્ઞાની જીવ કે જે જીવ એમ માને છે કે મારૂ શરીર છે મારૂ અંગ છે. હું મરૂ છું હું દુખીછું, હું સુખી છું; એ પ્રમાણે અભિમાનથી અજ્ઞાન થઇને માની રહેલો છે એજ ભય પામે છે, અરેરે, શું ઇશ્વરની માયા છે !

આ પ્રમાણે બોલીને ખડ ખડ ફરીથી હસવા લાગ્યો. પછી આનંદ આવેશથી નિચે પ્રમાણે બોલવા લાગ્યો:—

**स्रगध्रावृत्त**

**पाणि: पात्रं पवित्रं भ्रमण परिगतं भैक्षमक्षय्यमन्नं,**
**विस्तिर्ण वस्त्रमारा मुदशक ममलं तल्पम स्वल्पमुर्वी**
**येषांनि:संगतांगी करण परिपाति:स्त्रात्म संतोषिणस्ते**
**धन्या:संन्यस्त दैन्य व्यतिकर निकश: कर्मनिमूलयंति**

## અર્થ.

જેમને હસ્ત રૂપી પવિત્ર પાત્ર છે; વળી ભિક્ષા માગવાથી. અક્ષય અર્થાત ખુટે નહી એવું અન્ન મળે છે;—(અથવા કુદરતિ ઇશ્વરી બક્ષિસિ રૂપી. વન ઉપવનમાં ફળ ફળાદિક વસ્તુઓ બની રહેલી અક્ષય બક્ષિસિ છે) તથા ચારે બાજુની દિશા રૂપી વિસ્તાર વાળુ વસ્ત્ર છે (અર્થાત નગ્ન સ્થિતિ છે) વળી પૃથ્વિ રૂપી વિશાળ પથારી છે; વળી નિઃસંગતા એટલે કોઇનો પણ સંગજ નહી એવા નિશ્ચય પણાથી જેનું મન વિરામ પામેલું છે એવા અને દૈન્ય રૂપી દુઃખનો ત્યાગ કરેલો છે. એવા કર્મ નિર્મુળ (એટલે કર્મનો નાશ કરનારા) કરનારા આત્મ સંતોષીયોનેજ ધન્ય છે; એમ બોલીને આનંદ આવેશમાં બે હાથે તાળીયો પાડવા લાગ્યો; વળી તાલીયોના ઢળમાં

"જય ચિદાનંદ, આનંદકંદ,"
"જય ચિદાનંદ, આનંદકંદ,"
"જય સદાનંદ, આનંદકંદ."

આ પ્રમાણે વારંવાર બોલવા લાગ્યા અને એજ ધુનમાં નેત્ર મીચીને વારંવાર બોલવાનુંજ શરૂ કર્યું:—

આ તરફ વિજયસિંહ એકદમ ઉતાવળથી તમામ હથિયાર દુર કરીને તે નગ્ન સાધુની પાસે ઉભો રહયો બાકીના પાંચ શુરા સામટા હથિયાર પકડીને તમાસો જોવાને માટે પચીશ કદમ દુર ઉભા રહેલા છે:—

વિજયસિંહ તો તે સાધુના સામે ઉભો રહયો છે. પણ સાધુ મહારાજતો તાળીયો પાડવામાં, નેત્ર મીચીને એકજ તાલમાં લીન થઈ ગયેલા છે; તે સાધુની બન્યે બાજુ બેશી રહેલાં સિંહ અને સિંહણ તે પણ સાધુ મહારાજથી નિકળતા શબ્દને જાણે એકાગ્ર વૃત્તિથી સાભળતાં હોય નહી ! તેવી રીતે તે નેત્ર મીચાએલાં છતાં શાંન્ત

થઇને બેશીજ રહેલા છે; એમ જોવામાં આવતાં હતાં; વિજયસિંહને તો ઘણુંજ આશ્ચર્ય લાગ્યું તેમજ વિજયસિંહે પોતાના સાથી વર્ગ બાહાદુર રજપુતોને કહી મુક્યું હતું કે જ્યાં સુધી મારા ઉપર ભયંકર પરિણામ આવ્યો નથી તથા જ્યાં સુધી પેલો સિંહ મારા ઉપર છલંગ મારીને આવી શકયો નથી ત્યાં સુધી તમારે કંઇજ નહિ કરવું આ પ્રમાણે બંદોબસ્ત કરીને વિજયસિંહ પેલા નગ્ન મહાત્માની સામે બોલ્યા ચાલ્યા વિના ઉભો રહયો હતો; જ્યાં સુધી તે મહાત્મા પોતાના કાર્ય રંગ ઢંગમાં તદાકાર થઇ રહેલા છતાં બીજો કંઇ પણ ક્રીયા કરી નહોતી ત્યાં સુધી અનુકુળ આવ્યા વિના— બોલ્યા ચાલ્યા વિના તે સાધુના સામે વિજયસિંહ ઉભો રહયો હતો.

કેટલીક વાર થઇ એટલે તે યોગીએ નેત્ર ખુલ્લાં કર્યાં; નેત્ર ખુલ્લાં કરતાની સાથે સન્મુખ ઉભા રહેલા માણસને જોયો; જોતાંજ તે યોગીએ કારમી ચીસ પાડી તે ચીસ પડતાંજ જમણી બાજુએ બેઠેલા સિંહના ગર્દનની યાળ એકેક હાથ ઉંચી થઈ, તે સાથે તે સિંહનાં નેત્ર ભય ઉત્પન્ન કરે તેવાં વિકાળ થયાં. બન્ને કાંનની ટીસરો ખડી થઇ ગઇ, અને સિંહે પણ મેઘ ગર્જનાની માફક ગર્જના કરવા લાગ્યો, આ તરફ સિંહની ગર્જનાની સાથે સિંહણે પણ તેવીજ ગર્જના કરવા લાગી; થોડીકવારમાં આ પ્રમાણે થયુ તોપણ વિજયસિંહતો ભયરહિત થએલો શુર મર્દ જો કે હથિયાર પણ પાસે નહોતાં તોપણ બન્ને હાથ જોડીને અચળ ઉભો રહયો હતો;—વિજયસિંહસામે તે યોગીએ એક મિનિટ સુધી કૃપા નજર કરી; પછી યોગીએ વિજયસિંહને કહ્યું કે; હે શુરા ક્ષત્રી આ ભયાનક જંગલમાંથી તું તારે ઘેર ચાલ્યો જા, કેમકે હવે માત્ર ચાર ઘટિકા દિવસ રહયો છે;

યોગીની અમૃત વાંણી સાંભળીને વિજયસિંહે કહ્યું કે—હે કૃપા સાગર! આપ મહાત્માના દરશણનો અલભ્ય લાભ પુર્વના સદકર્મ યોગે અનાયાસ મને મળ્યો છતાં તે લાભ મુકીને હું શી રીતે ચાલ્યો જાઉ ?

અરે બાપુ ! તું મ્હારાં દરશણ કરી ચુકયો છુ—છતાં હવે અહીંઆ વિશેષ વખત સુધી ટકવામાં તને શું ફળ છે? આ ભયંકર જંગલમાં અનેક હિંસક પ્રાણી રહેછે. તેમજ માહોટી આકૃતીવાળા હજારો નાગ રાત્રી સમયે આમ તેમ આથડે છે—એટલુંજ નહી પણ વાઘ વરૂ, સિંહદીપડા ૪ ત્યાદીકનાં ટોળાં આ શરોવર ઉપર મધ્યરાત્રીએ આજુબા જુ ફરવાને માટે આહાવા શિલાઓ ઉપર બેસી રહેવા ને આવે છે.—તેમજ અનેક પ્રકારના ભયંકર નાદ અને વિચીત્ર દેખાવ થાય છે; અનેક ઝેરી જનાવરો આમ તેમ અંધારામાં આથડતાં ફરેછે; તમે લોકો પલંગમાં મુખમલની પથારી કરીને સ્વચ્છ જગોમાં શયન કરવા વાળાછો; છતાં આ કંટક ભુમિમાં રાત્રીએ તમે જ્યાં જ્યાં શયન કરશો ત્યાં ત્યાં ઝેરી જનાવરોનો ઉપદ્રવ તમને બહુ હેરાન કરશે એટલુંજ નહી પણ તેમાંથી મરણનો ભય રહેશે,—એ વખતે તમારામાં શુરત્વનો ઉપયોગ થઇ શકશે નહીં માટે તમે બને તેમ ઉતાવળથી પોતાને ઘેર ચાલ્યા જાઓ એ જ ઉતમ છે આ પ્રમાણે યોગીએ વિજયસિંહને કહ્યું

હે કૃપાસિંધુ ? આ દુઃખદાયક સંસારમાં દુખદાયક વ્યવહાર. રૂઢી અને વિકાર રૂપી જે કોઇ ગાઢુ જંગલ અને તેમાં .અનેક ઝેરી કારણો રહ્યાં છે તેના કરતાંતો આ જંગલ સરવથી ઉત્તમ છે; તેમાં પણ આપ મહાત્માનાં દર્શણ થીજ અમારા પરીતાપ દુર થઇ જશે; હે પ્રભુ ! કલ્પ વૃક્ષને મુકીને આકડા અને ધંતુરાના વૃક્ષને કોણ ચહાય ! હે દયા સિંધુ હુ આપની શરણે આવ્યો છું છતાં હવે ભય

શાંનો રહેયો છે ? આપેજ એક તરફ દ્રષ્ટી કરીને બોધ વાક્ય કહ્યાં છે તે મ્હેં દુરથી સાંભળ્યાં છે.—આપે જે શ્લોક કહયો તે શ્લોક સંતોષી માહાત્માના ધર્મનો હતો હે પ્રભુ પૂર્વે અનેક જન્મમાં સુકૃત જેણે કર્યા હોય તેજ પુરૂષ સંતોષને પામે છે-હે દયાળુ માહાત્મા ! આપ સમદરશી અને દયાળુ છો; આપની કૃપાકટોક્ષથી આ ક્રૂર અને હિંસક પ્રાણી સિંહ છતાં સાધુ વૃતિને પાંમેલ છે તો મનુષ્ય દેહ પ્રાપ્ત છતાં આપની કૃપાનો લાભ કેમ ન મળી શકે ભલે કદી ભયંકર જંગલ છે ભલે કદી ક્રૂર પ્રાણીનો અત્રે સમુદાય છે ભલે કદી મોટા મોટા સર્પ ઇત્યાદીક હજારો પગે અથડાઇને ચાલ્યાં કરે. ભલે કદી વરૂ, દીપડા, રીંછ ઇત્યાદીક આ શરીર ઉપર ધસે તો તેથી શું થવાનું હતું ? પણ આપનો અમુલ્ય સમાગમ એજ અમારા કર્તવ્યને ઉત્તમ ફળ આપનાર છે—આપ દયાળુ છો માટે અમારૂ રક્ષણ કરવાને સમર્થ છો આ પ્રમાણે કહીને વિજયસિંહ નમ્રતા પુર્વક બોલીને ઉભો રહયો.

યોગીયે વિજયસિંહની મુખાકૃતિ ઉપર ઘણીવાર નજર કરી તે સાથે તેનું શુદ્ધ અંતઃકરણ અને તેની ભાવના તપાસી લીધી પછી કરૂણા નજરથી કહેવા લાગ્યો કે તાહારી શી ઇચ્છા છે ?

માહાત્માની વાંણી સાંભળતાંજ વિજયસિંહનું જો કે વજર જેવું હ્રદય હતું તો પણ આ વખતે નેત્રમાંથી આંસુની ધારા ચાલી રહી હતી; શરીરમાં રોમાંચ પ્રેમ ભક્તિ દ્વારાએ ઉભાં થઇ ગયાં હતાં—હ્રદયમાં માહાત્મા પ્રત્યે શેવકાઇનાં ભાવનો વાસ થઇ ગયો હતો તેવા વિજયસિંહને પેલા યોગીરાજ માહાત્માએ જોયો:-

ફરીથી યોગીરાજે પ્રશ્ન કર્યો કે તું ક્યું કાર્ય કરવાને જીજ્ઞાસુ થયો છે શું તું આ જુઠા જગતના વ્યવહારને ત્યાગીને જંગલમાં નિવાસ કરેવા ઇચ્છે છે કે ? એમ કહીને પોતે

ખડ ખડ હસવા લાગ્યા–થોડીકવાર હસવું ચાલુ રાખીને, ફરીથી બોલવા લાગ્યો કે–હજુ તું જગતના વ્યવહારને ત્યાગ કરવાને અધીકારી થયો નથી હજુ પુર્વના કર્મનું ફળ ભોગવી રહ્યો નથી. હજુપણ તારે રાજ્ય સુખ ભોગવવાનું છે–અને તે રાજ્ય સુખ ભોગવતાં ભોગવતાં તુ તારા હાથથી સત્ય પુરૂપના સંગે કરીને સુક્રત કર્યા કર એટલુંજ હું તને કહું છું.

વિજયસિંહે પ્રાર્થના કરી કે હે ક્રપાસિંધુ ! આપ સમર્થ છો; માટે માગણી કરૂં છું કે મને સંતતીનું સુખ નથી–અને સંતતીની ઇચ્છા મારા કરતાં મારા ઘરમાં મારી સ્ત્રી છે તેને વીશેપ રહી છે–રાત્ર દિવશ ચિંતામાં પોતાના રૂધિરને બાળ્યાં કરે છે–અફસોસ રહે છે–પરિતાપ કરે છે–હે પ્રભુ ! સ્ત્રી જાતીનો કુદરતિ એવોજ સ્વભાવ હોય છે માટે ક્રપા કરીને આપ અમને આશિર્વચન આપો કે સંતતી પ્રાપ્ત થાય.

વિજયસિંહની વિનંતી સાંભળીને યોગીરાજ માહારાજે કહ્યું કે તાહારા નશિબમાં સંતતી છેજ નહી:–માટે આ જન્મમાં તો ક્રોટી પ્રકારના ઉપચાર કરો તો પણ સંતતી થવાનીજ નથી; વળી આજથી ત્રણ વરસમાં તુ અને તારી સ્ત્રી એ બન્યો ફાગણ માસની પુર્ણીમાને દિવશે એકજ દીવસે એકજ વખતે, એકજ ઘડીએ સ્વર્ગ વાસ થશો, એટલે હવે તમે તમારી હયાતમાં રાજ્ય સુખ વીશેપ વખત સુધી::ભોગવી શકો તેમ નથી.

હે ભાઇ જ્યારે તેમજ છે તો સંતતીનું સુખ તમે શી રીતે જોઈ શકશો ? વળી એ મોહપાશ રૂપી દુખદાયક લહાવો શી રીતે લઇ શકશો ?

યોગીરાજનું વચન સાંભળતાંજ જયમલ એકદમ ચમક્યો, તેનું હ્રદય ગ્લાની થવા લાગ્યું–મુખ ઉપરની રતાશ ફીટીને ફીકાશ થવા લાગી બન્યો હોઠ ફીકા થવા લાગ્યાં શરીર ઉપર જાણે પરીશ્રમ થયો હોય તેમ ચિંતા થકી

તેના પ્રબળ વેગને લીધે પરસેવો છુટવા લાગ્યો; આ દેખાવ જોઇને યોગીએ પ્રશ્ન કર્યો કે કેમ ! તુ મર્ણથી ભય પામે છે કે અરે ક્ષત્રી બચ્ચો થઇ કાળથી ડરે છે કે ? ત્હારા બાપ દાદાઓ પણ કાળ ચકરમાં ચુર થઇ ગયા છે તો પછી ત્હારો હિશાબ શો છે !–બચ્ચા ! ખબરદાર રહે; તું કંઇ મરનારો નથી પણ તારો દેહ મરી જશે. તું તો ફરી ફરી જન્મ લેવાનોજ છે, જીવનો ધર્મ એજ છે કે વારંવાર જન્મ લીધા જ કરે; માટે ભયથી દુર થા–યોગીયે કહ્યું–

મહારાજ હું કંઇ મર્ણથી ડરતો નથી; પણ જે ઇચ્છા સંતતી પ્રાપ્ત થવાને મ્હેં રાખી છે તે ઇચ્છાનો ભંગ થયો. વળી આપનો મ્હોટો ઉપકાર માનું છું કે માહારા મર્ણની અવધિ મને કહી જણાવી છે. પણ આપતો મહાત્મા છો આપની વચન સિદ્ધિને પરમાત્મા માન આપ્યાવિના રેહેશેજ નહિ. આપનામાં જે કાંઈ સત્તા રહી છે તેવી સત્તા અમારામાં નથી. માટે પુનર જન્મમાં પણ અમે વાંઝીયાં રહિયે નહીં અને મનુષ્ય દેહ પ્રાપ્ત થાય એવો માર્ગ કૃપા કરીને બતાવશો;

વિજયસિંહની નમૃ વાણી સાંભળતાંજ દયાળુ માહાત્મા યોગીરાજ શીલાતળ ઉપરથી ઉતરીને તુરતજ તેની પાસે છેક નજીક આવીને તેના જમણા કાનમાં મહાવિદ્યા સાત્વકીમાયાનો અર્થાત સરસ્વતિ દેવીનો મંત્ર આપ્યો અને બોલ્યા કે, આ મંત્રનો ૭ માસ સુધી તું અને તારી સ્ત્રી એ બન્ને મળીને જપ કરશો; જપ કરતી વખતે કોઇને ખબર પડે નહિ તેવી એકાંન્ત જગોમાં બેશીને તેવી એકાંન્ત જગામાં તમે બે શીવાય ત્રીજુ કોઇ પણ હોવુ નજ જોઇએ; દરરોજ એક વખત ભોજન કરો:—બન્યોં જણ બ્રહ્મચર્ય વૃત્ત પાળજો, અને તમારી વૃત્તિને એકાગ્રતામાં લાવશો.

આજુબાજુના સંસારીક વ્યવહારમાં લેશપણુ લક્ષ રાખતા નહી. તમને છઠે મહીને સાક્ષાત સરસ્વતિ મોર ઉપર આરૂઢ થએલી વીણા ધારણુ કરવાવાળી, આનંદી. અને સાત્વીક સ્વભાવવાળી પ્રસંન્ન વદનથી દર્શણુ દેશે. તે વખતે એજ દેવી તમારા અંતઃકરણુની તમામ શંકાઓ દુર કરશે તેમજ સંતતી માટે એજ દેવી ખુલાસો કરશે; તથાસ્તુ—એટલું કહીને પાછો શિલાતલ ઉપર તે યોગીરાજ બેઠો.

યોગીરાજના ચરણુ કમલમાં વિજ્યસિંહે મસ્ત નમાવ્યું.

અને ઉપકારે કર્યા બદલ સ્તુતિ કરવા લાગ્યો; આ વખતે સુર્ય અસ્ત થયો હતો. ચારે તરફ અંધકારે પોતાનો અમલ ઝમાવી દીધો હતો, દરેક પક્ષિયો પોતાના માળામાં ગુપચુપથી લપાઇને બેસી જવા લાગ્યાં, વિજ્યસિંહ યોગીરાજની આજ્ઞા વિના ત્યાંથી બિલકુલ ખસ્યોજ નહિ. તેમજ જે સ્થિતિમાં પોતે ઉભો હતો તેજ સ્થિતિમાંજ ગુરૂના સનમુખ ઉભો રહ્યો હતો. યોગીરાજ વિજ્યસિંહને કહ્યું કે તું અહિથી મારી સાથે ચાલ્ય; અને તાહારાં વાહન અને તારા માણુસો સાથે રહીને જે જગો હું બતાવું ત્યાંજ આજની રાત્રી ગાળો, કેમકે તે જગો નિર્ભય છેઃ—

વિજ્યસિંહે મસ્તક નમાવ્યું અને પોતાથી નજીક ઉભેલા માંણુસ પૈકી ગંભીરસીંહને આજ્ઞા કરી કે આપણુા ઘોડાને દોરીને ગુરૂ માહારાજની આજ્ઞા પ્રમાણે તેમની પાછળ ચાલો; તુરતજ આજ્ઞા પ્રામાણે ગંભીરસીંહ ઘોડાને અને સાથી વર્ગને લઇને ત્યાંજ હાજર થયો;

યોગીમાહારાજ તુરત ઉભા થયા તેમની સાથે સીંહ અને સીંહણુ ડાબા જમણી ચાલવા લાગ્યાં. એજ વિસ્તારવાળા શરોવરના કીનારાને લગતી હજાર ફુંટ ઉચી ટેકરી ઉપર ચ-

ઢવાનું શરૂ કર્યું; કેટલીક વારે છેક ઉપર જઇ ચઢયા, ત્યારે તો એવું જણાયું કે તે ટેકરીની ચારે બાજુ મોટા ઉંચા ડુંગરાઓની હાર માલુમ પડી તે ઉચા ડુંગરાઓ આગળ આ ટેકરીનો ઉપરનો સપાટ પ્રદેશ જુદીજ તરેહનો શોભા આપનારો જણાયો તેવી સપાટ પ્રદેશવાળી ઉચી ટેકરી ઉપર મધ્ય ભાગમાં આરસપાહણનો સો ફુંટ ઉચો અને ત્રણસો ફુટના ઘેરાવાવાળો પથ્થર માલુમ પડ્યો એ પથ્થર આગળ યોગીરાજ ઉભા રહ્યા. પછી તેની એક બાજુએ જઇને તેમાં પ્રવેશ કરવાને દ્વાર બતાવ્યું તે દ્વારમાં જાણે વિશ્વકર્માએ ટાંકણાંથી સ્વચ્છ ઓરડા અને ઉત્તમ બેઠકો બનાવી હોય તેવી રચના યોગીરાજે બતાવી; તે દ્વાર આગળ મોટા વાડો હતો તેમાં ઘોડાને બાંધવાને સોઇ બતાવી. યોગીરાજના કહેવા પ્રમાણે વિજયસિંહ મુસાફરે અંદર પ્રવેશ કર્યો. ગંભીરસિંહની પાસે મીણની બત્તીયો હતી, તે બત્તિને ચકમક પથ્થરથી દેવતા સળગાવીને દીપક પ્રગટ કર્યો અને તેના અજવાળાથી અદભુત જગોમાં પ્રવેશ કર્યો. અંદર જતાંજ તમામ નિર્ભય પ્રાપ્ત કરે તેવી સ્વચ્છ જગો માલુમ પડી; આ વખતે યોગીરાજે વિજયસિંહને કહ્યું કે–હું તમને પ્રાત:કાળમાં મળીશ. અત્યારે તો હું મારી ગુફા તરફ વળું છું. તમારા ઘોડાના રક્ષણ માટે આ સિંહણને અહિંજ મુકતો જાઉછું. અને આ સિંહ મારી સાથેજ ચાલ્યો આવશે. તમે હવે અહિંયાં નિર્ભયથીજ રહો આ આરસપાહણ શીલા મંદિરમા તમે સુખેથી રહી શકશો. અહિંયાં ગુરૂ પ્રતાપથી કોઇ હિંસક પ્રાણી આવી શકે તેમ નથી. તેમ છતાં આ સિંહણ તમારૂ રક્ષણ કરવાને માટે મારી આજ્ઞાથી આ ટેકરીની ચારે બાજુ આખી રાત્રી પ્રદક્ષિણા કર્યાજ કરશે; એટલું કહીને અતિ વેગથી યોગી માહા

રાજા એક ભયંકર ખીણમાં નિચાણમાં ઉતરી પડ્યા કે જેથી તે બાબત કોઈને ખબર પડી નહી.

આ તરફ વિજયસિંહ ઘણો આશ્ચર્ય પામ્યો; મીણબતીના અજવાળાથી તમામ ભાગ જોઇ લીધો, તે સઘળું જોતાંજ તેની કલ્પના પોહોંચી શકી નહિ; આ કામ દેવતાઓના હાથથીજ હોવું જોઇએ. એટલુંજ નહિ પણ અંદરનો વિસ્તાર વાળો તમામ ભાગ સ્વચ્છ અને ચળકતો તથા પ્રકાશ મારતો દેખાતો હતો વર્શાઋતુમાં મુશળધાર પ્રમાણે જળ પડે તોપણ તે વિચિત્ર ગુપ્તઅવાસને કંઇજ ઇજા આવે તેમ જણાયું નહિ, વળી તે મનોહર અવાસમાં એકેકથી પચાશ થાંભલા દસ દસ ફુટ ઘેરાવાના ઉંચા હતાં તે અવાસના મધ્ય ભાગમાં સભા બેસવાને ચોતરફ સ્વચ્છ બેઠક હતી. અને આજુબાજુ ચારે તરફ શયન કરવાને માટે ઉંચા ઉંચા ટેબલની માફક સ્ફટિક પથ્થરના ઓટલા કરેલા હતા. આ સઘળી રચના જોઇને વિજયસિંહ વિસ્મયતાની સાથે આનંદ પામ્યો; પોતાની પાસે હડપીમાં જે કંઇ ખોરાક હતો તે ખાઈ લીધો. વળી તે સ્થંભના નજીક નાનો સરખો સજીવન કુંડ હતો. તેમાંથી સીતળ જળ ભરી લીધું. અને રાત્રીની વખતે તે ગુફામાંજ બેઠા.

વળી વિજયસિંહને વિચાર આવ્યો કે, ગુરૂની આજ્ઞા આ સ્થાનમાં ભય નથી એવી છે. તોપછી આ ગુફાની શીલાના છેક ઉપરના ભાગમાં કંઈ પણ બેઠક બનાવી હશેજ; જ્યારે આટલી બધી રચના અંદર ખાતે છે તો ઉપર કંઈ પણ હોવી જોઇએ; માટે મીણબતીનું ગુચળું સળગાવીને ઉપરનો ભાગ જોવો જોઇએ. એમ વિચાર કરીને ગંભીરસિંહ અને પોતે તથા એક ત્રીજો માણસ હથિયારબંધ તે શીલાના ઉપરના ભાગને જોવાને માટે એક બાજુથી પ્રયત્ન કરીને

ચઢવા લાગ્યા, તપાસ કરતાં ટુંકા ટુંકા પગથીયાં નજરે પડયાં તેથી તેમને ઘણો આનંદ થયો, એ પગથીયાને આધારે થો. ડીજ વારમાં છેક ઉપર ગયા. ત્યારે તે ઉપર પચાશ માણસ બેસે તેવી અગાશી બનાવેલી નજરે પડી; તેઓ તે અગાશીમાં ઉભા રહ્યા.

આ વખતે રાત્રીના અગીયાર વાગ્યાનો સમય થયો હતો, કેવળ કાળા રંગની તમામ જગોએ ચાદર પાથરી હોય તેવું અંધારૂં હતું. આજે છેક નિર્મળ આકાશ હતું તેથી નક્ષત્ર ગણનો પ્રકાશ જણાતો હતો; તે શામ રંગના આકાશમાંનક્ષત્ર સહિતની તમામ છાયા પેલા વિસ્તારવાળા સરોવરમાં નજરે પડતી હતી, તે જાણે નીચે અને ઉપર આકાશ હોય તેમ જણાતું હતું; આ વખતે રાત્રી સમયનો દેખાવ વિચિત્ર અને ભયંકર દેખાતો હતો, તે સરોવરના કિનારે રાત્રી વખતે ફરનારાં પ્રાણીનો સોરબકોર શાન્ત રાત્રી હોવાથી સંભળાતો હતો. વળી દક્ષિણ દિશા તરફના પવનના ભારે સપાટાનેલીધે, લથ્થબથ્થ થએલા વૃક્ષો અને જાળામાં ગમન કરતા પવનથી અનહદ નાદ સંભળાતો હતો; વળી આકાશમાં મોટાં પક્ષિયોના પાંખોનાં ફડફડાટ શિકાર માટે ચોટ સાથે થતો હોય એમ જણાતું હતું. જેમ જેમ રાત્રી વીતવા લાગી તેમતેમ છેક નીચાણમાં અને ઉંડા મોટા મોટા કોતરોમાં તથા ખીણોમાં વાઘવરૂ અને સિંહનો નાદ સંભળાવા લાગ્યો. અચાનક આંખ્ય પણ કબુલ કરે નહિ તેવો દેખાવ સરોવરના અથાગ જળમાં જાણે બળતી મશાલ લઇને કોઇ ચાલતું હોય તેવું જોવામાં આવ્યું. તેમજ બહુ દુર સામેના ભાગમાં ઉંચા ડુગર ઉપરથી મશાલ પકડીને કોઈ ઉતરતું હોય અને ચઢતું હોય તેવું નજરે જોયું: કોઇ કોઇ નીચાણમાં છેક જાળાંમાં છુપ-

ફીથી રહેલા જાણે કાંઇ વાતો કરતા હોય તેવી ધ્વનિ સમજ વામાં આવી; જાણે કોઈ લુંટારૂ માણસ શાહુકારને લુંટતો હોય અને આવોરે, આવો, એમ કહેવામાં આવતું હોય તે પ્રમાણે તેવાજ શબ્દ કાને સાંભળવામાં આવ્યા; આ પ્રમાણે વિચિત્ર દેખાવ જોઇને વિજયસીંહે ગભીરસીંહને કહ્યું કે, અહાહા! જોકે યોગીરાજ મહાત્માનાં દર્શણ ન થયાં હોત તો આ તરફ આજની રાત્રી આપણા જાનને પાયમાલ કરત એમાં કંઈ શક નથી. કેમકે આ સ્થળમાં ઘણા વાઘવરૂ વીગેરે જણાય છે એટલુંજ નહિ પણ દિગંબર વેશવાળા મહાત્માઓનો પણ નિવાસ અહિયાંજ જણાય છે. અત્યારે બાર ઉપર બ વાગ્યાનો સુમાર થવા આવ્યો છે. જુવો આ ઉતર ધ્રુવની આજુબાજુ ફરનારા સપ્ત ઋષિના તારાઓ છેક દક્ષિણ દિશાની કક્ષામાં નમી ગયા છે; માટે હવે નીચેના નિર્ભય અવાસમાં જઇને નિદ્રા લઇ લઇએ.

આ પ્રમાણે વિચાર કરીને તેઓ જલદીથી નીચે ઉતરી પડયા; અને ગુફામાં પ્રવેશ કર્યો. રાત્રી વીતી ગઇ પ્રાતઃકાળ ગયો એટલે સઘળા જલદીથી ઉઠયા; તેઓ દંતમંજન અને મળ શૌચ કરી આવ્યા એટલામાંતો ભાનુદેવે પોતાના કીરણોનો પ્રકાશ પરિપૂર્ણ આપી દીધો. રાત્રી વખતે શોભા દેખાતી હતી. તેના વિરૂદ્ધમાં પ્રકાશને લીધે તે ટેકરી ઉપરથી ચારે તરફ કોઇ ઔર૦ જ ઢબની શોભા દેખાવા લાગી; આહાહાહા! જે માણસ હાવાં સ્થાનમાં રહીને પોતાનો વખત આનંદમાં ગાળી શકયો નથી તેનું જીવતર વૃથા છે. આ પ્રમાણે વિજયસીંહે ગંભીરસીંહને કહ્યું ગંભીરસીંહ બોલ્યો કે, મહારાજ! આપનું કહેવું સત્ય છે.

આટલી વાત કહે છે એટલામાંતો ગઇકાલના યોગીરાજ મહારાજ ભસ્મનું ત્રિપુંડ ખેંચીને તે ટેકરી ઉપર આવી પ-

હોંચ્યા અને પોતાની સાથે મોટી જટાવાળો ભયંકર દેખાવ વાળો એક અઘોરી જેવો સાધુ હતો તે સાધુના સામે દ્રષ્ટી કરીને કહેવા લાગ્યા કે આ અજાણ્યા મુસાફરને ચમત્કાર નગરમાં જવાના એક સીધા રસ્તા ઉપર ચઢાવીને તુરત મારી પાસે આવતો રહે; યોગીરાજનું વચન સાંભળી સાથેના વિચિત્ર સાધુએ બોલ્યા ચાલ્યા વિના પોતાનું મસ્તક નમાવ્યું.

વિજયસિંહે યોગીરાજની આજ્ઞા માગી; યોગીમહારાજ તેઓને અશિર્વાદ દઈને બીજે રસ્તે કોઈક ખીણભણી ચાલ્યા ગયા આ તરફ વિજયસીંહ અને તેમના સાથીવર્ગ તે ટકરો ઉતરવા લાગ્યા. પછી જે શિલાતલ ઉપર યોગીરાજ ગયે રોજ બેઠા હતા ત્યાં આવી પહોંચ્યા ત્યાંથી દરેક જણ અશ્વ ઉપર આરૂઢ થયા; અને જેમ બને તેમ જલદીથી રસ્તો કાપવા લાગ્યા, પેલો મોટી જટાવાળો સાધુ ગાંડા માણસ જેવી ચેષ્ટા કરતો, તથા માદક પદાર્થ લીધો હોય અને જેમ બકવા કરે તેવી રીતે બકવા કરતો; તથા મનમાં આવે તેમ ઢંગઢાળ વગરનું બોલતો બોલતો; તથા ઘડીકમાં હસતો અને રોતો રોતો તેમજ ક્ષણવાર ઉભો રહેતો અને મોજમાં આવે તો દોટ મુકીને તાળીયો પાડતો તથા દોડતો દોડતો, સઘળા મુસાફરની જોડે જતો હતો;

તે મુસાફર જ્યારે રસ્તો ચુકીને બીજે રસ્તે ચઢતા હતા ત્યારે આ સાથેનો મસ્ત સાધુ ખબરદાર. ઉપર ચલો, એમ કહીને માર્ગ બતાવતો હતો; સરાસરી બાર કોસ દુર આવ્યો ત્યારે તે વિચત્ર સાધુ સ્થંભ્યો અને બોલ્યો કે, અબે મુસાફર ! મેરીબાત સુનલે. ફિર પિછે ચલે જા દેખ, હાંસે તીન કોસતક સીદ્ધા ચલેજાના, ફીર બાવા ( ડાબા ) હાથકે રસ્તેપર જાના. વોભી સીધા ચલેજાના, ચલતે ચલતે એક બાવડી

આયગી, ઉસબાવડીકે સામને પીપલાકા વૃક્ષ હે. ઉસ વૃક્ષ કો બાંવે હાથ પકડ કર સીધા ચલાજાના, તો તેરા શહેર આયગા, જયસચિદાનંદ એમ કહીને પેલો વીચિત્ર સાધુ એક ડુંગર ઉપરની ટેકરી ઉપર ચઢીને ગેબ થઇ ગયો.

વિજયસીંહે તે સાધુને નમસ્કાર કર્યો અને જયગુરૂ કહીને પોતાના ઘોડા બતાવેલા રસ્તા પ્રમાણે ચલાવ્યા; તેઓ છેક સાયંકાળ વખતે પોતાના નગરભણી પોહોચ્યા અને પ્રવેશ કર્યો.

———(૦)———



# પ્રકરણ ૨ જું.

## ગુપ્ત અવાસમાં સરસ્વતિનું પ્રગટ થવું અને વરદાન.



જયસિંહ પોતાના નગરમાં આવી પોહોચ્યો તેથી, તેમના મોટાભાઇ શિવસિંહજીને આનંદ થયો. પતિનું દર્શન કર્યાં વિના એક ક્ષણ રહિ શકે નહી તેવી માલતી વિજયસિંહને જોતાંજ ભેટી પડી; નેત્રમાં આંસુ લાવીને થએલી ફીકર વીશે હકીકત કહેવા લાગી,

વિજયસિંહે સઘળી હકિકત માલતીને કહી બતાવી; તેથી માલતીને ઘણો આનંદ થયો. યોગી માહાત્માનાદર્શનનો લાભ અને સરસ્વતિ મંત્રનો ઉપદેસ તથા ત્રણ વરસની અવધમાં બન્યો જણ એકજ વખતે મરણ પામશો એવો અદ્‌ભુત બનાવ, તથા છ મહીનાની અંદર સાક્ષાત સરસ્વતિ દર્શન આપશે, અને મનકામના પુર્ણ કરશે. એ વીગેરેની હકીકત જાણીને તેણીના હૃદયમાં આનંદની રેલછેલ થઇ રહી.

તે સાથે સાહસ કાર્ય સાથે અધિરી વૃતિ રાખીને માલતી રાણી પતિ પ્રત્યે ઉત્સાહ પુર્વક બોલવા લાગી કે પ્રાણપતિ ! કૃપા કરીને શ્રી સરસ્વતિ દેવીની ઉપાસના કયારે કરશો ! હવે તો બીજો વ્યવહાર ત્યાગ કરો; આપણું કાર્ય જે પ્રકારે જલદી સફળ થાય તેમ કરો.

વિજયસિંહ, પણ ઉલટવાળો હતો; તેણે. જેમ બને તેમ ઉપાસના કરવાને માટે ગોઠવણ કરી. પોતાના મહેલમાં ત્રીસરે મજલે. એકાંત ભાગમાં વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને વેદ

મંત્રથી સરસ્વતિનું આવાહન કર્યું—અને ત્રણ મણ પાણી રહે એવો મૃતિકાનો ઘડો મોહોટા આકારવાળો છમાસ સુધી જળ રહી શકે તેવો. તલ, જવ, ઘઉં, ડાંગર ઇત્યાદીક દ્રવ પધાર્થ ઉપર ગોઠવીને મુકયો, અને સ્થાપન કર્યું:—

દરરોજ પ્રાતઃકાળથી તે સાયંકાળ સુધી બન્યો જણ સરસ્વતિનો જપ કરવામાંજ રહ્યાં—પોતાના રાજ્યની વ્યવસ્થા પ્રધાનને સોંપવામાં આવી હતી, તેથી સરસ્વતિનું અનુષ્ઠાન કરવામાં તે બન્યોનું ચિત્ત એકવૃત્તિવાળું એકાગ્ર રહેતું હતું ચમત્કારિક યોગીરાજથી જે ચમત્કાર જોયો હતો તે ચમત્કારથી, અને અનુભવથી વિજયસિંહનું હૃદય કેવળ આસ્તાવાળું મુમુક્ષુ સ્થિતિવાળું થયું હતું. તેમાં પણ સ્ત્રી સ્વભાવ પ્રમાણે માલતીની શ્રદ્ધા પણ તેવીજ રહેતી હતી, દર્ભની સાદડી ઉપર જુદે જુદે આસને શયન કરતાં, હતાં. જ્યાં સુધી જાગ્રત અવસ્થા હોય ત્યાં સુધી જપ મંત્ર શિવાય બીજી કોઇપણ વ્યવહારીક વાત નીકળતીજ નહોતી.

અને જ્યારે નિંદ્રાદેવીનો સપાટો તેમના ઉપર અસર કરતો હતો ત્યારે પણ તે બન્યો જણના હૃદયમાં મોર ઉપર સ્વારી કરીને જાણે તે મોરને નચાવતી નચાવતી, વીણાયંત્રને બજાવતી બજાવતી, અને અદ્વૈત માર્ગનું ગાયન ગાતી ગાતી, મંદહાસથી પ્રફુલ્લ વદનવાળી સરસ્વતિનું સ્વરૂપહૃદયમાં ધારણ કરતાં હતાં.

વળી મનકામના સિદ્ધિ માટે અને એજ લોભને માટે તે સરસ્વતિ દેવીનું જે સ્વરૂપ અંતઃકરણમાં ધારણ કર્યું હતું તે સ્વરૂપ બિલકુલ ચલાયમાન થતું નહોતું. નિદ્રામાં જ્યારે તે બન્યો ઘેરાઇને પેતપોતાના દર્ભાશન કે દર્ભશય્યા ઉપર આડા થઇ જતાં હતાં ત્યારે સ્વપ્ન સ્થિતિમાં પણ તે બન્યો જણ પોતાના હૃદયમાં ચિતરેલાં ચિત્રને અર્થાંત સરસ્વતી

દેવીને જોતાં હતાં. છતાં જ્યારે જાગ્રત અવસ્થા થાય ત્યારે તે બન્યો જણા પરસ્પર વાત કરતાં હતાં કે પવિત્ર દેવીશ્રી સરસ્વતિનું દર્શન ખરેખર સ્વપ્નમાં થયુંજ હતું.

આ પ્રમાણે તે બન્યો જણની અડગ સ્થિતિ અને વૃત્તિ થઇ ગઇ હતી, વિજયસિંહ બિલકુલ બાહેર નીકળતો નથી. તેમજ ચમત્કાર નગરના રાજા શિવસિંહભુપની મિલાકાત પણ લેતો નથી; તેમજ અમિર ઉમરાવ ઇત્યાદિક મળવા આવનારને રૂબરૂ મળતો નથી; અને એકાંતમાં બેશી રહે છે એવી વાત નગરમાં ચરચાવા લાગી; છુપી રીતે બાતમીદાર ચતુર માણસોના કહેવાથી શિવસિંહ દરબાર જે કે વિજયસિંહનો મોટો ભાઇ અને ચમત્કાર નગરનો રાજા હતો તેના જાણવામાં આવ્યું હતું કે એકાંતમાં રહીને કોઇ દેવતાનું પુરશ્રવણ કરે છે.

આ પ્રમાણે જણાયાથી--વીજયસિંહને મળવાની વાત મુકી દીધી.

ધીરે ધીરે પાંચ માસ વીતી જવા આવ્યાં, તે બન્યો દંપતિનું ચિત્ત કેવળ એકાગ્ર વૃત્તિવાળું થઇ ગયું જોકે જગતમાં અને ઘરમાં, તથા ગુપ્ત જગોમાં અનેક વસ્તુઓ નેત્રદ્વારાએ જોવામાં આવે એ સ્વાભાવિક નેત્રનો ધર્મ છે. પણ આ વખતે તો એ બન્યો જણનાં નેત્ર કોઇપણ વસ્તુ ઉપર દ્રષ્ટી ધર્મ કરી શકતાં નહોતાં પણ તે નેત્રના મધ્ય કેન્દ્રમાં કેવળ સરસ્વતિનુંજ દર્શન કરતાં હતાં. અહાહા, એનું નામજ, અડગ તથા એકાગ્રહવૃત્તિ કહેવામાં આવે છે. મહા પ્રતાપ શિળ યોગીરાજનું. વચન, બળ, અને સદરહુ બન્યેનો પુરૂષાર્થ પુરેપુરી રીતે પાંચ મહિના વીતી ગયા એટલે. ફરી ભુત થવા આવ્યો! અને છઠો મહિનો શરૂવાત થયોં તે બન્યો જણ જ્યાં જ્યાં જુએ ત્યાં ત્યાં સરસ્વતિનુંજ સ્વરૂપ નિહાળવા લાગ્યાં, તે

એકાંત જગોની ચારે તરફ ભીંત ભણી જ્યારે તેમની સ્વભાવિક દ્રષ્ટિ જતી હતી ત્યારે ભીંત ઉપર ચિત્ર રૂપ સરસ્વતિને જોયાં કરતા હતા; જ્યારે સ્થાપન કરેલા ઘટ ઉપર નજર કરતાં હતાં ત્યીારે તે ઘટના ખુલ્લા મુખમાંથી જાણે તેજોમય મસ્તક નિકળ્યું હોય. અને મંદહાસથી અભય વરદાન આપવાને કાંઈ કહેતાં હોય. તેવું નજરે જોતાં હતાં, આ પ્રમાણે તેઓની એકાગ્રવૃત્તિ સિદ્ધ થઇ અને છઠો મહિનો પરિપૂર્ણ થવા આવ્યો; રાત્રી પડી ગઈ હતી. અર્ધ નિશાનો આરંભ થયો હતો. આ વખતે વિજયસિંહ અને માલતી રાણી એ બન્યો પોતપોતાના ન્યારા ન્યારા દર્ભાસન ઉપર ટેકો દઇને, ગૌમુખીમાં હાથ ઘાલીને સરસ્વતિના મંત્રનો અનહદ ઉચ્ચાર હૃદયમાં કરતા હતા. પણ નિદ્રાદેવીએ તે બન્યો ઉપર અસર કરવા માંડી હતી.

થોડીકવાર નેત્ર મિંચાઇ જતાં હતાં. હાથમાંની ગૌમુખી માળા, નિદ્રાને લીધે લચી જતી હતી. નેત્ર ગેહેરાઇ જતાં હતાં. નાશિકામાંથી ચંદ્ર નાડીનો સ્વર ચાલતો હતો. આજે પણ સોમવાર હતો.

તે વખતે બન્યો જણ સરસ્વતિ દેવીના સ્વરૂપમાં લીન થઈ ગએલાં નિંદ્રાવશ થયાં હતાં. દીપકનો પ્રકાશ જારી હતો. અખંડ જ્યોતી સ્થાપન આગળ જારૂજ હતી. કેવળ શાન્ત શાંન્ત અને શાંન્તજ હતું. તે વખતે ઉત્તર દીશાની ભીતમાં અર્થાત જ્યાં સ્થાપન કર્યું હતુ તે સાથેની ભીંતમાં ગાયનનો પડઘા સારી રીતે સાંભળવામાં આવ્યો. ગાયન સાંભળતાંજ વિજયસિંહ, અને માલતીનાં નેત્ર ખુલ્લાં થયાં અને હુશિયાર થઇને પોતાના દર્ભાસન ઉપર પલાંઠી વાળીને બેશી ગયાં. વળિ જ્યાં ઘટસ્થાપન કર્યું છે ત્યાંથીજ સંગિત સંભળાય છે એ શું હશે ! એવું વિજયસિંહે માલતીને કહ્યું.

માલતીએ પોતાના પતિને કહ્યું કે સ્વામીનાથ, શાંભળો સાંભળો, સબુર રાખો, હવે તો આપણે પ્રત્યક્ષ સાંભળીએ એવું ગાયન થાય છે. તે ગાયન શું છે. તે નીચે પ્રમાણે સાંભળવામાં આવ્યું.

કાન્હરો.

ઘર જાનેદે છાંડ દે મોરી બૈયાં—એ રાગ.

મન કૃષ્ણ કૃષ્ણ નિત ભજ રે, (૨)
સદ વિદ્યા, સદ્‌ગુણ વિવેક બળ,
જ્ઞાન તત્વ ઉર યજરે. મન કૃષ્ણ૦
અજર અમર અવિકારી એક રસ,
વ્યાપક એક સમજ રે;
બાહ્યાંતરમાં ઘટ ઘટ સ્થાપક,
જ્ઞાનરૂપ હરિ અજરે. મન કૃષ્ણ૦
હર્ષિત જન આનંદ મઝામાં,
નિરખે ધુતિ રજ રજરે;
સંત સમાગમ કરિ મન પ્યારા,
સહુ વિકારને તજરે. મન કૃષ્ણ કૃષ્ણ૦

વિજયસિંહ અને માલતી એ બન્યો આશ્ચર્યમાં ગરક થઈ ગયાં; વારંવાર એજ ભીત સાંમે અને ઘટ સ્થાપન તરફ નજર કરવા લાગ્યાં અને થતા ગાયનનો સુર સાંભળીને મોહ પામ્યાં એટલુંજ નહી પણ તેમાંથીજ ભાવાર્થ નિકળે છે તે વારંવાર કાન માંડીને સાંભળવા લાગ્યાં.

વળી તે બન્યોની અડગ વૃત્તિ તે ભીત ઉપરજ સજ્જડ થઇ ગઇ; થોડીકવાર થઈ એટલે તે ભીતમાંથી મેઘની માફક કડકડાટ શબ્દ કાનને બહેર મારે તેવો થયો આમ થતાંજ તે બન્યો જણાને વિસ્મયતાની સાથે ભય પ્રગટ થયો. અને ધારણા કરવા લાગ્યાં કે કોણ જાણે હવે શું થશે કદાચ

ભીત તુટી પડશે કે આ મેડાનો ભાગ આપણને દબાવી મારશે આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં તો તે ભીત એકદમ ફાટી ગઇ અને તેમાં અનેક દીપક જેવો વિજળીનો પ્રકાશ નજરે પડયો.

એ પ્રકારે થોડીકવાર થઇ એટલે, તેમાંથી મયુર ઉપર આરૂઢ થએલી સરસ્વતિ મોરને નચાવતી, બાળા વેશવાળી મનોહર કાન્તીથી દેદિપ્યમાન ચાર ભુજવાળી અને વીણાનો નાદ કરતી "મન કૃષ્ણ કૃષ્ણ નિત ભજરે," એવા ઉચ્ચારથી ગાયન કરતી પેલા ઘટ સ્થાપનની જગોએ ભીંતના થડમાં પ્રગટ થઈ, તે સરસ્વતિની જોડે બે દાશીયો ચમર ઢોળતી જોવામાં આવી.

તે જોતાંજ વિજયસિંહ અને માલતીએ બંન્યો તતક્ષણ ઉભા થઇને સાષ્ટાંગ ડંડવત પ્રણામ કર્યો, એટલે સરસ્વતિએ ઉચ્ચાર કર્યો કે, હે વત્સ ! હે બેટા ! તમે બન્યો જણ ઉભા થાઓ તમારા ઉપર હું પ્રસન્ન થઈછું. બોલો તમે શુ માગવાની ઈચ્છા રાખોછો ?

વિજયસિંહ—માજી? આપનું શું અજાણ્યું છે? તમે સાક્ષાત વાગ્દેવી છો. તમે ઘટ ઘટમાં વ્યાપકછો; તેથી અમે બન્યોના મનની વાત આપના જાણવા બાહેર છેજ નહી,–હે દેવી આપેજ કૃપા કરીને અમારો મનોર્થ સફળ કરવો જોઇએ સંતતી વિના આ સ્ત્રી નિરંતર ચિંતાતુર રહેછે, અને તેટલાજ માટે મારૂ હ્રદય ખિન્ન થાય છે; હે માજી તમે સમર્થ છો.

સરસ્વતિ—હે વત્સ? પૂર્વે તું મહા સમર્થ રાજા હતો; ત્હેં ઘણા બ્રાહ્મણોને અને સાધુ પુરૂષોને સંતુષ્ટ કર્યા છે. વળિ આ ઉભી છે તે પણ પૂર્વે ત્હારી માનીતી રાણી હતી. જોકે તું ધર્મ કામમાં પગ મુકતો હતો ખરો પણ વીશેષમાં તું વિલાસી ઘણો હતો ? તે વખત તારા શરીરમાં કામ પ્રદીપ્ત

કરવાને માટે કોઇ યવન વૈદે કુકડીનાં બચ્ચાંનો સંહાર કરીને તેની ઔષધી ખવરાવવાને માટે પ્રયાસ કર્યો હતો.

તેમજ તને શિકાર રમવાનો વધારે શોખ હતો તેથી એક વખત ત્હેં એક મૃગલીના બચ્ચાનો ત્હેં તીર મારીને પ્રાણ લીધો હતો. તેમજ ઘણા મૃગને માર્યા હતા તેથી મૃગના વિયોગથી કેટલીક મૃગલીયો મરણ પામી હતી. માટે હે વાત્સ તારા પૂર્વ કર્મના દોષવડે કરીને આ જન્મમાં વંઝ સ્થિતિ ભોગવવાને તમો બન્યોને શાસન થએલું છે. તારા પૂર્વના કૃત્યથી આ જન્મમાં તો કદીપણ સંતતીનું સુખ મળે તેમ નથી; માટે એ મિથ્યા મોહજાળથી મુક્ત થઇને તું અને આ સ્ત્રી એ બન્યો મોક્ષ પામવાને માર્ગ પકડશો તો સારૂં છે.

વિજયસિંહ બોલ્યો કે હે માજી! મ્હારૂ એવું કર્મ કે સચિત નથી કે હું મોક્ષ પામી શકું અને મોક્ષ પામવાને માટે હજુ માહારે સેંકડો જન્મ સુક્રત કરવાંજ પડશે.

હા ! એ વાત ખરી છે પણ તું આ જન્મમાં સંતતીની શા માટે નકામી આશા રાખે છે ? કેમકે તમે બન્યોનું આયુષબળ ત્રણ વરસથી વિશેષ નથી. તો શું ! સંતતીમાં બાળકને લેઇનેજ તમારી અભિલાષા પુર્ણ થઇજ શકે? સરસ્વતિએ પ્રશ્ન કર્યો:—

માજી ! જ્યારે એમ છે ત્યારે અમને સંતતીનું સુખ ક્યારે મળે ! વિજયસિંહે કહ્યું;

હા ! મળશે ખરૂ પણ તમારા બીજા જન્મમાંજ મળશે. અને કદી મળશે તો સંતતીમાં પુત્રી થશે; પણ પુત્ર નહિ થાય. સરસ્વતિએ વિચાર કરીને ઉત્તર આપ્યો. વળિ વિશેષમાં કહુંછું કે ત્હારા પૂર્વના કર્મને તું આ જન્મમા બાળી નાંખીશતોજ પુત્રીનું સુખ તને બીજા જન્મમાં મળશે.

વિજયસિંહ બોલ્યો—માજી ! હું એવું શું કામ કરૂં કે મારા પુર્વનું નષ્ટ કર્મ નાશ પામે ?

સરસ્વતિ—હા ! તેનો ઈલાજ એવો છે કે તું ત્રણ વરસની અંદર તારો ખજાનો ખાલી કરી નાંખ્ય. અને ઉત્તમ કાર્યમાં દ્રવ્યનો ખરચ કર, આંધળાં, લુલાં, પાંગળાં, તથા રક્ત પિત્તવિકારથી પત નીકળેલાં માણસ. તથા છેક ગાંડા માણુસોને માટે તથા નિરાશ્રિત માણસો માટે, તથા નિવારશી છોકરાંને ઉછેરવા માટે, તું એક એવી ધર્મશાળા બાંધ કે તેમાં તેઓનો ઘણા કાળ સુધી નિર્વાહ થાય.

ત્યારબાદ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને યજ્ઞ કર; વળિ સ્ત્રિ સિક્ષણને માટે ઉતમ શાળા સ્થાપ વળિ સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ કરાવવાને માટે તથા વેદ પઠન થવાને માટે ઉતમ શાસ્ત્રીઓને રાખીને ચિરઃકાળ પર્યંત રહે તેવી શાળા સ્થાપ્ય.

વળી ગરીબ માણસોની કંન્યા મોટી થઈ હોય તેવી કન્યાને પરણાવવાને યોગ્ય અને વિદ્વાન વરનું જોડુ ખોળી કાઢીને કન્યાદાન આપ્ય; એવાં એક હજાર કન્યાદાન આપ્ય; તેમજ સ્વચ્છ ગાયો વિદ્વાન બ્રાહ્મણને એવી રીતે આપ્ય કે તે ગાયોનું રક્ષણ ઘણા કાળ સુધી થઈ શકે માટે દરેક ગાયની પાછળ એકેક ખેતર કાઢી આપ્ય;

હે વત્સ આ પ્રમાણે કરવામાં તું તારા ખજાનામાના દ્રવ્યનો ખરચ કર એટલે તારા પુર્વ કર્મનાં પાપ બળીને બીજા અવતારમાં તને મનુષ્ય દેહ પ્રાપ્ત થશે તું અત્યારે રાજા થયો છે. તેપણ તારા પૂર્વ કર્મના યોગેજ થયો છે. ત્હેં પૂર્વ ક્ષત્રી ધર્મ સાચવ્યો છે. ત્હેં પૂર્વ વિદ્વાન બ્રાહ્મણને માન્ય આપ્યું છે. તેથીજ તું આ વખતે ઠાકોર પદ્વીને પામ્યો છું. પણ ત્હેં ગંરીબ પ્રાણીની જોડનું ભંગ

કર્યું છે. ત્હેં નાંહાંનાં નાંહાંનાં પશુ બાળકો ને વધ કર્યા છે માટેજ તને સંતતીનું સુખ આ જન્મમાં મળ્યું નથી. તેથી તે કર્મને નષ્ટ કરવાને મારા કહ્યા પ્રમાણે તારી ત્રણ વરસની હયાતીમાં ધ્યાનમાં લેવું જોઇએ;

**વિજયસિંહ** બોલ્યો—હેમાજી ! મને પુત્ર સંતતી કેમ ન મળે ? હેદેવી પુત્રી થવાથી મને સુખ શી રીતે થશે ? કેમકે તેને પરણાવી એટલે પરસ્વાધીનમાં રહેનારી કહેવાય છે. વળી પુત્રીથી મારા વંશની વૃદ્ધિ કેમ થશે ?

**સરસ્વતી**—હે વત્સ ! હવે તો ત્હારો જન્મ થશે તે પછી. તને પૂર્વ જન્મ થવાનો નથી, જે ઇચ્છા પુત્ર સંતતિ માર્ગે પિંડ વધ કરવાને અને પુત્રથીજ પિતૃ તૃપ્ત થવાની તારા અંતઃકરણમાં રહેલી છે. તે જ્યારે તારી ગતી મોક્ષને પ્રાપ્ત થશે તો પછી પુત્ર સંતતી શા ઉપયોગની છે ? હે બાળક ! તે વખતે તેની વાસના પણ આ દુનિયાના મોહક વિષય ઉપર રહેવાની નથી; કેમકે તું શ્રીકૃષ્ણ પરમાત્માનો પૂર્ણ ભક્ત થવાનો છું.

વળી પુત્ર કરતાં જે તને પુત્રી થશે તે સઘળા હીંદુસ્તાનમાં કીર્તિ મેળવનારી અને તમારી છપન પેઢી સુધીના પિતૃને તારનારી વિષ્ણુંની મહાભક્ત થશે, તેને તે ઉદેપુરના રાણાની સાથે પરણાવીશ. પણ તે તારી પુત્રી તેનાથી સંસાર માંડનાર નથી; વળી શ્રીકૃષ્ણ ભગવાન તારી પુત્રીની ભક્તિને આધિન થશે. અને પોતે તેની પાસેજ રહેશે;

**વિજયસિંહ**—અહાહાહા ! હે માજી ! આપનું વચન ઘણા હર્ષથી માથે ચઢાવું છું. પણ આ જન્મમાં અત્યારે હું કોણ છું. અને આપે મને જે કંઈ અત્યારે આજ્ઞા આપી છે તે આજ્ઞા. હવે જે કોઈ મારો જન્મ થશે તે વખતે મને સ્મરણે રહે એવું કાંઇ જ્ઞાન બક્ષીસ કરો.

**સરસ્વતિ**—હે વત્સ ! પૂર્વ જન્મમા કોણુ હતો; એ વીશે તને કાંઇ પણ યાદ નહી રહે; તું પોતેજ આ જન્મમાં બાલ્યાવસ્થામાં તારી માતાના ઉદરમાંથી પ્રગટ થયો તે વખતે તું કેવા રીતે રૂદન કરતો હતો. તે પણ યાદ નથી. કિંવા રૂદન કરી શકતો નથી તો પછી પૂર્વ જન્મની તને યાદગીરી રહે. એ આશા રાખવી ધુંમાડાના બાચકા જેવી છે;

**વિજયસિંહ**—માજી ! હું એજ પુછુંછું કે, પૂર્વજન્મની હકીકત શામાટે યાદ રહેતી નહિ હોય ?

**સરસ્વતિ**—વારંવાર જન્મ ધારણ કરનારો જીવ અજ્ઞાન છે; જો કે તે મરતો નથી, બળતો નથી, પણ તે પરાધીન, પરતંત્ર અને ઇશ્વરની આજ્ઞાને આધીન છે. જીવનો ધર્મ વારંવાર જન્મ લેવાનોજ છે. તે અહંભેદથી હું દુઃખી, હું સુખી, હું કર્તા, હું ભોક્તા, એમ માની રહેલો છે. અને તેથીજ એ જીવ અજ્ઞાન હોવાથી પૂર્વની સ્થિતી જાણી શકતો નથી.

**વિજયસિંહ**—હે માજી ! હું પૂર્ણ ભાગ્યશાળી છું કે મને આપનાં દર્શન થયાં, વળી આપની કૃપાથીજ હું શ્રીકૃષ્ણ પરમાત્માનો ભક્ત બનિશ. અને તે સાથે માહારૂં કુળ શોભાવનાર, અને ાહંદમાં નામ કાઢનાર શ્રીકૃષ્ણપરમાત્માની ભક્તીમાંજ આશક્ત થનારી મને પુત્રી સંતાન થશે, એ આપનું વરદાન મારા હીતને માટે ઓછું નથી; હું આપનો પૂર્ણ ઉપકાર માનુંછું હે માજી ! એટલું પુછુંછું કે આ ભરતખંડમાં કઇ જગોએ મહારો જન્મ થશે ?

**સરસ્વતિ**—મેવાંડ ભુમીમાં ઉદેપુરથી થોડેક દુર મેડતા નામનું સંસ્થાન છે. એજ રાજ્યમાંજ હાલનો રાજા છે. તેની ઉમ્મર બાવીશ વરસની છે. વળી તેને ઘેર પવિત્ર સ્રી સુલોચના નામની ઉતમ ગુણવાળી અને સ્વરૂપવાન છે તે બાઇને પેટ આજથી ત્રીજે વરસે ત્હારો જન્મ થશે અને

એજ મેવાડમાં મોહનગઢ નામનું ગામ છે તે ગામના ઠાકોરને ઘેર આ હાલ તારી સ્ત્રી જે ઉભી છે તેનો જન્મ થશે, બન્યો એકજ દીવસે જુદી જુદી જગાએ જન્મ પામશો; અને જ્યારે તાહારી સોળ વરસની ઉમ્મર થશે ત્યારે આ બાઈ સાથે તારૂ લગ્ન થશે. વળી તારૂ નામ જયમલ પાડવામાં આવશે. આ બાઇનું નામ તે કાળમાં મોતીકુંવર પાડવામાં આવશે, તમે બન્યો જણને શ્રીકૃષ્ણપરમાત્માના મંત્રનો એક પવીત્ર સાધુથી બોધ થશે, વળી જ્યારે તમારી ઉમર ત્રીશ વરસની થશે ત્યારે તમારે ત્યાં મારા વરદાનથી તમારૂ કુળ શોભાવનારી પરમભક્ત શીરોમણી પુત્રી ઉત્પન્ન થશે. અને તેનું નામ મીરાંબાઇ પાડવામાં આવશે.

**વિજયસિંહ**—અરેરે ! હે માતુશ્રી હું ઘણોજ અફસોસ છું કે અજ્ઞાન જીવ આપના અત્યારનાં કહેલાં વાક્ય સ્મર્ણમાં નહિજ લાવી શકે;

**સરસ્વતિ**—એતો ખરૂ છે પણ તારા સુકૃત્તનો ઉત્તમ સત્કાર તારા જન્મ થતાની સાથે લાગુ રહેશે; અને એજ સંસ્કાર તારી બુદ્ધિને પ્રેરણા કરશે, વળી એજ સંસ્કાર પ્રમાણે તારા હૃદયરૂપી કાચમાં કર્યા કાર્યનો અને ભવિષ્યમાં થવાનો વિચાર જણાવશે; તથાપી તે સંસ્કાર જડ હોવાથી સ્મર્ણ શક્તિ સ્મર્ણવૃત્તિને સહાયકરે તેમ નથી; માટે તું તે વિશે ફીકર કરતો નહિ જેવી રીતે કાળચક્ર કયારે ફરશેએ બાબત કોઇને ખબર પડતી નથી. તેવી રીતે પૂર્વ વૃતાંતની ખબર અજ્ઞાન ભાવને લીધે કદી પણ ખબર પડી શકવાની નથી.

**વિજયસિંહ**—આહાહા, માજી આંપની મારાઉપર અત્યંત કૃપા થઈ છે. વણિ આ અજ્ઞાન શુદ્ર પ્રાણીને જે

બોધ આપ્યો છે તે બોધથીજ હું સારાં ફળને પામીશ. હે માતું !

હમિરકલ્યાણ.

જય જય વીણા ધારિણી—(૨)
સુમતિ કરણ સુખ દાયક ઇશ્વિરી,
શ્રદ્ધા સારિણી, જય જય વિણા ધારિણી;

ત્રિવિધિ તાપ પરિતાપ વિદારિણી,
મનરંજનિ ભય ભંજિનિ કારિણિ;
અવિચલ પદ દાયક ભવ તારિણિ,
અધમો દ્ધારિણી, જય જય વિણા ધારિણી,

હે માતુ ! આપ મહાસમર્થ છો; વળિ સર્વ જગતમાં નિવાસ કરનારા દેવ, દાનવ, મનુષ્ય વીગેરેના હૃદયમાં બુદ્ધિ-રૂપે કરીને તથા પ્રજ્ઞારૂપે કરીને તથા જ્ઞાનરૂપે કરીને આપ નિવાસ કરવા વાળાં છો;

::**સરસ્વતિ**—હે વત્સ ? હવે હું જાઉંછું. આટલુંજ બોલતાની સાથે સરસ્વતિ દેવી ! તુરતજ ગેબ થઇ ગયાં. જેવું હતું તેવું થઇ ગયું, આ વખતે રાત્રીના બાર ઉપર પાંચ વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. ઠામ ઠામ કુકડાઓનો સોર બકોર થવા લાગ્યો. પ્રાતઃકાળમાં વેહેલા ઉઠનાર વિદ્વાન બ્રાહ્મણો શ્લોક બોલતા બોલતા નદિ તરફ જવા લાગ્યા હતા. વિજયસિંહની નિદ્રા દુર થઇ ગઈ બન્ને જણા પ્રાતઃકાળમાં શૌચ દંત મંજન ઈત્યાદિક કરીને દેવ શેવા કરી લીધી; પછી વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને ઘટનું ઉથ્થાપન કર્યું; કાર્ય આટપી લીધું. સરસ્વતિ દેવીની આજ્ઞા પ્રમાણે પોતાના ખજાનામાંથી ઉત્તમ કાર્ય યોજવામાં તમામ ખર્ચ કર્યા, કેટલીક જમીન તાંબા પત્રથી વાડવો ( બ્રાહ્મણો ) ને લખી આપી;

અજ્ઞાન જીવ પૂર્વ જન્મનું વૃત્તાંત જાણી શકતો નથી. માટે આ જન્મની હકીકત એક પત્રમાં તેણે નીચે પ્રમાણે નોંધી.

ચમત્કાર નગરનો રાજા શીવસિંહજીનો હું નાંહાંનોભાઇ વિજયસિંહ નામનો અમુક ગામનો ઠાકોર છું. મારી સ્ત્રીનું નામ માલતી છે. ઇષ્ટ ગુરૂશ્રી યોગીરાજ માહાત્મા કે જે મહાત્મા ચમત્કાર નગરની ઉતર દીશાના માર્ગમાં અત્યંત ગાઢા જંગલમાં જેઓ અત્યાર સુધી જઇ શકયા નથી.તેવી અપુર્વ જગામાં બાર કોસની ગિરદવાળા શરોવરની આજુ બાજુ મોટા ડુંગરાઓની ખાણમાં નિવાસ કરનારા ગુરૂશ્રીના બોધથી સરસ્વતિ દેવીનું દર્શન સાક્ષાત થયું તેમની આજ્ઞા થઇ કે તું ત્રણ વરસ હવે જીવવાનો છે.તારો જન્મ મેરતા ગામનો હાલનો જે રાજા છે તેને ઘેર પવિત્ર સ્ત્રી (રાણી) સુલોચના છે તેને ત્યાં જન્મ થશે. અને મેવાડમાં મોહનઘઢ નગરના ઠાકોરને ઘેર તેની ઠકરાણીને પેટ હાલ મારી સ્ત્રી માલતી છે તેનો જન્મ થશે. તેની સાથે મારૂ લગ્ન થશે મારૂ નામ જયમલ ઠરાવવામાં આવશે. મને શ્રી કૃષ્ણ પરમાત્માની ભક્તિમાં આશક્ત થવાનો બોધ થશે. અને મારે ઘેર સંતતીમાં મિરાંબાઇનામની કન્યા થશે; અને તે ભક્ત શિરોમણી થશે તેનું લગ્ન ઉદેપુરના રાણા સાથે થશે. છતાં ઇશ્વિર ભક્તિમાં લીન થયેલી મિરાંબાઇ ઉદેપુરના રાણા સાથે ગ્રહસંસાર નહિ માંડે અને સ્વતંત્ર રહેશે. તેની ભક્તીથી વશ થએલા કૃષ્ણ પરમાત્મા નિકટ રહેશે. તે પોતાના કુળને તારનારી અને આર્યવનિતામાં ચંદ્રમા જેવી થશે આ પ્રમાણે સાક્ષાત સરસવતિ દેવીનું મને વરદાન મળ્યું છે.

**લી૦ વિજયસિંહ સહી દા. પોતે.**

આ પ્રમાણે એક પત્ર લખીને સાગની નાનકડી પેટીમાં એક રેશમી રૂમાલમાં વીટીંને ઘણા યત્નથી મુકી. અને તે પે

ટીને તાળુ વાશી દીધુ, આટલું કર્યા પછી, પોતાના ખરા વિશ્વાસુ માણુસ ગંભીરસિંહને બોલાવી કહ્યું કે તું અહીથી મેડતાનગરમાં આજથી વીસ સરસ સુધી રહેજે. કદાચ વીસ વરસમાં તારૂ મર્ણ થાય તો તું તારા પુત્રને કહી રાખજે કે આ પેટી બરાબર સાચવી રાખે. આ પેટીમાં માત્ર એક કાગળ છે. અને તે કાગળ માહાત્માએ જે વચન કહ્યા છે. તે વચન નોંધી મુકયાનો છે. માહાત્માના અને દેવીના વચનથી મારૂં ત્રણ વરસનુ આયુષ્ય છે પછી મારો જન્મ મેડતાના ઠાકોરને ત્યાંજ થવાનો છે.

અને મારૂં નામ જયમલ રાખવામાં આવશે. જ્યારે મારૂં નામ તે વખતના જોશી લોકો મારી લગ્ન કુંડળી જોઇને જયમલ એવું નામ પાડે ત્યારે તું ખાત્રી રાખજે કે માહારી પુખ્ત ઉમર સોળ વરસની થાય ત્યારે તું મને બોલાવીને આ પેટી આપજે અને માહારા હાથથી ખુલ્લી કરાવજે. જ્યારે હું આ પત્ર જોઇશ. તેમજ. જેમ જેમ મને દાખલા મળતા જશે તેમ તેમ માહારા પૂર્વ જન્મને માટે અત્યારે આ પત્રમાં મ્હેં જેટલું લખ્યું છે તેટલુંજ પુરાવા વાસ્તે માટે સાબીત થશે. એમ કહીને ગંભીરના હાથમાં તે પેટી આપી અને તેને પચાસ હજાર રૂપીયા રોકડા આપ્યા. ગંભીરસિંહ ખુશિ થતો પેટી લઇને ગાડા વીગરેમાં તમામ ભરાવીને મેડતાનગરમાં નીવાસ કરવાને માટે ચાલ્યો ગયો.

ધીરે ધીરે ત્રણ વરસ પુરા થવા આવ્યા. યોગીરાજ મહાત્માએ જે દીવસ બતાવ્યો હતો તે દીવશે બપોરની વખતે તેણે પોતાને ઘેર તમામ સગાંસંબંધીઓને તથા પોતાના મોટા ભાઇને તથા તમામ અમીર ઉમરાવને બોલાવીને રજુ રાખ્યા. આ વખતે ગાયના છાંણથી સ્વચ્છ

જગો કરાવીને તે ઉપર દર્ભાસન પથરાવીને; બન્યો જણ જોડે જોડે પલાંઠી વાળીને બેઠાં.

પછી જ્યારે સમય નજીક આવ્યો ત્યારે સર્વને વિ-જયસિંહે કહ્યું કે હે ભાઈ ! હવે હું અને આ સ્ત્રી એ બન્યો આ દેહને ત્યાગીને શ્રીકૃષ્ણ પરમાત્માની આજ્ઞા પ્ર માણે ચાલ્યા જઇએ છીએ; એટલું કહેતાની સાથે બન્યો જણાનો પ્રાણ ક્ષણવારમાં ચાલ્યો ગયો.

આ પ્રમાણે ચમત્કાર જોઇને સર્વને અત્યંત આશ્ચર્ય લાગ્યું રાજા સિવસિંહ પોતાના ભાઈ વિજયસિંહનું મરણ દેખીને ઘણો ખેદ કરવા લાગ્યો અને તેણે રીત પ્રમાણે ક્રીયા કરી.

વાચક મિત્રો ! સદરહુ ચમત્કાર નગરમાં આ પ્રમાણે ચમત્કારિક બનાવ બન્યો; અને મીરાંબાઇનો જન્મ કેવી રીતે થવાનો તે વીશેની વાર્તા આ પ્રકરણમાં પુરી થઇ.



## પ્રકરણ ૩ જુ.

### મેઢતા નગરનો રાઠોડરાજા શ્રી જયમલસિંહજી.



પૂર્વેના વૃત્તાંત પ્રમાણે મેડતા નગરના રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો; પછી આ ખુશાલીની વાત કહેવાની શી રહી ! પુત્ર લાભનો આનંદ ઠેર ઠેર વતરાઇ રહ્યો હતો. તેનું નામ જયમલ રાખવામાં આવ્યું હતું. તે જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ ઉમદા શિક્ષણના પ્રસંગમાં તેને લેવામાં આવ્યો સરાસરી બાર વરસની ઉમ્મર થવા આવી તે વખતે તો વિદ્વાન શાસ્ત્રીને રાખીને સંસ્કૃતનો અભ્યાસ કરાવવા શરૂ કર્યો જ્યારે સોળ વરસની ઉમ્મર થઈ ત્યારે તો તેણે સારૂ જ્ઞાન મેળવ્યું હતું. રાજરીત પ્રમાણે અંગ કસરતમાં તથા અશ્વ ઉપર બેસીને દાવપેચ કરવાની ક્રિયામાં તથા શાસ્ત્ર અસ્ત્ર, પટાપેચ અને દાવમાં, અને રાજનીતીમાં સોળ વરસની ઉમ્મરમાં જ્ઞાન મેળવ્યું હતું; એટલામાં પોતાના પિતા ગુજરી જવાથી તે જયમલ તખ્તનશિન થયો. આ વખતમાં દિલ્હીમાં અકબર બાદશાહની સત્તા ચાલતી હતી. જયમલ ગાદીયેબેઠો એટલે તેણે નિતિ પ્રમાણે રાજ્ય ચલાવવા માંડ્યું; પોતાને વિદ્યા અને કળાનો શોખ હોવાથી તેવા વિદ્વાન પુરૂષોને પોતાની સભામાં યોગ્ય પગાર આપીને સભાસદ નીમ્યા હતા.

### જીવનું અજ્ઞાન અને અજ્ઞાનથી અનેક શંકા.

પૂર્વે સરસ્વતીનું વરદાન પામેલા વિજયસીંહે લેખ લખીને એક પેટી પોતાના વિશ્વાસુ સરદાર ગંભીરસીંહને આપીને તેને પચાસ હજાર રૂપીયા બક્ષીને મેડતામાં રહેવા મોકલ્યો હતો.

તે ગંભીરસીંહ બગલમાં પેટી મારીને જયમલસીંહની સભામાં આવવા લાગ્યો; આ વખતે પાતઃકાળના અગીયાર વાગ્યાનો સુમાર થયો હતો; જયમલ રાઠોડની સભામાં પંડિત, કવિ, શાસ્ત્રી, મંત્રી, ઈત્યાદીક વિદ્વાન માણસો બેઠા હતા, આ વખતે આનંદ પ્રગટ થાય તેવી વાતો ચાલી રહી હતી; ઉત્તમ સમય જોઇને પેલો પૂર્વનો મિત્ર ગંભીરસીંહ સરદારે જયમલની રાજ સભામાં પ્રવેશ કર્યો; તેના હાથમાં ચાંદીથી મઢેલ પત્રાની નકશીદાર પેટી જોવામાં આવી, તેમજ આ ગંભીરસીંહની સાથે ઓગણીસ વરસના પરીચયથી તે સભામાં બેસનારા અને ખુદ જયમલ પણ ઓળખતા હતા; જયમલ ઠાકોરે ગંભીરસીંહને પ્રવેશ કરતાંજ પ્રશ્ન કર્યો કે કેમ ગંભીરસીંહજી ! આજે પેટીમાં શું લાવ્યા છો ?

**ગંભીર**—હજુર ! આપને આ પેટી ભેટ મુકુછું;( એમ કહીને જયમલ રાઠોડના આગળ તે પેટી અને તેની કુંચી મૂકી દીધી.

જયમલ ઠાકોરે તે પેટી સ્વીકારી લીધી, પછી તે પેટીને ખુલ્લું કરીને અંદરખાને જોવાની ઇચ્છાથી કુચીવડે કરીને તે પેટીને ખુદ જયમલે ખુલ્લી કરી. તે ખુલ્લી કરતાંજ તેમાં એક રેશમી રૂમાલથી લપેટેલી વસ્તુ જોવામાં આવી શંકાતુર થઈને તેમાં શું છે ! એ જોવાને અધીરો બનીને રેશમી કપડુ ઉકેલીને તેમાંથી નીકળેલ એક કાગળ હાથમાં લીધો; જોતાંજ તેમાં કાંઇક લખેલું માલૂમ પડ્યું.

હાથમાં કાગળ લેતાંજ જયમલને સેજસાજ વિચાર થયો કે આ ગંભીરસીંહ પોતાની ખાનગી ઇબારત જણાવવાને આ પત્ર લખ્યો હશે; એવા વિચાર સાથે તુરત્ કાગળ ઉકેલવા માંડયો, અને તેમાં લખેલો મચકુર વાંચ્યો. જે મચકુર બીજા પ્રકરણમાં લખેલો છે. તે વિષય વાંચતાંજ એકદમ વિસ્મય

પામ્યો; અને ઘણા વિચાર સાથે કેટલીકવાર ગંભીરસીંહના સામે જોઇ રહ્યો પછી તે બોલ્યો કે શું તમે અહિના વતની નથી કે! આ પત્ર ઉપરથી એમ જણાય છે કે; તમે ચમત્કાર નગરના કોઇ વિજયસીંહ નામના ઠાકોરના વિશ્વાસુ માણસ જણાઓ છો;

**ગંભીર**—જી હા; હું એજ નગરનો રહેનાર છું હું આ નગરમાં ઓગણીસ વરસથી રહેવા આવ્યો છું. અને વિજયસીંહે પોતાના મરણ પામ્યા અગાઉ આ વિષય લખી આપ્યો હતો. અને મને આ મેડતા ગામમાં રહેવાને આજ્ઞા કરી હતી વળી જ્યારે આપની સોળ વરસની ઉમ્મર થાય. અને તખ્ત નશીન થાય ત્યારેજ આ પેટી બતાવવાને મને ફરમાવ્યું હતું હે રાજંન! એજ ફરમાન પ્રમાણે હું આ પેટી લઇને આપની પાસે આવ્યો છું. અને આ ભવિષ્ય લેખ ઉપરથી આપનો પૂર્વ જન્મ, આપે જાણવાને તથા આ પેટીમાં લેખ લખનાર તે આ જન્મમાં તમેજ છો એ સીદ્ધ થવાને અને પૂર્વે હું કોણ હતો તે જાણવાને આ પ્રયત્ન કરેલો છે; હે રાજન્! એટલાજ માટે હું ઓગણીસ વરસ સુધી આ નગરમાં રહેલો છું મ્હારા ધણીની હક નોકરી બજાવવાનેજ હું અહીં રોકાયો છું. હવે હું મ્હારા ચમત્કારમાં રહેવા જઇસ, કેમકે તે નગરમાં મ્હારાં ઘર, જમીન, વાડી, વજીફો વીગેરે તમામ છે.

**જયમલ**—અહાહા! મને તો ઘણુંજ આશ્ચર્ય લાગે છે, કે આમ કેમ બને? ભલે કદી આ કાગળમાં લખેલા બધાં દાખલા મળતા હોય, તોં તેથી શું થયું? કેમકે હમણાં એ ચમત્કાર નગરમાં વૃદ્ધ અવસ્થાએ પોહોંચેલા શિવસીંહજી રાજા છેજ, ભલે કદી ઓગણીસ વરસ ઉપર તેમનો ભાઇ વિજયસીંહ ગુજરી ગયો હશેજ, તો પછી તે

સાદ્રશ્ય જોયેલી હકીકત કોઇ પણ હમણાં લખી શકેજ એમાં આશ્ચર્ય શું છે; એમ કહીને પેલો પત્ર તમામ વિદ્વાન પુરૂષોને વાંચવા આપે છે; અને તે વંચાયા પછી તે ઉપર શંકાઓ કરવા માંડે છે;

**શિવદત્ત**–(સભા પૈકીનો એક વિદ્વાન શાસ્ત્રી) હે, રાજન્! આપની શંકા ખરી છે; આ પત્રથી પૂર્વે હું ફ-લાણો હતો એમ શી રીતે સિદ્ધ થાય? કેમકે આહવો બનાવટી કાગળ મુદ્દા પત્તા સાથે અને દાખલા સાથે હમ-ણાંજ જોયેલી હકીકત લખીને તૈયાર કરી શકાય છે. ક-દાચ એમ ધારો કે; આ ગંભીરસીંહજી પોતેજ લખાવીને કે લખીને લાવ્યા છે એમ શા માટે અનુમાન ન થઇ શકે?

**ગંભીર**–હે રાજન્! એમ કરવાથી મને કોઈ લાભ નથી. તેમ એવો બનાવટી પત્ર કરીને આપની પાસેથી ઇનામ કે દ્રવ્ય લેવાની મને લાલસા નથી; હું તો જેમના વચનથી બંધાયો હતો. તેમના વચનને નિમકહલાલ પ્રમા-ણે પાળવાને મ્હેં મારી જીંદગી આ નગરમાં એટલાજ કારણસર માટે રહીને ગુજારી છે; વળી હું તો ચમત્કાર નગરનો જાગીરદાર છું માટે અહીંયાં રહેવાની હું બીલકુ-લ ઈચ્છા રાખતો નથી.

**જયમલ**–(ઘણીવાર સુધી ગંભીરસીંહ તરફ દ્રષ્ટી કરીને પછી બોલ્યો કે) હે શુરા સરદાર! તમે તમારા મનમાં ખોટુ લગાડતા માં, પણ ન્યાય પક્ષમાં ઉભા રહીને વીચાર કરવામાં આવે છે; અને આ કાગળ માટે ઘણી સંકાઓ ઉભી થાય છે;

**કૃષ્ણદત્ત**–બ્રાહ્મણ બોલ્યો કે; પૂર્વજન્મનું સ્મર્ણ રહેતુંજ નથી; આ પત્રનો મચકુર ચમત્કારીક છે; જેમાં સરસ્વતીનુ વરદાન બતાવ્યું છે; કદી એમ છે તો આપનો જન્મ થતા

પેહેલાં આપના પિતાને આ પેટી આપી હોત અને તે ઉપર સીલ કરીને મુકી હોત તથા આપની સોળ વરસની ઉમ્મર થઇ તેની અંદર આપના હયાત પીતાએ તે પેટી ખુલ્લી કરી હોત, અને જયમલ નામ ધારણ કર્યું છે તે તથા આપની માતુશ્રીનું નામ, ઠામ, ઠેકાણું, વીગેરે લખેલું તે વખતે જોયું હોત તો કદાપી એટલું કહી શકાય કે આ એક ભવીષ્ય સુચક પત્ર છે; પણ પૂર્વે આપ કોણ હતા, એતો આ પત્રથી સિદ્ધાંત થઈ શકે નહીં.

**જયમલ**—આ પત્રમાં વિજયસીંહની સહી છે, અને તેણે પોતેજ લખ્યું છે જો એમ હોય તો તે વિજયસીંહનો ભાઈ આ પત્રના અક્ષરને ઓળખી શકે ખરો કે નહી ?

**ગંભીર**—હા, ઓળખી શકે;

**જયમલ**—કદાચ ઓળખે, અને આ પત્ર તેણેજ લખ્યો છે એમ કદાચ સિદ્ધ થાય અને તેની આજ્ઞાથી તમે અહીંયાં રહ્યા છો. અને નિમેલી મુદતે આ પત્ર અપાવવાને તેમને કદાચ કહ્યું હોય અને તેટલા માટે રહ્યા હો, એમ કદી માનીયે તોપણ શંકા રહે છે; કેમકે કાગતાળી ન્યાય જેવું કોઇક વખતે થઇ શકે છે. કાગડાનું બેસવું, અને તાડનું ફળ હેઠળ પડવું અને તે ફળ કોઇના ખુલ્લા માથા ઉપર પડવું, અને તેથી મસ્તકમાં વાગવું આ પ્રમાણે પણ બની શકે છે; જો કદાચ વિજયસીંહે આ પત્ર લખ્યો છે તો તે તમામ હકીકત તેમના મોટા ભાઈ જે કે હાલ ચમત્કાર નગરના રાજા છે તેમના જાણવામાં હશેજ, અને તેમના પ્રત્યક્ષ લખાયો હશે.

**જયમલ**—ના, એમ થયું નથી, આ પત્ર પોતે એકાન્તમાં લખ્યો છે; અને હુંજ જાણું છું.

**જયમલ**—ત્યારે તો શંકાનો સમુદ્ર કેમ ન ઉછળે !

વિજયસિંહના શરીરમાં જે જીવ હતો એજ જીવ આ જન્મમાં આ ખોળીયામાં આવ્યો છે એની શી સાબીતી ? કદાચ એમ માંનો કે, સરસ્વતિના પ્રભાવથીજ આમ બન્યું હોય ત્યારે પુર્વ જન્મની સ્મર્ણ શકતી તે સરસ્વતિદેવીએ શા માટે આ શરીરમાં કાયમ રાખી નહી ? શું તેટલું કાર્ય કરવાને તે સમર્થ દેવી છતાં અસમર્થ થઇ ! જ્યારે પૂર્વે જન્મનું ભવિષ્ય વીજયસીંહને માટે તે દેવીએ આંકયું તો પછી યાદ શક્તી બક્ષીસ કરવાને તો તે દેવીની પૂર્ણ સત્તા હતી, છતાં આ પત્ર લખ્યા ઉપર શી રીતે ઇતબાર આવે. ?

**કૃષ્ણદત્ત**—બ્રાહ્મણ વચમાં બોલી ઉઠયો કે, હે રાજન્ જીવ કેવળ અજ્ઞાન છે. અને ઇશ્વર સર્વજ્ઞ છેઃ—સર્વજ્ઞ સત્તા વીનાં પૂર્વ વૃત્તાંતની ખબર રહેતી નથીઃ—

**જયમલ**—હા એ વાત ખરી છે. જ્યારે મારો જન્મ થયો ત્યારે હું કેવી રીતે રૂદન કરતો હતો. તે હવે મને યાદ નથી. તે વખતે મારૂ બાલ્ય અંગ હતું. તે અંગમાં મારા વીચાર કેવા હતા ? તે વખતે નેત્રની કીકી કેવી રીતે ફરતી હતી ! તે વખતની નેત્ર દ્રષ્ટી કયા પદાર્થ ઉપર જઇને વીચારની સ્ફુર્ણા થતી હતી ? એ સઘળુ અત્યારેજ મને યાદ નથી. અર્થાત આ જન્મની વાત રહેતી નથી તો પછી પૂર્વે હું કોણુ હતો, તે વાત શી રીતે સ્મર્ણમાં રહે ? એટલાજ માટે સીદ્ધ થાય છે કે જીવ અજ્ઞાન છેઃ—વળી વીજયસીંહના સ્થુળમાં પણ આ પત્ર લખતી વખતે રહેલો જીવ સર્વજ્ઞ નહોતો પણ અજ્ઞાન હતો; છતાં તે અજ્ઞાન જીવ અને બુદ્ધિ, વૃત્તિ, વિચાર, ઇત્યાદિક જડ વસ્તુદ્વારાએ આ પત્ર લખાયલો છે તે પત્ર ઉપર શી રીતે વિશ્વાસ રખાય ?

**કૃષ્ણદત્ત શાસ્ત્રી બોલ્યો કે**—હે રાજન ! આ ગંભીરસિંહજીને હું જ એવો પ્રશ્ન કરવા ધારૂછું કે આ પત્રમાં લખેલા વિજયસિંહના સ્વભાવને તમે સારી રીતે જાણતા હતા. તો પછિ અત્યારે આ માહારાજ શ્રી જયમલ છે તેમના સ્થુળમાં એજ પ્રકૃતિ, એજ સ્વભાવ, એજ હીલચાલ, અને એજ અર્થાત પૂર્વે વિજયસિંહના ગુણ ઇત્યાદિક તમે નિશ્ચય કરીને સરખાવી શકો છો કે ?

**ગંભીર**—ના, એમતો જોવામાં આવતું નથી; પણ ઘણો ફેરફાર માલુમ પડે છે. કેમ કે આકૃતિ, અને સ્વભાવ એ સઘળું તમામ વિલક્ષણ અને ન્યારા લાગે છે:-

**જયમલ**—(ગંભીરસિંહ પ્રત્યે) હે ભાઇ ! તો પછી આ પેટીમાંના પત્રને હું શું કરૂ ?

**ગંભીર**—હજુર ! તે પત્ર. અને પેટી આપને ઉપયોગની ન હોય તો મને પાછી આપો.

તે પત્ર સાથે પેટી જયમલે ગંભીરસિંહને પાછી આપી; અને ગંભીરસિંહ પોતાના ચમત્કાર નગર તરફ ચાલ્યો ગયો.

પ્રિય વાચક મિત્રો ! ઇશ્વરી કુદરતને જાણવાની શક્તી કિંવા તેવી કુદરત પ્રમાણે બનાવી શકવાની શક્તિ સર્વજ્ઞ શિવાય કોઇમાં છેજ નહિ; એજ સર્વજ્ઞ એક એ છે કે જેની ઇચ્છાથી આ જગત અને અનંત બ્રહ્માંડ. તથા અનંત આકાશમાં અનંત ગ્રહો રચી શકયો છે; છતાં અજ્ઞાન જીવાત્મા તે કુદરતને જાણી શકનાર નથી જેવી રીતે કરોળિયો પોતાના શરિરના તંતુથી અજબ જાળ બનાવે છે; પણ તે બનાવટની ક્રિયાનું ભાન તે કરોળીયામાં નથી. પણ એ કરોળીયો એવી યુક્તિથી ફરે છે કે તેથી વિચિત્ર યુક્તિની જાળ બંધાઈ જાય છે; તેવી રીતે જીવ

છે તે વારંવાર જન્મ લે છે. પરંતુ પુર્વે હું કોણ હતો. અને મ્હેં શું કર્યું હતુ. તે વાત જાણવાને તે અજાણ્યો છે; વાર આ વાતતો વેદાંત પક્ષની છે. અને એ વિશેસ પ્રમાંણ, અને અનુભવ માર્ગે લખવા ધારીયે તો હજુ તેનો ઘણો વિસ્તાર છે. માટે તે પક્ષ બાજુએ મુકીને હવે આપણે મેડતા નગરના રાઠોડ રાજા જયમલ તરફ વળિયે.



## ( મીરાંબાઇનો જન્મ અને તેને સિક્ષણ અને જયમલની કૃષ્ણ પરમાત્મા પ્રત્યે ભકિત. )

જયમલને એક સંત પુરૂષથી શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રત્યેં નવધા ભક્તિ કરવી એવો અઽમ બોધ થયો હતો, તેથી તેણે એક મોટું મંદિર બંધાવીને તેમાં શ્રી રાધાકૃષ્ણની મુર્તિનું સ્થાપન કર્યું; અને તેમની પુજા પોતેજ યથા વિધિપુર્વક કરતો હતો; ઉતર પ્રદેશ તરફ હરદ્વારથી ગંગાજળની કાવડો ભરીને આવ્યાં કરતી હતી; દ્વારિકાના મંદીરમાં વારશિક કીમતી રકમ મોકલતા હતા; આ પ્રમાણે પોતે શ્રી કૃષ્ણ પરમાત્માનાં ચરણ રજનો શેવક પૂર્ણ શ્રદ્ધાવાળો જયમલ થયો હતો; પોતાનો ઘણોખરો વખત તે ઇષ્ટદેવની શેવામાંજ ગાળતો હતો:—શ્રી કૃષ્ણ પ્રભુ કૃપાએ કરીને જયમલની સ્ત્રીને પુત્રી રત્ન પ્રાપ્ત થઇ; તેથી તેનું મન ઘણું કચવાયું હતું. અને મોટી આશા રાખવા લાગ્યો કે પુત્ર થયો હોતતો મારી સમૃદ્ધિનો તે ઉપભોગ કરનાર થાત, એવા વિચારથી તે બે દિવશ ગમગીન (દિલગીર ) રહ્યો તથાપિ સંતપુરૂપના સદબોધથી અને પૂર્વ સંસ્કાર યોગથી તેણે વિવેકદ્વારાએ પુત્રી પ્રગટ થવાની દિલગિરી દુર કરી; અને સર્વ વસ્તુ શ્રી કૃષ્ણ પરમાત્માને આધિન છે એમ માનીને સંતોપના દોર ઉપર વૃત્તિ દોડાવી.

દિન દિન પ્રત્યે તે બાળકી મોટી થવા લાગી,–જયમલે જોશી પાસે તેની તેની જન્મ કુંડળી બનાવરાવી; આ વખતે તે બાળકીની ઉમ્મર છ મહિનાની હતી, જયમલે પ્રાતઃકાળમાં જોશીને બોલાવીને તે બાળકીના જન્માક્ષરનું ફળ જાણવાને ઇચ્છા રાખી, જોશીએ તેનું વૃત્તાંત ફળ કેહેવાને શરૂ કર્યું સિંહરાશીનો ચંદ્રમા હોવાથી તે બાળકીનું નામ

મકાર ઉપર પડવું જોઇએ માટે, માનકુંવર કે મીરાંબાઇ નામ પાડવું જોઇએ તે બે પક્ષમાંથી મિરાંબાઇ નામ. કાયમ રાખ્યું જોશીયે કહ્યું કે આ બાઇની ઉમ્મર પાંસઠ વરસની છે. વળી તે બાઇને પરાક્રમ સ્થળમાં શુભ ગ્રહો પડ્યા છે. માટે ધર્મ ઉપર સજ્જડ ભાવના રાખનાર થશે. વળી કુળમાં ચંદ્રમાની માફક તેજ આપનારી કિર્તિ મેળવનારી થશે, એટલુંજ નહી પણ દેશ પરદેશ સુધી આ બાઇનું નામ અમ્મર રહેશે. તેમજ પોતાના માત પિતાના કુળમાં દીપક તુલ્ય પ્રગટ થશે. તેમજ આ બાઇ સત્વગુણી અને તે ગુણ યુક્ત સ્વેચ્છાચારી અને સ્વતંત્ર થશે. વળી તે પોતાના પતિનું ઘર નહિ માંડે. પણ તે વિદ્યા નિપુણ થઇને તેના જેવી સતી શિરોમણી; અને જ્ઞાન બક્ષનારી બીજી કોઇ ભાગ્યેજ સ્ત્રી વર્ગમાં થાય એવા ગ્રહો છે.

મીરાંબાઇના ગ્રહનું ફળ સાંભળીને જયમલ ઘણો ખુશી થયો પણ સ્વામીનું ઘર નહિ માંડે, એ શબ્દથી તેનું હૃદય કચવાયું; તોપણ તે સમય બળને જાણનાર જયમલે થનાર હકીકતને માટે અત્યારથી ચિંતા રાખી નહીં પણ જેમ જેમ મોટી થતી જાય તેમ તેમ તેને નીતિ અને વિદ્યાનું જ્ઞાન સંપાદન કરાવવું એજ ઉત્તમ છે:—એવો વીચાર કરીને જોશી માહારાજને સંતોષીને વિદાય કર્યા;

મીરાંબાઇને નવ વરસની ઉમ્મર થઇ ત્યારથી વિદ્યાભ્યાસ કરાવવાની શરૂઆત કરવા માંડી. પછી નીદાન બાર વરસની ઉમ્મર થઇ એટલામાં, ગણીત, તથા લખતાં વાંચતાં સારી પેઠે આવડે એટલુ જ્ઞાન મીરાંબાઇને પ્રાપ્ત થયું ત્યાર પછી તેમની સભામાં એક વૃદ્ધ બ્રાહ્મણ ડોમ દેવ નામનો હતો તેની પાસે સાહીત્ય. અને કાવ્યનો અભ્યાસ કરાવ્યો; વ્રજ ભાષામાં જે જે સાહીત્ય કાવ્યમાં લખાયાં

હતાં તે સાહીત્યની સારી રીતે સમજ મેળવી; તેમજ પીં-ગળનું પણ જ્ઞાન મેળવ્યું આટલો અભ્યાસ થતા સુધીમાં મીરાંબાઈની ઉમ્મર પંદર વરસ લગભગ થવા આવી; મીરાંબાઈ ઉમ્મર લાયક થઈ એટલે ડામ દેવ પાસે રહીને અભ્યાસ કરવાની રીત મુકી દીધી; પણ મીરાંબાઈ રાત્ર દીવશ ઉત્તમ બોધમય પુસ્તકો વાંચ્યાં કરતી હતી; અને જે વખતે પોતાનો પીતા જયમલ રાધાકૃષ્ણ મંદીરમાં પુજન કરવાને રોકાય તે વખતે શ્રી રાધાકૃષ્ણની પુજાપાની સઘળી સામગ્રી તૈયાર કરવાનું કામ મીરાંબાઈ કરતી હતી; જેવી અડગ શ્રદ્ધા જયમલ રાઠોડની હતી એવીજ અડગ શ્રદ્ધા મીરાંબાઈની પણ શ્રી રાધા કૃષ્ણ ઉપર થઈ હતી; હાથમાં ચમર પકડીને કેટલીક વાર સુધી ઉભી ઉભી શ્રી કૃષ્ણ પરમાત્માની મુર્તિને પ્રેમ યુક્ત ચમર ઢાળતી હતી; જે વખતે ઉભા રહીને જયમલ આરતી ઉતારતો હતો તે વખતે મીરાંબાઇ કોયલ જેવા ઉત્તમ કંઠથી અને સુસ્વરથી આરતી બોલતી હતી:—જો કે અત્યારે તો મિરાંબાઈની પંદર વરસની ઉમ્મર છે, તેમ પોતાના યૌવનને જાણવાને તેણે કાંઇજ વિવેક વાપર્યો નથી તો પણ પુર્વ સંસ્કાર યોગે કરીને જયમલ કરતાં પણ ઘણે દરજ્જે પ્રેમ ભક્તી મિરાંબાઇની હતી તે તેણીના ઉમરના પ્રમાણમાં અજાયબ જેવું હતું.

મીરાંબાઇની ભકતી શ્રદ્ધા શ્રી રાધા કૃષ્ણ ઉપર છે એ જોઇને જયમલને ઘણોજ સંતોષ થતો હતો.

મિરાંબાઈની કાંન્તી કોઇ અજબ રંગ ઢંગની ખીલી નીકળી હતી, તે રાજકુમારી હતી તેથી જયમલ રાઠોડની સભામાં પોતાનાં આભુપણ પેહેરીને વિજરાજતી હતિ; તેથી, તે સભામાં દરરોજ આવનારા, વિદ્વાન પંડિત કવિ અને

શાસ્ત્રીયોના, તથા વિદેશથી આવનાર કવિ લોકોના જોવા-
માં આવતી હતી.

આમ થવાથી દેશ પરદેશમાં અને રાજ સભામાં મિ-
રાંબાઇની અવર્ણનિય કાંન્તીનું વર્ણન થયાં કરતું હતું; કે-
ટલાકતો પ્રદેશથી મુસાફરનો વેશ લઇને અને જયમલની
મુલાખાત લેવાને બ્હાને મિરાંબાઇના દિદાર જોવાને માટે
આવ્યા કરતા હતા; એકવાર તેણીને જોઇ એટલે નેત્ર તૃ-
પ્ત થતાં નહોતાં પણ દિલટમાં તેને વારંવાર જોવાનું જેનું
તેનું મન થયાં કરતું; જેવી રીતે કમળની પાછળ ભમરો
ફર્યા કરે છે તેવી રીતે મિરાંબાઇના દર્શણ માટે વિપ-
યાન્ધી રાજકુમારો વેપ પલટાવીને તે સભામાં આવીને
બેસતા હતા; અને રાજા જયમલના મિજબાન તરીકે દસ
દસ દિવશ રહીને ચાલ્યા જતા હતા; અને પછી તેઓ
પોતાના રાજ્યમાં ગયા પછી મીરાંબાઇ સાથે હરેક પ્રકારે
લગ્ન થાય એવી ગોઠવણીમાં ગુંથાયા કરતા હતા; યદ્યાપી
આહાવી ગુપ્ત રચના બાહેરના મુસાફરોની છે એમ જય-
મલના સમજવામાં આવી શક્યું નહોતું.

એક વખતે રાધાકૃષ્ણના મંદીરમાં ગોકુલ અષ્ટમી આ-
વવાના સુમારમાં ગોકુલ મથુરાથી રાસધારી લોકો આવ્યા
હતા; તેઓએ તે અષ્ટમીની શરૂ રાત્રીએ શ્રી કૃષ્ણ પરમા-
ત્માના ચરીત્રનો વેપ ભજવવાનો શરૂ કર્યો હતો. તે મં-
દીરમાં પોતાની સભામાં હરવખતે આવનાર તથા આમાત્ય
મંત્રી, પ્રધાન મંડલને અને પોતાના જનાન ખાનામાંથી
તમામ સ્ત્રી વર્ગને આમંત્રણ કરીને તે તમામ જોવાને
ગોઠવણ રાખી હતી.

તે પહેલાં મીરાંબાઇએ. એક ગાયન કરી મુક્યું હતું તે
ગાયન રાસ ધારીમાંનાં એક ગવૈયાને કંઠાગ્રે કરવાને માટે

દીવશે આપી મુક્યું હતું અને તેને પરમાવી મુક્યું હતું કે જ્યારે રાસનું કામ ઓટોપી રહે અને શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ થાય તે વખતે આ ગાયન સારા સ્વર તાનથી ગાઇ ને સંભળાવવું અને શ્રી કૃષ્ણ જન્મથી દેવકી અને વસુદેવ તેમણે જે સ્તુતિ કરી છે. એજ ભાવાર્થનું આ ગાયન ગાઈ બતાવું.

એ પ્રમાણે રાસધારીના ગવૈયાને પ્રથમથી કહી મુકેલું હતું.

રાત્રીની શરૂઆતમાં શ્રી રાધાકૃષ્ણ મંદીરમાં જેમને આમંત્રણ હતું તેઓ પોતપોતાના આસન ઉપર બેશી ગયા, એક વિશાળ બેઠક ભણી મોહોટો ચક નાંખીને તેમાં રાણીયો વિગરેને બેસવાને માટે સોઇ કરી હતી.

**રાશ**—નાટયનું કામ શરૂ થવા લાગ્યું. શ્રી કૃષ્ણ પરમાત્માની ભક્તિ વિષે ચર્ચા ચાલું હતી.

ત્યાર પછી કંસનો વેશ શરૂ થયો. એ કંસ રાજાએ પોતાની બેહેનને વસુદેવ સાથે પરણાવી અને ત્યારબાદ આકાશવાણી થઈ કે આઠમો ગર્ભ તને મારશે. તેવી આકાશ વાણી સાંભળીને કંસે તેમને કારાગ્રહ ( બંધીખાનામાં નાંખવા ) તેમાં જેટલા સંતાન થાય તેમને કંસે નાશ કર્યાં. એ વીગેરેના દેખાવના વેશ ચાલવા માંડયા ત્યાર પછી. કેદીની સ્થિતિમાં જેલ ખાંનામાં મધ્ય રાત્રીને સમયે શ્રી કૃષ્ણ પરમાત્માએ ચતુર્ભુજ ધારણ કરીને દેવકીને દર્શણ દીધાં છે. તેવો વેશ ધારણ થયો તે વખતે વસુદેવ અને દેવકીએ તે મનહર મુરતિ અને અદભુત છબિ જોઇને પરમાત્માનો અંશ એવી ખાત્રી કરીને સ્તુતિ કરવા લાગ્યાં

## ગાયન.

### પદ

કરમનકી ગત ન્યારી ઉદ્ધવ ટાળી નાહી ટરે ॥
એ—રાગ.

જયજય અધમઉધ્ધારણ તારણ તરણ તાપ હારી,
ભવભય ભંજન મનરંજન જય વિજંજન હિતકારી ॥
જય જય.

અસુરદલન ભગવાન દયાનિધિ દુર્ઘટ ભય હારી,
તવ ચરણે શરણે માંનહુહમ, દીજે દુઃખ ટારી ॥
જય જય.

કારાગ્રહસેં હમકો છુડાઓ જાઉ સદા વારી.
મનહર વદન નિરખિ લાલચુ દગ, નિરખેં છબિ ન્યારી
જય જય.

હર્ષદ બાલ છબિ નિરખતહેં, કેવલ બ્રહ્મચારી,
મિરાંબાઇ મનમોહનિ મૂરત, ચિતમેં ઉતારી ॥
જય જય.

---

રાસધારીગોના મુખથી મિરાંબાઈ રચિત ગાયન સાંભળીને સભામાં આનંદ આનંદ થઇ રહ્યો આ વખતે મીરાંબાઇની વિદ્વતાને ધન્યવાદ આપવામાં આવ્યો, તે સાથે મીરાંબાઇની પ્રેમ ભક્તિનું દર્શણ ગવાયલા પદમાં સાંભળીને જયમલ રાઠોડના હૃદયમાં આનંદનો પારજ રહ્યો નહી આ વખતે જયમલે તે ગવૈયાઓને ઉતમ પોશાક આપ્યો અને કહ્યું કે આ પદ શીવાય મીરાંબાઇએ તમને બીજું પદ બનાવીને આપ્યું છે કેમ ?

રાસધારીમાંના ગવૈયાએ કહ્યું કે હજુર ! તે મહા ભાગ્યશાળી શ્રી મીરાંબાઇની વ્રતી શ્રી કૃષ્ણ પરમાત્માની

ભક્તિમાં પૂર્ણ ઉમંગવાળી છે. તેથી તેમણે પોતાના ઉલટથીજ ગાયન બનાવ્યાં છે તે પૈકી એ ગાયનો મને આપ્યાં છે. વળી ઇચ્છા હોય તો બીજું ગાયન સંભળાવું છું સાંભળો

---

## ગરબી.

ચાલો ડાકોરમાં જઇ વસિયે—એ—રાગ.

જમના તટ મોહન આવે,
મોહ મંત્રકી બંસી બજાવેરે. જમના૦
મોર મુકુટ મકરાકૃત કુંડલ,
મોતીકી માળા સુહાવેરે. જમના૦
મધુર અધરપર મુરલિ લગાકર,
ઉત્તમ તાન સુનાવેરે. જમના૦
ચલ હું આલિ નંદ નંદન ઠાડો,
દરશન તેં સુખ પાવેરે. જમના૦
સોઇ દર્શન ચિત બસ હું હર્દ,
મીરાંબાઇ મન ભાવેરે. જમના૦

આ સાંભળતાંજ વાહવાહ, વાહવાહ, નીધ્વનિ ચાર બાજુ પ્રસરાઈ ગઇ, અને સર્વે વિદ્વાન સમુદાયના અંતઃકરણમાં એમજ ઠસી ગયું કે આ મીરાંબાઇ સાક્ષાત સરસ્વતિ જેવીજ રૂપ અને ગુણમાં દેખાય છે; તેમજ આ ભરતખંડમાં તેના સ્વરૂપને જોડ મળે તેવો રૂપાળો રાજપુત્ર કોણ છે ! કોઈજ નથી. આ પ્રમાણે એક બીજાના કાનમાં વાતો કરવા લાગ્યાં.

ઉપરનું ગાયન પુરૂ થયું. અર્ધરાત્રીનો વખત બરાબર થઇ ગયો રાસ રમત પુરી થઇ ગઇ અને પછી શ્રીકૃષ્ણ જન્મનો ઉચ્છવ ચાલી રહ્યો તે કામ અટપાઈ ગયા પછી

કૃષ્ણ ચરણામૃતનું પાન કરીને તમામ માણસો ભોજન માટે પોતાને ઘેર ચાલ્યા ગયા.

જેવી રીતે કુદરતિ કાર્યની બલીહારી માનવામાં આવે છે. તેવીજ રીતે મિરાંબાઇનિ પુર્વ સંસ્કાર અને સરસ્વતી દેવી જે કે સાત્વકી મહાવિદ્યા માયાના વચન અંશથી મીરાંબાઇમાં પ્રાસાદિક નવધા ભક્તિનું જ્ઞાન શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રત્યે પ્રેરાયલું હતું;—તે સાથે પોતાના માત પિતાના ધર્મને જોઇને તે રસ્તે ચાલે એનાં કંઈ નવાઇ જેવું નહોતું,

મીરાંબાઇની ઉમ્મર લગભગ સોળ વરસની થવા આવી ત્યાં સુધી. જયમલ રાઠોડને ફરીથી પુત્ર કે પુત્રી સંતતી નો લાભ બિલકુલ થયોજ નહોતો તેથી, અંધ પુરૂષ નેત્રમાં તેજ આવવાને જેવી રીતે લાલસા રાખે તેવી રીતે જયમલ પણ મીરાંબાઇને પોતાના નેત્રની કીકી તુલ્ય ગણતો હતો; તેણી પર અનહદ પ્રેમ હતો; તેણીની ખુબ સુરતી માટે તેણીની જોડ પ્રાપ્ત કરવાને અર્થાત લાયક અને ચતુર વર જોવાને બહુ કાળજી રાખતો હતો.

એક લખતે જયમલની રાજ સભામાં પ્રતાપગઢનો કવિ આવી પહોચ્યો. તેણે વીરરસનાં કવીત કહીને સભામાં સર્વે સહૃદયહસ્થોના શરીરના રોમ ખડા કરી દીધા; ત્રીપુરાસુર રાક્ષસની સાથે જે વખતે શીવજીએ યુદ્ધ કર્યું છે તે વખતમાં શીવજીની મહાભયંકર શેનાનું વર્ણન અન ત્રીપુરાસુરની ભયંકર શેનાનું વર્ણન કવિત્તમાં કહી બતાવતાં છેવટે ક્રોધરૂપી અગ્ની જવાળા સ્વમાન થયેલા વીર યોધાઓ પરસ્પર યુધમાં મચી રહ્યા છે તેનું ચિત્ર કવીરાજે કાવ્યમાં બતાવ્યું હતું જેમાં વીરરસનો ચિતાર સર્વેના મંનમાં ભાવ્યો હતો; આ વખતે તે કવિએ. કાવ્ય શાસ્ત્રના નિયમની વાત છેડવા લાગ્યો; તેણે કાવ્ય સાહિત્યના કેટલાક કવિત કહી

સંભળાવ્યાં, એટલામાં સભાસદ પૈકી રૂદ્રપ્રસાદ નામનો એક વિદ્વાન માણુસ બોલી ઉઠયો કે આ રાજકુમારી શ્રી મીરાંબાઇ પણ કાવ્ય કુશળ છે,

વિચીક્ષણ કવીએ આદકતરી નજરથી મીરાંબાઇ તરફ દ્રષ્ટી કરી; જે દ્રષ્ટીમાં તેણીનું લાવણ્યરૂપ એક ક્ષણમાત્ર ચીત્ર ચીતરીને પોતાનો આનંદ દરસાવ્યો; તે સાથે કંઇક મીરાંબાઈની પરીક્ષા લેવાને માટે તેણે પાદપુરતી કરવાને પોતાનો ઉમંગ જણાવ્યો; અને બોલ્યો કે, આ વાત સાંભળીને મને ઘણોજ હર્ષ થાય છે; હું ઘણા રાજ્યમાં ફરનારો છું છતાં અત્યારે આ વાત સાંભળીને મારૂ હ્રદય પ્રફુલ્લ થયું છે; હું પણ તેટલા માટે પવિત્ર શ્રી મીરાંબાઇએ પાદપુરતી કરવાને એક પદ કહું છું. તેથી મને લાગે છે કે તે પુરૂ કરશે.

**જયમલે**—કહ્યું કે, કવિજી! ભલે કોઇ પણ કવીતનું છેલ્લું પદ રચીને તમે આપો એટલે તેમની યથાશક્તિ પ્રમાણે પાદપુરતી મને લાગે છે કે કરી શકશે; કવીયે તસલીમ કરીને નીચે પ્રમાણે પદ રચીને આપ્યું.

"રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ અંતરમેં ધરરે"

મીરાંબાઇએ તે ચરણ ઉપર ધ્યાન આપીને એજ વખતે નીચે પ્રમાણે બે કવીતાઓ બનાવી;

### મનહર કવિત.

એરે મતિમંદ જીવ યહિ ભવ સાગરમેં,
કાહેકો તું રહતહેં નાહક નિડરરે;
કોટીક અનેક સ્થુલ દેહ લેકે જન્મ પાયો,
પુનિ પુનિ છાંડ ચલ્યો પુનિ કિયો ઘરરે.
મિરાંબાઇ દેખીયહ દુનિયાં પ્રપંચ જુઠ,

તિનકો બિચાર કોઉ હર્ષદસેં કરરે;
આખર ઉપાય એક સોઇ ભવતાર એકો,
રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ અંતરમેં ધરરે.

### કવિત.

જોલૌ કામ ક્રોધ મદ મત્સર અભિમાન મુલ,
તોલૌ નહિ હોત તત્વ જ્ઞાનનકો ઘરરે;
મિરાં ચિત્ત જોલૌ નહિ હોતહેં એકાગ્ર કભિ,
હર્ષદ સુરંગ કભિ પાવે નહી બરરે.
સોઇ બિધ સમઝકે કીજીયે સુસંગ પ્યારે,
સંતકો પ્રબોધ લેકે, સદાનંદ ભરરે-
આખર ઉપાય એક સોઈ ભવતાર એકો,
રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ અંતરમેં ધરરે.

નવીન આવેલા કવીએ આ કવીતાઓ સાંભળતાં જ હર્ષની તાળીઓ પાડવા લાગ્યો; સઘળી સભામાં આશ્ચર્યતાની સાથે આનંદની રેલમછેલા થઇ ગઇ,

આ કવીતાઓમાં ઉતમ બોધ અને અધ્યાત્મ જ્ઞાન સંબંધી સભામાં આવેલા પંડીતોએ વધારેવાર સુધી વીવેચન કર્યું; થોડીકવાર પછી જયમલે આવેલા સરદાર કવીને સારૂ ઇનામ આપ્યું; પછી રાજસભા બરખાસ્ત થઇ.

દરરોજ સાંજના ચાર વાગ્યાને સુમારે મીરાંબાઇ પોતાની સાથે સરખી સાહેલીયોને અને દાશીઓને લઇને પોતાના મોહન બાગમાં જતી હતી; નીત્ય નીયમ પ્રમાણે આજ પણ તે બાગમાં વખતસર જઇ પોહોંચ્યાં;

એ બાગની શોભા અને રચના હદથી જાદે હતી; તેની ગોઠવણી ઘણી સરસ કરવામાં આવી હતી; જ્યાં ગુલાબ, અને માલતી તથા ગુલદાઉદી વીગેરેના પૂષ્પની લતા અ-

ને ઘટા હતી. ત્યાં જળયંત્રનો ફુવારો પણ હતો, એવા ફુવારા સેંકડો હતા, તે બાગ ત્રણ કોસ સુધી વીસ્તારવાળો હતો; અને તેમાં સવાસો કુવા ઘણા મોટા અને પોહોળા હતા. તેથી તેના વીસ્તારના પ્રમાણમાં તે બાગ સમારવાને પચાસ માળી હરવખત રાત્રદીવશ કામ કરવાને રાખવામાં આવ્યા હતા; તેવો વીસ્તારવાળો બાગ કેવળ ઈંદ્રિ આદીક દેવતાઓનું મન પ્રસન્ન કરે તેવો હતો, એવા બાગમાં મીરાંબાઇ સાહેલી સહીત આવી પોંહોચી; આ વખતે ઉદા રંગનો મલમલનો સાળુ મીરાંબાઇએ પહેર્યો હતો, તેથી મીરાંબાઇનું મુખ રાત્રીના સ્વચ્છ આકાશમાંના પૂર્ણ ચંદ્રમા જેવું દેખાતું હતું; તેણીનાં મોહક નેત્ર વિકારી પુરૂષોને બેહેકાવી નાખનારાં તથા વિદ્વાન અબાલ વૃદ્ધ પુરૂષોને નચાવનારાં, તથા ઉંડા પ્રપંચીયોના પ્રપંચને દુર કરાવીને વિશ્વાસરૂપી મોહજાળમાં ફસાવનારાં હતાં; તેણીની વાંકી ભ્રકુટીએ તો કેવળ ખેંચેલું કામકુંજ હતું છતાં તે ભ્રકુટી રૂપી કામઠામાં મધ્ય ભાગમાં રતાશવાળાં નેત્ર અન્યાસ્ત્ર બાણ જેવાં ઘાયલ કરનારાં બીજાઓને ભાસતાં હતાં; તેણીનું સર્વાંગ સુંદિર હતું; જો કે તેણીએ સુવર્ણાદિ રત્ન માણીકય વીગેરેનો કોઇ પણ અલંકાર ધારણ કર્યો નહોતો, તથાપી તેણીને ઇશ્વર કુદરતી કહી શકાય નહી તેવા અદ્દભૂત સ્વરૂપનો અલંકાર ઇશ્વર તરફથી બક્ષાયેલો હતો; મીરાંબાઇની લાવણ્યતા અને ઉત્તમ સ્વરૂપ માટે કેટલાક કવિ લોકો તો શ્રીરાધીકાજીનો બીજો અવતાર છે. એમ બોલતા હતા, કેટલાક તો સરસ્વતીનો અવતાર હોવો જોઇએ એવીં કલ્પના કરતા હતા, એવી મોહની સ્વરૂપવાળી યૌવન વેષથી શોભા પામનારી મીરાંબાઈ પુષ્પ ઘટાના મધ્ય ભાગમાં વિશાળ ફુવારાની આજુબાજુ સંગે

મરમરના સંકેત પથ્થરની બેઠક ઉપર બેઠાં; બાગની અનેક વનસ્પતિયો સાથે તથા અનેક સુગંધી પુષ્પોથી સ્પર્શ થતો મંદમંદ પવન હૃદયને આલ્હાદ (આનંદ) પ્રાપ્ત કરવા લાગ્યો; આ વખતે સંગિતમાં અને કાવ્યમાં કુશળ એવી મીરાંબાઇએ રાધાકૃષ્ણ પ્રભુ પ્રત્યે કેવી ભક્તિ રાખવી જોઇએ એ વિષયનુ ગાયન કર્યું; મીરાંબાઇને ગાવાનો શોખ સારો હતો તેથી બાગમાં ગાયનનાં સાધનો પૈકી એક મોટો તંબુર રાખી મુકવામાં આવતોહતો;તેથી તેનો ઉપયોગ મીરાંબાઈ કરતી હતી મોટા તંબુરનો સુર મીલાવીને જે વખતે મીરાંબાઇ ગાતી હતી તે વખતે બાગમાં મસ્ત સ્થિતિમાં ફરનારાં મૃગ, કુરંગ, મયુર ઈત્યાદિક સ્થિર થઈ જતાં હતાં; પણ મીરાંબાઇ તો નાદમસ્ત થએલી હર્ષ ઘેલી બની ગએલી. અને પ્રેમભક્તિમાં ઠરેલી; પોતાના નેત્રમાં રાધાકૃષ્ણનેંજ જોતી હતી; એક તરફ તે મીરાંબાઇ શિલાતલ ઉપર બેશીને ગાયન કરનારી જાણે સાક્ષાત શંકરને રીઝાવનારી સરસ્વતી જેવી રૂપ શૌદર્ય વાળી અને ગુણવાળી દેખાતી હતી; અને બીજી તરફ વિષયિ પુરૂષના હૃદય કેન્દ્રમાં ઘાવ કરનારી હોય તેવી જણાતી હતી. આ નવરંગ મોહન બાગમાં સુરવરતાંન યુક્ત તંબુર સાથે જે વખતે કૃષ્ણ ગુણ કથનનું ગાન કર્યું તે વખતે મોહ લુબ્ધ થઇ ગએલો, તથા બપોરની વખતે વિશ્રામ લઇને પડી રહેલો. રૂપ યૌવનથી ભરપુર તરૂણ મુસાફર એકદમ ચમકીને ચાલ્યો ચાલ્યો ત્યાં આગળ એ વૃક્ષની પાછળ ઉભો રહ્યો, અને તમામ ગાયન સાંભળે છે તથા મીરાંબાઈના સ્વરૂપને જોઇ તુરતજ મુર્છા પામે છે, તે કેવળ મોહ લુબ્ધ થાય છે; ચકોરની માફક એકજ દ્રષ્ટીએ ટગર ટગર જોયા કરે છે; તે સાથે તેના હૃદયમાં સાહસનો આરંભ થતાં મુઝાઇ

મણુનો વધારો થતો જાય છે. અને મનમંજ બડબડવા લાગે છે કે. અહાહા! તે અલબેલીની સુંદિર કાંન્તી તો અહિયાંજ વગઃ પરિશ્રમે જોવામાં આવી ગઇ; તેણીની ફાં-કડી છબીનું વર્ણન હું સાંભળતો હતો તે મ્હેં અહિયાંજ નજરે દીઠુ હું મોટો ભાગ્યશાળી થયો કે હું તેણીને જોવા પામ્યો; પણ કયું પ્રયત્ન કરૂં કે આ મોહિનિ માનુની મારી સાથે વરે! આહાહા! આખા ભરતખંડમાં ખુબ સુરતીનો નમુનો જોઇએ તો આ એકજ છે;-વળિ તે એક છતાં એવો કોણ ભાગ્યશાળી હશે કે કોયલ ટપકી રહી છે એ વી સાક્ષાત સરસ્વતિની માફક વીણા વગાડનારી આ મો-હીની મીરાંબાઇનો હાથ પકડનાર હોય! ગમે તેમ થાય પણ પ્રયત્ન કર્યા શિવાય કદીપણ ફળની પ્રાપ્તિ થતી નથી; મને જે મનુષ્ય જન્મ મલ્યો છે, તે જન્મ આ મીરાંબા-ઇના દર્શણથીજ સાર્થકતાને પામ્યો, પરંતુ મનુષ્ય દેહ છતાં સ્વર્ગનું સુખતો જ્યારે આ મિરાંબાઇનો હસ્ત કમળ મારા હાથમાં આવે ત્યારેજ હું પામ્યો એમ માનીશ; હે પ્રભુ! આ શેવકને એ મોહિની મીરાંબાઇનો હાથ સોંપી દે; હે ઇશ્વર! તેણીનો કમળકર મારા હૃદય ઉપર રહેશે તોજ મારૂ ઉછળતું કાળજુ હેઠળ બેશશે; એ પ્રકારે વિ-ચાર ચિત્રમાં ફસાયલો, વિજયગઢનો રાજપુત્ર મદનસિંહ જે કે મીરાંબાઇની વખાંણાયલી કાંન્તી જોવાને માટે મુસાફર તરીકે મેડતા નગરમાં પ્રવેશ કરવાનો હતો, છતાં વિસ્તિર્ણ બાગમાં જરા આરામ લઇને ગામમાં જવાની ઇચ્છાએ તે બાગમાં એક વૃક્ષ નીચે જરાક નિદ્રાવશ થયો હતો, તે રાજકુમાર મીરાંબાઇને જોઇને મોહવશ થઈ ગયો હતો.

સાયંકાળ થયો એટલે દાશી તથા સાહેલીયો સાથે મી-રાંબાઇ પોતાના રાજમંદિર તરફ રવાને થઇ.

અને મદનસિંહે પણ એજ મેડતા નગરમાં પ્રવેશ કર્યો.

રાત્રીની વખતે પોતાના પિતાજીની જોડે રાધાકૃષ્ણના મંદીરમાં શેવાને માટે મિરાંબાઇ તૈયાર થઇ ગઇ;

તે સરાસરી દસ વાગ્યા સુધી ત્યાં ટકીને રાજમહેલમાં આવીને. ભોજન લઇને પોતાના શણગારેલા એક ઉત્તમ ઓરડામાં શયન માટે ગઇ.

મીરાંબાઈના હૃદયમાં એજ છબી ચીત્રાઈ ગઈ હતી; કામ ક્રોધ લોભ; લાલચ ઇર્ષા, સ્પર્ધા, વિકાર દ્વેશ. ઇત્યાદિકથી રહીત, અને નીર્મળ હૃદય વાળી મીરાંબાઇના નમ્ર હૃદયમાં શ્રી રાધાકૃષ્ણ બિરાજેલાજ હતા, જ્યારે અર્ધ રાત્ર વીતી તે વખતે મીરાંબાઇ નીદ્રાવશ થઇ હતી, જો કે તેણીની શુશમી અવસ્થા હતી એમ કહીયે તો પણ ચાલે તથાપી તેવી શુશત્તી ( અજ્ઞાન ) અવસ્થામાં પણ સંસ્કારનું ચીન્હ જાગ્રત હોય છે. અને એજ સંસ્કાર પૂર્વ જન્મના કોઈ કોઇ ચિન્હને બતાવે છે, એજ સંસ્કાર કે જે વરદાન સાક્ષાત સરસ્વતિયે આપ્યું હતું તે વરદાન શબ્દ રૂપી પુર્વ સંસ્કારના બળથી મીરાંબાઇના હૃદય કેંદ્રમાં શ્રી રાધાકૃષ્ણ શિવાય બીજુ કંઇજ નોહતું; અર્ધ નિશા ઉપર. વખત જવા આવ્યો હતો તે વખતે જાણે મીરાંબાઇનો હાથ કોઇકે તાંણ્યો હોય એમ જણાયું; મીરાંબાઈ ચકીત થઇને બેઠી થઇ, અને જુવે છે ત્યારે મસ્તક ઉપર મયુર પીચ્છનો મુકુટ ધારણ કરેલો છતાં ઘનસ્યામ બદનવાળા. તથા ચાર હાથવાળા કે જે હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ. ધારણ કરેલાં છે, અને કંઠમાં કૌસ્તુભની માળા અને રત્ન જડીત હાર શોભી રહ્યાં છે. એવા પરમ દયાળુ શ્રી કૃષ્ણ પરમાત્મા પોતે સાક્ષાત ઉભા રહ્યા છે એવું મીરાંબાઇએ દ્રષ્ટીએ જોયું; જોતાંજે એકદમ મીરાંબાઇ ઉભી થઈ

ગઇ અને આનંદના રસમાં રંગાઇ ગએલી પ્રેમઘેલી બની ગએલી એ પવીત્ર ચરણ કમળમાં વારંવાર નમવા લાગી; અને તુરતજ શ્રી કૃષ્ણ પરમાત્માના પેહેરેલા પીત્તાંબરનો એક છેડો હાથમાં પકડી લીધો પછી કહેવા લાગી કે હે મહારાજ. !

---

### માહાડ.

નહી છોડુરે માહારા શામ,
મ્હેં પલ્લો પકડ્યો નાથનો, નહી છોડુરે ॥
હું અબળા અપરાધી પાપી, નીરાધારી નીષ્કામ.
દિનદયાળુ છો વીશ્વંભર, પુરણ કરીયે કામ,
મુરલીધર, રાધાવર, ગીરીધર તમે કેવળછો અભિરામ ॥
॥ મ્હે પલ્લો પકડ્યો ॥ ૧ ॥
મિરાંબાઇના મનભાનાહરી, અંતરના વીશ્રામ,
કર પકડીને રાખો ચરણમાં એજ જાચુ આ હામ.
હર્ષદ મનમોહન નંદનંદન જગવંદન છો ગુણગ્રામ ॥
॥ મ્હેં પલ્લો પકડ્યો નાથનો ॥

હે દયાનીધિ ! કીંકરીએ પલ્લવ ( છેડો ) પકડ્યો છે તે હવે શા માટે છોડી દે ! હું અપરાધીને મળવા ત દુર્લભ છો; મારાં કોટીક જન્મનાં પાપ આજેજ પ્રલય થઇ ગયા છે; હે ત્રીલોક પતી ! આપતો ભક્ત વત્સલ દયાળુ છો; આપે ભકતોનું કલ્યાણ કર્યું છે; અને આપ વીશ્વનું ભરણ પોષણ કરનાર વીશ્વંભર છો, છતાં આ નાદાન દાશી ઉપર કૃપા કરી દર્શણ આપ્યું છે તો હવે તે લાભ નીરંતર મેળવવાને જે છેડો આપનો પકડ્યો છે તે હવે શા માટે છોડુ !

શ્રી કૃષ્ણ પરમાત્મા મંદહાસથી અને કૃપા કટાક્ષથી મીરાંબાઇના સામે સૌમ્ય દ્રષ્ટી કરીને કહ્યું કે પવીત્ર મીરાં હું નીરંતર ત્હારી પાસેજ છું એમ તું નક્કી સમજજે તારા સ્વસ્છ હ્રદયમાં હું વશેલોછુંજ જે સ્વરૂપનું ત્હે તારા પવીત્ર અને નીષ્કલંક સ્વચ્છ હ્રદયમાં ચીતર્યું હતું, તેજ સ્વરૂપે તું અત્યારે મ્હને જુવે છે; તો પછી એજ તારા અંતકરણમાં અત્યારના સ્વરૂપે હું વસેલોજ છું હે મીરાંબાઇ ! તારી નીર્વિકાર નવધા ભક્તી જોઇને હું તને દર્શણ આપવા આવ્યો છું; માટે તું આનંદ રહે, ત્હેં મહારો છેડો પકડયો છે તો હું કદી પણ ત્હારા કરને તરછોડવા માગતોજ નથી. એ છતાં એટલુંજ નહી પણ વૈકુંઠમાં લઇ જવા માટે હું અત્યારેજ તાહારી ગોઠવણ કરી શકું તેમ છે પણ હમણાં તું આ જગતમાં રહીને તું ભક્તી માર્ગનો બોધકર અને સર્વના અતઃકરણ આસ્તિક કર એજ હું તને અત્યારે આજ્ઞા આપુંછુ અને જે વખતે તું મ્હને યાદ કરીશ તે વખતે હું તારી પાસે આવીને દર્શણ દઇશ. તથાસ્તુ' આ પ્રમાણે કહીને શ્રી કૃષ્ણ પરમાત્મા અંતર્ધ્યાન થઇ ગયા.

પુરૂષમાં કૃષ્ણ સમાન કોનું સ્વરૂપ છે ! તેના સમાન મનોહરતા કોનામાં છે ! તેના જેવી સુંદિરતા અને લાલણ્યતા બીજે ક્યાં જોવામાં આવી છે? તેના જેવો સમર્થ અને આનંદ પ્રગટ કરાવીને શુદ્ધઅંતઃકરણ રખાવનાર શ્રેષ્ટ એવોબીજે ક્યાં સાંભળયો છે ! મિરાંબાઇએ જે સ્વરૂપ જોઇને આનંદ પામી હતી. તે જ્યારે બાહ્ય નજરથી ન જણાઇ આવ્યું એટલે તે દિલગીર થઇ ગઈ; પણ તેમની આજ્ઞા થવાથી પોતાનું મન વાળી લીધું; કેટલીકવારે પ્રાતઃકાળ થયો; પછી પોતાના માતુ શ્રી અને પિતાજીને આ બનેલી તમામ હકીકત કહી દીધી; તે અદભુત અને આશ્ચર્ય પ્રગટ ક-

રાવે તેવું વૃતાંત સાંભળીને જયમલ રાઠોડ ધન્ય ભાગ્ય માનવા લાગ્યો; પોતે આટલા ઉપચાર સાથે પુજન કરતો હતો તો પણ શ્રીકૃષ્ણ પરમાત્માનો સાક્ષાતકાર થવાને શક્તી ધરાવી શક્યો નહોતો; તેથી મીરાંબાઇની દ્રઢતા અને તેનો ભક્તિભાવ પ્રેમ જાણીને તેનો પોતાના ટેકનો ગર્વ ઉતારી નાંખ્યો, અને મિરાંબાઈ મહા ભાગ્યશાળી અને પવિત્ર છે છતાં સોળ વરસની ઉમરમાં તેના નિર્વિકાર હૃદયમાં ભક્તિની શુદ્ધ ભાવનાને જયમલ વારંવાર બલિહાર ગાવા લાગ્યો; સઘળા મેડતા નગરમાં મિરાંબાઇની પવિત્રતાની કીર્તિ ફેલાઈ ગઈ; કેટલાક નાસ્તિક ખળ પુરૂષો મિરાંબાઇના અંતઃકરણને કપટરૂપે જોતા હતા, કેટલાક રાજસ પ્રકૃતિવાળા વિદ્વાન કે અવિદ્વાન હોય તો પણ તે લોકો મિરાંબાઇની સાથે સ્નેહ કરવા અને તેનાથી વિલાસી થવાને ઇચ્છા રાખતા હતા, અને કેટલાક સત્વગુણી પુરૂષો તે મિરાંબાઇના ભાગ્યને ધન્યવાદ આપતા હતા. તથા તે પવિત્ર બાઇને દર્શણ કરવાથી આપણું મલિન અને અજ્ઞાન હૃદય સ્વચ્છ થશે એવી ભાવના રાખતા હતા.

એ પ્રકારે નગરમાં મિરાંબાઇને માટે ધન્યવાદ પ્રસરાઇ રહ્યો હતો તેમાં પણ પવિત્ર મિરાંબાઈની સુંદિરતા ઉપર મોહ પામનાર પેલા બાગમાં આવી ગએલો મુસાફર મદનસિંહ પણ મોટી આશાએ મેડતામાં રહેલો છે અને કોઇ કુલિન રજપુતના આડંબરથી મેડતાના રાજ દરબારમાં બેસવા ઉઠવાનો તેણે પરિચય રાખ્યો હતો. જેમાં તે પોતાનાં વીકારી બન્યો નેત્રને મિરાંબાઇને જોઇને ઠંડા કરતો હતો અને કાર્ય સાધવાને માટે તક જોતો હતો;

આ પ્રમાણે તે નગરમાં આનંદ થઇ રહ્યો હતો. અને દરરોજ જયમલના રાધા કૃષ્ણ મંદિરમાં ઉત્સવ થયા કરતો હતો; જેમાં મિરાંબાઈ પણ પોતાના પિતાજી જોડે હરીકિર્તનમાં ભાગ લેતી હતી.

---

# પ્રકરણ ૪ થું.

## ચિતોડગઢ.-રાણો કુંભોજી.



તોડઘઢ એ મેવાડ ભુમીનું મુખ્ય મોટું રાજ્ય છે; અને આ સ્થાન ઉપર ગાદી ભોગવનાર શૂર ક્ષત્રિવટ રક્ષણ કરનાર સૂર્યવંશી કહેવાય છે; તે કાળમાં રાણો કુંભોજી રાજ્ય કરતો હતો; તે હિંદ ધર્મનું રક્ષણ કરનાર મર્દશૂર હતો; તે પોતાના પરાક્રમિ વંશજોનાં બાહુબળનું અભિમાન રાખતો હતો; તેમજ મેવાડ ભુમિની શુરત્વતાને તે સારી રીતે સાચવી રાખતો હતોઃ વળી તે ચિતોડઘડ જમીનની તળેટીથી બે હજાર ફુટ ઉંચો હતો, અને તે ઉપર રાજ્યઘડી અને વિસ્તીર્ણ વસ્તી થઈ હતી, કે તે ઉપર વસનાર એવા મહા શૂર અને પરાક્રમી હતા કે તે ચિતોડઘડને અજીતઘઢ એવું નામ આપવામાં આવ્યું હતું. એવા ચિતોડઘડ ઉપર મેવાડાધિપતિ શ્રી કુંભોરાણો રાજ્ય કરતો હતો, ને રાણાની વખતમાં દિલ્હિમાં સાર્વભોમ રાજાની પદવી ધરાવનાર અકબરશાહ રાજ્ય કરતો હતો; અકબરશાહ મહા બુદ્ધિવાન હતો તે હરવખતે સમય સુચક્તાથી વર્તતો હતો; તેણે હિંદુ ઉપર નિગાહ ભરેલી પ્રેમ મમતા બતાવી હતી; તેને ખરા ખોટાનું નિર્ણય કરવાની ટેવ હતી; વળી પોતાની સત્તા સેહેલાઇથી પાથરવાને બળવાન હીંદુ રાજાઓને પોતાના રાજ્યમાં મોટા મોટા ઈલ્કાબ આપીને તથા માન આપીને સરદાર બનાવ્યા હતા, અને આપણા રજપુત રાજાઓનેજ હીંદુસ્થાનના રજપુત રાજા સાથે લડાઇ કરવા મોકલતા હતા, છતાં તેમાં જીત મેળવીને આવે તો તેમને મોટા માનથી

શાબાશી આપતા હતા; જો કે અકબર કાર્યસાધક હતો, પણ તે સાથે ઇનસાફ કરવાનાં પક્ષ રાખતો નહોતો. તેવા શ્રેષ્ટ પદ્ધતીવાળા અકબરશાહની વખતમાં ચિતોડઘડમાં કુંભો રાણો કેવળ નીરંકુશ અને સ્વતંત્ર હતો, તે કાંઇ અકબર બાદશાહની નોકરી કરતો નહોતો, તેમ ભરતખંડનો રાજા ચીતોડઘડનો ધણી કહેવાય છેજ. એવા અભિમાનથી અને બાહુબલ, પરાક્રમી તે ગાદીવાળા કોઇ પણ બીજા કોઈ સત્તાધીશ બાદશાહને નમતા નહોતા; તેથી તે હીંદુપતી માહારાણા કહેવાતા હતા,

તેવા ચીતોડઘડ ઉપર આ વખતે કુંભોરાણો પોતાની સત્તા ચલાવતો હતો; તેના રાજ્યમાં રજપુત વીર પુરૂષોનો ભરચક જથો હતો; તે પુરાતન નગરમાં વિદ્વાન બ્રાહ્મણોનો નીવાસ હતો, લક્ષાધિપતી હજારો શેઠ શાહુકારની હવેલીયો આકાશમાં વાતો કરી રહી હોય તેવી દેખાતી હતી; તેમાં રાજ ઘડીની કોઈ અદભુત શોભા હતી; જ્યારે ચિતોડઘડની તળેટીથી પાંચ કોસ દુર ઉભા રહીને અંધારી રાત્રી સમયે નજર કરીએ ત્યારે હજારો દીપક પ્રકાશથી તારા મંડળ શોભતું હોય તેવો રમણીય દેખાવ જણાતો હતો; તેટલુંજ નહીં પણ તે ઘઢ ઉપરના અવાસમા બેસીને પ્રાતઃકાળ અને સાયંકાળ રચના તથા કુદરતી દેખાવ, અને સૃષ્ટિ સૌંદર્યે જોવાનો અમુલ્ય થતો હતો; તેથી આ નગરમા પરદેશી પણ લોકો આવીને વસેલા હતા; તેથી તે નગર ઘણું રળિયામણું દેખાતું હતું. અને શુરવીરપણામાં પંણ તે સ્થાનના રજપુત પંકાતા હતા.

નિત્ય નીયમ પ્રમાણે બાર ઉપર ત્રણ વાગે રાજસભા ભરાતી હતી, તેમાં સઘળા રાજ્યભક્ત-અને નોકર વર્ગ, શુરવીર રજપુતો આવતા હતા; તેમજ તેમાં વિદ્વાન બ્રાહ્મણો

પણ બેસતા હતા, આજે ઘણા દબદબાથી સભા ભરાઈ હતી. તે વખતે સરદાર કવિ નામનો નામાંકીત કવિ ચિતોડઘડના રાણા કુંભાજીની મુલાકાત લેવા તથા યાચવા સારૂ આવ્યો હતો; તેણે રાજસભામાં પ્રવેશ કર્યો અને આશિર્વાદનું કવિત કહ્યું, પછી ઉભો રહ્યો, એટલે રાણાએ કહ્યું કે કેમ ! સરદારસીંહજી ! તમે તો ત્રીજે વરસે એટલે ઘણે દીવસે અહીઆં આવ્યા કેમ ખરૂ કે નહી ?

**સરદાર કવિ**—ગરીબ પરવર ! મારવાડ પ્રદેશ ફરીને પછી હું છેક ઉતર હિંદુસ્થાનમાં હીમાલય નજીક કાસ્મીર અને નેપાળ સુધી પ્રવાસ કરીને આવુંછું તેથીજ મને ત્રણ વરસ થયાં છે.

**કુંભોજી**—અલબત, દેસાટણ કરવાથીજ દુનિયાંની ન્યારી ન્યારી રચના જણાઇ આવે છે; મને પણ કેટલીક માહિતી લેવાને ઠીક ફાવશે; વળિ તે વિષે તો પ્રસંગે પ્રસંગે વાત ચર્ચાવિશું, પણ ખાસ જાણવા લાયક નવલ વિષેજ જે કંઈ હોય તે જણાવો તો સારૂ.

**સરદાર**—નવલ વિશેષમાં તો આપને લાયક વસ્તુ આટલામાંજ જોતો આવ્યો છું:

**કુંભોજી**—શું કાંઇ માણેક રત્ન છે ?

**સરદાર**—હા, રત્ન છે, પણ કેટલાક રત્ન પ્રકાશ મારતાં છતાં નિરજીવ, જડ સમાન ચળકતા કિમતી પથરા છે, પણ મે જે રત્ન જોયું છે તે જડ નથી પણ સજીવન છે; તે એવું પ્રકાશ મારતું છે. કે આપના મેવાડ પ્રદેશની મર્યાદા બાહેર સુધી પ્રકાશ કરી શકે.

**કુંભોજી**-(ઘણા વિચારમાં પડીને) સરદાર કવિ ! તમારા બોલવાનો ભાવાર્થ કાંઇ ઉંડો જણાય છે; શું તમે મને મોહ ઉત્પન્ન કરાવવા ધારોછો કે ?

**સરદાર**—ના, ના, એમ નથી પણ જો હું કદાચ કહીશ તો તમામ સાચુંજ કહેવાનો છું.

**કુંભોજી**—ત્યારે તો તે જાણવાને અને રત્ન જોવાને હું ઇચ્છા રાખુંછું.

**સરદાર**—સેંકડો નક્ષત્રના જથામાં જેવી રીતે ચંદ્રમા રત્ન છે, સેંકડો ફળમાં જેવી રીતે આમ્રફળ રત્ન છે, મનુષ્ય દેહનું પોષણ થવામાં શરૂવાતથીજ જીવનરૂપ જેવી રીતે દુધ રત્ન છે, અવાસમાં પ્રકાશને માટે જેવી રીતે દિપક રત્ન છે, તેવી રીતે આ મેવાડ ભુમીમાં મેડતા નગરના રાજા જયમલને ત્યાં સર્વ શુભગુણ સંપન્ન અને કહિ શકાય નહિ તેવી કાંન્તીવાળી ચતુર મિરાંબાઈ નામનુ રત્ન છે.

**કુંભોજી**—હાં હાં, હવે હું સારી રીતે સમઝયો, તેની કાંન્તીની બલિહારી મારા સાંભળવામાં આવી છે; છતાં તમે નજરે જોઇને આવ્યા હશો. પણ તમે શી રીતે તે બાઇને નજરે જોવા પામ્યા ?

**સરદાર**—રાજા જયમલની ખાનગી સભામાં તે બાઇ પોતાના પીતા પાસે બેસે છે, હું પણ તે સભામાં જતો હતો. હે રાજન! તમે તો અમારા માતપીતા છો, તેવી રીતે તે પણ અમારૂ પોષણ કરનાર માતપીતા છે તેથી માહારૂં બેસવું ખાનગી સભામાં થવાને હરકત જેવું નહોતું પણ હે નરેન્દ્ર ! તે બાઇની કાવ્યશક્તી વખાણવા લાયક છે તેમની કેટલી શક્તી છે તે જાણવાને માટે મ્હેં, પાદપુરતી માટે કવિતનું આદમું ચરણ જે કે "રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ અંતરમેં ધરરે."

આ પ્રમાણે પદ લખીને, મ્હેં તે સભામાં જયમલ ઠાકોરની ફરમાયસથી મુકયું હતું. તે વખતે તે પદની પાદપુરતિ બહુ ઝડપથી તે મિરાંબાઇએ કરીં આપી હતી;

**કુંભોજી**—એમ કે ! ભલા કહોતો ખરા ! કે કેવું કવિત રચ્યું છે.

**સરદાર**—હા, સાંભળો કહું છું;

**કવિત મનહર.**

જ્યૌલૌ કામ ક્રોધ મદ મત્સર અભિમાન મૂલ,
તૌલૌ નહિ હોત તત્વ જ્ઞાનનકો ધરરે,
મીરાંચીત જૌલૌ નહિ હોત હેં એકાગ્ર કભિ.
હર્પદ સુરંગ કભિ પાવે નહિં બરરે.
સોઇ બિધ સમઝકેં કીજીયેં સુસંગ પ્યારે,
સંતકો પ્રબોધ લેકે સદ્દાનંદ ભરરે.
આખર ઉપાયે એક સોઇ ભવતાર એકો,
રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ અંતરમેં ધંરરે.

**કવિત.**

એરે મતિમંદ જીવ યહિ ભવસાગરમેં,
કાહે કોતું રહત હેં નાહક નિડરહે;
કોટીક અનેક સ્થુલ દેહ લેકે જન્મ પાયો,
પુનિ પુનિ છાંડ ચલ્યો પુનિ કિયો ધરરે.
મીરાંબાઈ દેખી યહ દુનિયાં પ્રપંચ જુઠ,
તિનકો બિચાર કોઉ હર્પદસેં કરરે;
આખર ઉપાય એક સોઇ ભવતાર એક્રો,
રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ અંતરમેં ધરરે.

**કુંભોજી**—વાહ, વાહ, કવીતમાં ઘણો ઉમદો ભાવાર્થ છે. પણ તે ભક્તિમાર્ગ સંબંધી છે, પણ મને આશ્ચર્ય લાગે છે કે તેંણીની યુવાવસ્થા હશે તો તેના વિચાર ભક્તિભાવમાં કેમ ગયા હશે ! તેણી શું સૃંગાર લખવાની સાહિત્ય જાણી શકી નથી ! કે ?

**સરદાર કવી**—હાજી, એ આપની શંકા યથાયોગ્ય છે,

તેમ કેટલીક બાબતો વયના અને સ્થાનના પ્રમાણમાંજ શોભે છે; જુંવો કે તે મિરાંબાઇની ઉમર સરાસરી પંદર કે સોળ વરસની તરૂણ છે; યૌવન મદમત્ત છે; કાન્તી કેવી છે તેના માટે તો હું.વર્ણન કરવાને ધ્રુંચાઉછું. છતાં તેવી રંભા કે ઉર્વશી જેવી છતાં ભરયૌવન સ્થિતિવાળી વૈરાગ્યનું.વર્ણનકરે તે કદી પણ શોભે નહી તેમ તેણીની તેવી સ્વચ્છ વૃત્તિ છે કે નહી ! તેને માટે પણ શંકા રહી જાય. જેવી રીતે નેવુ વરસનો ઘરડો ખખ્ખ થઇ ગએલો અને શરી ની ચાંમડી જેવી રીતે ઉંટના હોઠ લટકતા હોય તેવી રાત લટકતી હોય, કિંવા નેત્રનાં પોપચાં ઢળી ગયાં હોય અને મુખમાંથી લાળ ચુતી હોય એવા વૃદ્ધ પુરૂપ સૃંગારનું વર્ણન લખે ત્યારે તેના વૃદ્ધપણાને કલંક ચોટયા વિના રહે નહી; હે રાજેન્દ્ર કદાપી એમ માનો કે તેણીનો પીતા જયમલ શ્રી કૃષ્ણ પરમાત્માનો અટગ ભક્ત છે તેથી પીતાજીનું મનરંજન કરવાને તે ચતુર બુદ્ધિશાળી મીરાંબાઇએ આ પ્રમાણે કવીત કર્યું હશે. તેમજ મ્હેં પણ જયમલને આનંદ આપવાને માટે પાદપુરતીનું પણ તેવુંજ પદ રચ્યું હતું તેથી તેની કાવ્યશક્તીને અને તેની અવર્ણયિ કાંન્તીને ધન્યવાદ આપુછું.

**કુંભોરાણો**—હે કવીશ્વર ! ભલા કહો તો ખરા કે તે-ણીનું સ્વરૂપ કેવું છે !

**સરદાર**—તે પવીત્ર અને નીર્વિકાર.બાઇનાં દેખાવનું વર્ણન શું કરૂં ! તેણીની કાન્તી માટે. આખા ભરતખંડમાં તારીફ ફેલાઇ ગઇ છે. જેવી રીતે કમળની પાછળ ભમરા ગુંજારવ કરે છે તેવી રીતે તેણીનું મુખ જોવાને માટેદેશ વીદેશથી બુદ્ધિમાન રાજકુમારો ગુપ્ત વેશથી અને મુસાફર વેશથી તેણીનાં દર્શન કરીને અને મોહલુબ્ધ થઇને તથા તેણીને મેળવવાની યુક્તી રૂપી જાળ રચના રચીને પોતાને

સ્થાન ચાલ્યા જાય છે. આ હકીકત હું ખાત્રીથી કહું છું પણ તે વાત બાહેર મુકવા જેવી નથી કે કયા રાજપુત્રો આવી ગયા હતા. પરંતુ જ્યારે આપ ફરમાવો છો ત્યારેતો તેંણીના રૂપ માટે અસંત્પાતિ શયોક્તી વાપર્યા વીના મને ચેન નહી પડે.

**કુંભારાણો**—કહો તો ખરા;

**સરદાર**—સાંભળો હજુર;

**કવિત.**

સુખમાંકે સીંધુકો સિંગારકે સમુંદરતે;
મથિકે સુરૂપ સુધા સુખસોં નિકારેહે,
કરી ઉપચારે તાસો સ્વચ્છતા ઉતારે તામે,
સૌરભ સોહાગ શ્રી સુહાસ રસ ડાર હે.
કવિ રસરંગ તાકો સતજો નિથારે તાસોં,
મિરાંબાઈ વપુવેશ વિધને સવારે હે;
વદન સંવારી કે જો હાથ ધોય ડારે સોઇ.
જલભયો ચંન્દ કર ઝારે ભયે તારેહેં.

હે રાજન્! ઉતમ પ્રકારની શોભારૂપી મોટા વિસ્તાર વાળા સમુદ્રનું મથન કરી કરીને તેમાંથી ખરેખરૂ સત્વ ઇશ્વરે ખેંચી લીધું હતું, અને તે તેજ પુંજમા, સૌરભ, શોહાગ, અને લાલિત્ય, નવરસ, હાવભાવરૂપી ગુણનું મિ-શ્રણ કર્યું હતું; તેટલું કર્યા પછી પણ તે સત્વમાંથી સત્વ ખેંચીને વિધીએ શ્રી મીરાંબાઇનું શરીર બતાવ્યું છે. તે બનાવી રહ્યા બાદ તે સત્વ હાથે રહેવાથી ત હાથને ખં-ખેરવાથી કે ઝટકવાથી જે કાંઈ છાંટા પડયા હતા, તેછાં-ટાના આ સઘળા તારા બન્યા છે. અને તે હાથ ધોયાથી જે વધ્યું હતું તે જળ પુંજ ઢોળવાથી આં ચંદ્રમા બ-ન્યો છે; હે રાજન્ આ કવિત્તથી શ્રી રસરંગ કવીએ શ્રી

રાધીકાજીનું વર્ણુન કરેલુ છે, અને તેમાં રાધીકાજીનું નામ મુકેલું છે પણ તે નામની જગોએ મીરાંબાઇ યોગ્ય લાગવાથી મ્હેં તે કવીતમાં મીરાંબાઇનું નામ નાખ્યું છે; હે રાજન્ ! તેણીના સ્વરૂપ માટે અત્યંત્યાતિશયોક્તિ, કરવી પડી છે.

**કુંભરાણો**—કવીરાજ ! તમે પણ ડીંગ મારવામાં કંઇ કસર રાખી નથી.

**સરદાર**—હજુર ! એ તો અત્યંત અતિશયોકિત છે; પણ જ્યારે આપનાં નેત્ર તે મોહિની મુરતને જોશે ત્યારેજ મ્હારા કહેવાનું વજન થઇ પડશે, હે રાજન્ આપ મેવાડ રાજ્યના અધીપતી છો, વળી આખા ભરતખંડમાં ક્ષત્રિવટનું બિરદ આપે અને આપના વડીલોએ રાખ્યું છે, તેથી આ હીંદુસ્થાનમાં સર્વે સજ્જન પુરૂષો છે તેઓ આપને હીંદુપતિ સમર્થ રાજા કહે છે; માટે મેવાડનું રત્ન તો આપના ખજાનામાંજ શોભે.

**કુંભોરાણો**—સત્ય છે, સત્ય છે, કવીરાજ ! તમારા દરેક શબ્દોને હું મોટું માન આપુંછું. અને તેમજ ત્યાં જઇને જયમલ રાઠોડને મળો. અને હું જે પત્ર લખાવીને આપું તે તેમને આપો; અને તમારી સાથે યોગ્ય અમીર ઉમરાવોને મોકલવામાં આવશે; માટે આજે તો નિવૃતીથી અહીંયાં રહો. પછી બે દીવસ વીત્યા બાદ શુભ દીવસ જોઇને તમને તે તરફ મોકલવામાં આવશે.

સરદાર કવી ચુપ થઇ ગયો. સઘળી સભા શાન્ત થઇ ગઇ હતી. અને મીરાંબાઇની વિદ્વતા તથા તેના દેખાવની પ્રશંસા સાંભળીને તમામના હૃદયમાં મોહ વ્યાપી ગયો હતો. તે સાથે સઘળા એક બીજાના કાનમાં વાતો કર્યા કરતા હતા; વળી એટલામાંતો રાણીવાસમાં અર્થાત જનાન

ખાનામાં પણ વાત ફેલાઇ ગઇ કે મહા સ્વરૂપવાન રંભા જેવી મીરાંબાઇ જે કે મેડતા નગરના રાજા જયમલ્લની દીકરી થાય છે તેમની સાથે રાણાજીએ લગ્ન કરવાને ચોકસ વિચાર કીધો છે,

કુંભારાણાને ચાર રાણીયો હતી. કુંભોરાણો રાજસ પ્રકૃતીનો કેવળ વીલાસી અને વિષયી હતો; જો કે તે તેવો હતો ખરો પણ તે હીંદ ધરમનું રક્ષણ કરવાને ચુસ્ત હતો, પોતાની પ્રજાને પુત્ર પુત્રી તુલ્ય શુદ્ધ ભાવનાથી ધારતો હતો; પણ તે વિષયી છતાં સ્વરૂપવાન સ્ત્રી સાથે લગ્ન કરીને વિલાસમાં મગ્ન રેહેવામાં તે ઉચ્છાહ માનતો હતો; આ વખતે સભામાં સરદાર કત્રીએ મન ભાવતી બાતમી આપી એ જાણીને તેને ઘણો આનંદ થયો હતો અને તે સાથે તેની મનોવાસના એવી મોહલુબ્ધ થઈ હતી કે કયારે તે મોહનીને હું મળુ ! અને વાતચીત કરૂ ! આ પ્રમાણે વીચારમાં ગુંથાઇ ગયેલો સભામાંને સભામાં સ્તબ્ધ થઈ ગયો હતો.

થોડીકવાર થઇ એટલે, નાયકાઓ તરફ નજર કરીને રાણાજીએ તેઓને ગાયન કરવાને સાન કરી.

રાણાની આજ્ઞા થતાંજ પગમાં નેવરથી રણક ઠણક કરતી તરૂણ વારાંગના ઉભી થઇ, અને તેની પાછળ નરધાં અને સારંગીવાળા સરફદી પણ ઉભા થયા. સારંગી માંથી જે જે પ્રકારની તાલની લહેરો છુટતી હતી તે લહર પ્રમાણે પગ ટેકાવતી અને ઠણકારો કરતી તથા હાવભાવ બતાવતી નાયકાએ નૃત્ય કાર્ય શરૂ કર્યું કેટલીકવાર સુધી તે ચાલી રહ્યા પછી રાગણીનો ઇલાપ થયો, અને તે થયા બાદ એક બે રસીક ગાયનો ગાંઈ રહી ત્યાર પછીથી તે નાયકાના મનમાં ઉમંગ થયાથી નીચે પ્રમાણે ગાયન શરૂ કર્યું.

## ગાયન.

હમસેં ન બોલના મહારાજ—એ રાગ.

પરમ ઉદાર છો મહારાજ.
શુભ ગુણ યુક્ત હીંદ પતિ રાણા—પરમ૦
મનહર વદન સદા સુખકારી,
ચારૂ ભુજા શોભે હીતકારી:
કરદાન નીતીવાન સદા બલિહાર છો મહારાજ,
શુભ ગુણ યુક્ત—પરમ૦
ગૌબ્રાહ્મણ પ્રતિ પાલક લાયક,
શુરવીરના છો તમે નાયક;
સુખદાયક ચિત્તચ્હાક નર સરદાર છો મહારાજ,
શુભ ગુણ યુક્ત—પરમ૦
હર્ષદ સજ્જન ગુણી બુધ જનથી,
આદર દેઇ મળો છો મનથી;
સદા રહો આનંદ શાન્તી દરબાર છો મહારાજ,
શુભ ગુણ યુક્ત—પરમ૦

નાયકાને બેસી જવાની સાન થઇ એટલે તે બેસી ગઇ આજે સરદાર કવી આવ્યો હતો અને તેમાં વળી મેવાડનું રત્ન મેળવવાને ઉમંગ થયો. તે ઉમંગમાં આનંદ અને હર્ષની પથારી રાંણાના હૃદયમાં પથરાઈ ગઈ હતીજ છતાં તે દેખાવ જોઇને સમય સુચકતાવાળી વારાંગનાએ રાણાજીની સ્તુતીનુ ગાયન કર્યું. તે સાંભળીને રાણાજીએ તે નાયકાને ઉત્તમ પોશાક આપ્યો હતો; સરદાર કવીને સારવાર માટે દરબારના બાહેરના ચોકમાં રહેવાને જગો આપી નિયમ વખતે સભા બરખાસ્ત થઇ.

ત્યાર બાદ બે દીવસ પછી સરદાર કવીની સાથે લાયક અમીર ઉમરાવોની સાથે બાંડુ આપીને મેડતા નગર ભણી રવાને કર્યા.

# પ્રકરણ ૫ મું.

## મેડતા નગરમાં મોહન બાગમાં નવિન આવેલી તરૂણ સ્રીએ મીરાંબાઇનો હસ્ત કમળ પકડયો.




આજે પણ દરરોજના નીયમ પ્રમાણે દાસીઓ અને સરખાવયની સાહેલીઓને લઇને મોહનબાગમાં મીરાંબાઇ ગઇ હતી; તે બાગના એક મનોહર બાગમાં પુષ્પ ઘટાથી શુશોભીત માંડવામાં એક ઉત્તમ ફુવારાથી બેઠક ઉપર સઘળાં આનંદથી બેઠાં હતાં; આ વખતે પરસ્પર હાસ્યવીલાસના વાતો થઇ રહી હતી, જો કે તે વીષય ઉપર મીરાંબાઇની પ્રીતી નહોતી તો પણ સરખી સાહેલીઓના આનંદમાં અને તેમનાં ગમતમા વિક્ષેપ ન આણવા માટે તે પણ તેમની ગમતમાં અને વાણી વીલાસમાં સ્વભાવિક સાંમેલ રહેતી હતી; તેથી તેમની સાહેલીઓને પણ મીરાંબાઇના આનંદી સ્વભાવ સહવાસથી મઝા મળ્યાં કરતી હતી. આ વખતે મંદ મંદ પવનની લહેરો અનેક સુગંધ પુષ્પને સ્પર્શીને આવતી હતી.

આ બેકઠની નજીકમાં એક નાહાનું શીવાલય હતું તેમાં ખુબસુરત તરૂણ વયની એક મનોહર સ્રી વસ્ત્ર અલંકારથી શુશોભિત એવી, શ્રી શીવજીની પુજા કરતી હતી અને શીવ ક્ષમાપન અપરાધ સ્તોત્ર બોલતી હતી; આ વખતે સુંદીર અવાજથી અને રાગણીમાં મહીમન બોલવાની શરૂવાત કરી હતી, આ ઉતમ સુર ક્યાંથી નીકળે છે? અહીંયાં કોણ આવ્યું હશે? અલી માલતી, અલી વીજયા! અલી ચંપા!

જો તો ખરી ! આટલામાંજ ઉતમ ધ્વની સંભળાય છે; આ પ્રમાણે મીરાંબાઇએ પોતાની દાસીઓને આજ્ઞા આપી; એક દાસી ત્યાંથી પાછી ફરી. અને આમ તેમ જોતાંજ શીવાલયમાં એક તરૂણ સ્ત્રી શીવપુજન કરી રહેલી છે અને એજ સ્ત્રી આ સારા શ્લોક બોલે છે એવી ખબર મીરાંબાઇને આપી; મીરાંબાઈ ઘણી ખુશી થઈ, અને માલતીને આજ્ઞા આપી કે તે બાઇ પુજા કરી રહે એટલે આ તરફ લાવજે; મીરાંબાઈની આજ્ઞા પ્રમાણે વીજળીના ચમકારા જેવી શોભા વાળી માલતી પેલા શીવાલય આગળ ઉભી રહી,

આ તરફ હાથમાં તંબુર લઇને મીરાંબાઇએ સુર ઇલાપ મેળવવાની શરૂવાત કરી; જેમાં પંચમ સ્વરની ટીપ ચાલી રહી હતી; તારની સાથે ઐક્યતા થઇ રહી હતી, તે ટીપ મેળવતી વખતે મીરાંબાઇએ પોતાનાં કમળ નેત્ર મીચીને શ્રી રાધ કૃષ્ણની જોડનું દર્શન કરી લીધું; અને એજ ચિત્રનું ચરીત્ર કહેવાની ઇચ્છાએ તાર ઉપર તર્જની આંગળી ફેરવવા માંડી; એટલામાં તો રમઝમ કરતી વીજળીની માફક રૂપ યૌવનથી ચમક દમક કરતી અને જમીન ઉપર તરૂણ મદ મત્તપણાથી પગ ધરતી: તથા શીવ શીવ શીવ એવા શબ્દ ઉચરતી, શવાલયમાં પુજા કરીને કનકનો ટાટ હાથમાં પકડીને; જ્યાં મીરાંબાઇ પુષ્પ ઘટામાં સાહેલીઓ સાથે બેઠાં છે ત્યાં આવી પોહોંચી અને " જય રાધા કૃષ્ણકી " એમ બોલીને પોતાના બન્યો લમણા ઉપર હાથની આંગળીયો વાળી રાજરૂઢી મુજબ મીરાંબાઇનાં વારણાં લીધાં. મીરાંબાઇએ તેણીને જોતાંજ આવો બેહેન, બેસો. તમે શું આ બાગના શીવાલયમાં શ્રીશંકર મહારાજની પુજા નીત્ય કરવા આવો છો કે આજેજ ?

**તરૂણ યુવતિ**—આજે સોમવાર હતો તેથી મ્હેં ઉપવાસ કર્યો છે. ઘણા ભાગે હું બીજે મંદીર પુજા કરૂ છું પણ આ બાગ રળીયામણો લાગવાથી અને એકાંત જગો ઠીક લાગી તેથી અહીયાંજ પુજા કરવા સારૂ આજ રોજ આવી છું.

**મીરાંબાઇ**—ધન્ય છે. ધન્ય છે; શીવજીની પુજાથી હૃદયની મલીનતા દુર થાય છે. રાધા ક્રષ્ણ અને શીવ એ એકજ સ્વરૂપ છે, નામ માત્ર જુદાં છે, માટે સ્વચ્છ ભાવેકરીને પુજન કરવું એજ આપણું સાર્થક છે. બેહેન! તમારી આ રીત જોઇને મને ઘણો આનંદ થાય છે તમે પવિત્ર છો. માટે આવો અને મારી જોડેજ બેસો.

મીરાંબાઇનું વચન સાંભળીને પ્રફુલ્લ વદનથી તુરતજ મીરાંબાંઇની જોડેજ પેલી તરૂણ સ્ત્રી બેઠી, પછી મીરાંબાઇએ તેણીના સામે દ્રષ્ટી કરીને પુચ્છયું કે બેહેન! તમે આ નગરમાં ક્યાં રહો છો! કોણ છો?

**તરૂણ સ્રી**—હું વણીક પુત્રી છું. અને હું મારો મનોરથ પૂર્ણ કરવાને શીવપુજન કરૂંછું.

**મીરાંબાઈ**—શીવજી તમારો મનોરથ પરીપૂર્ણ કરશે હવે નિવૃત થઇને બેસો, અને જરાક ગાયન કરૂંછું તે સાંભળો.

એમ કહીને મીરાંબાઇએ તંબુર ઉપર હાથ ફેરવીને ફરીથી ઇલાપ શરૂ કર્યો, અને મદનમોહનની છબીનું નેત્ર નાકેંદ્રમાં ધ્યાન રાખીને ભૈરવીમાં ગાયન શરૂ કર્યું.

### ભૈરવી

મનમોહન કુંજ વિહારી;
પ્રિય લીજે ખબર હમારીરે—મનમોહન૦
ગોકુળ હીત ગોવર્ધન તોળ્યો,
બગડી બાજી સુધારીરે—મનમોહન૦
કંસ વીદારણ પુતના તારણ,

ભક્તતણા હીતકારીરે—મનમોહન૦
મદનમોહન ઘનશ્યામ છબીલા,
ચિતચોરક છબો પ્યારીરે—મદમોહન૦
મધુર મુરલી ધરી અધર ઉપર પ્રભુ,
મોહી રહી વૃજ નારીરે—મનમોહન૦
મીરાંબાઇ એમ મોહી રહી છે,
હર્ષદના હીતકારીરે—મનમોહન૦

આ પ્રમાણે મીરાંબાઈ ઉત્તમ સ્વરથી ગાયન કરેછે એટલે તેમની દાસી અને સખીઓ પૈકી તાનમાં મસ્ત થએલી પોતાના આસન ઉપરથી ખશીને સમીપમાં ઉભાં રહી પગમાં નેવર બાંધીને તાલની સાથે હાથની ચુટકી વગાડતી નાચ કરી રહી છે; આ વખતે ઉતમ તાકડો અને લાગ જોઇને પેલી તરૂણ સ્રીએ હાથ જોડીને મીરાંબાઇ પ્રત્યે કહ્યું કે હે ભાગ્યશાળી રાજકુમારી ? તમને ધન્ય છે કે સાક્ષાત સરસ્વતીએ તમારી જીભ્હા ઉપર નીવાસ કર્યો છે. અને તે સાથે સંગીતનું પણ ઉતમ જ્ઞાન ઉદય થઈ ગયું છે. વાહ વાહ વાહ વાહ, મને પણ આનંદ થયો છે. આ વખતે આવો સુખદાયક આનંદમાં હું પણ ભાગ લઉછું તેથી મારૂ પણ ભાગ્યોદય સમજુ છુ. એમ કહીને તે તરૂણ સ્રી મીરાંબાઈના સામે ઉભી રહીને લાંબો હાથ કરીને હાવભાવ બતાતી તે પણ તાલ સાથે નાચવા લાગી.

પેલી દાશીઓ જે કે સાધારણ ગમ્મત કરતી હતી, તેના કરતાં હજાર દરજજે મઝા આપે તે પ્રમાણે આ તરૂણ સ્રીએ નાચ શરૂ કર્યો અને કાન ઉપર હાથ દઇને ધ્રલાપ શરૂ કર્યો, આ વખતે મીરાંબાઇને ઘણો આનંદ લાગ્યો. મીરાંબાઇએ તંબુર ઉપર તેના નીકળતા સુર સાથે મેળ આવે તેમ તાર મેળવીને બજાવવા શરૂ કીધું; એટલે પેલી તરૂણ

યુવતીએ શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રત્યે પ્રેમ માર્ગનું દર્શણ બતાવનારૂ પદ ગાવા માંડ્યું.

## ભૈરવી.

ચિતચોરક મન ભીના છબીલા,
અંતર વશીને પ્યારા શામ—
પ્રેમ વીવશ વીરહિણી દાસીથી,
રહેશો નહી તમે ન્યારા શામ— ચિતચોરક૦
મોરમુકુટ મકરાકૃત કુંડલ,
સદય હૃદય હીતકારા શામ;
ભેટુ ભુજા ભરી આવો સલુણા,
પ્રાણજીવન રતનારા શામ— ચિતચોરક.
ભૃકુટી કુટીલ ચિતચપલ કરૈયા,
નયન તણા હરી તારા શામ;
જનમ જનમ તવ ચરણની દાસી,
હર્ષદ હિતના હારા શામ— ચિતોરક.

---

છનનક છુમ છુમ, છનનક છુમ છુમ;
છનનક છુમ છુમ, છનનક છુમ છુમ.

એ તાલ પ્રમાણે પગનાં નેવર ખણુણાટ કરી રહ્યાં હતાં, જાણે પૂર્ણ પ્રેમસિંધુના તરંગમાં અને મોજાંમાં મસ્ત રહેનારી હોયની ! તે પ્રમાણે હાવ ભાવથી તરણ યુવિત ગાયન કરી રહેલી હતી.

તે તરૂણ યુવતીને પ્રેમાવેષથીં નૃત્ય કરતી તથા વ્રજલીલાની જાણે સખી હોય કે દાશી થઇ ગઇ હોય તેવા ભાવવાળી મીરાંબાઇએ દીઠી એટલે મીરાંબાઇ પોતે જાતે ઉઠીને તેનો હાથ પકડીને મોહોટું માન આપ્યું, અને તેને પ્રેમભાવથી પોતાની છાતી સરસી ચાંપીને પોતાની મમતા

બતાવી; અને કહ્યું કે બેહેન તું પણ શ્રી કૃષ્ણ પરમાત્મા-ની ભક્તીને લાયકજ છે; વળી તાહરાં દર્શન થયાં તેથી મને ઘણોજ આનંદ થયો છે. અને અહિંયાં નીત્ય આ વખતે એ ઘડીકાની ગમત માટે આવતાં રહેજો જેથી મને પણ તમારા સહવાસથી આનંદ થશે.

તે તરૂણ યુવતી બોલી કે, માહારી પ્યારી સખી ! આપણે સઘળાં કૃષ્ણ પરમાત્માની સખીયો છીએ. માટે આપણે પરસ્પરમાં કાંઇ ભીન્નતા રાખવી નહી. એમ કહીને મીરાંબાઇનો હસ્તકમળ હાથમાં લઇને જાણે હવે હું રજા માગુછું એવું બતાવીને. કનકનો ટાટ હાથમાં પકડીને ચાલતી થઈ.

આ તરફ પણ થોડીકવાર થઈ એટલે મીરાંબાઈ પોતાની સખીમંડલ સાથે રાજઘડી તરફ રવાના થઈ.

માહારા વાચક મિત્રોને આ પ્રકરણમાં શંકા આવશે કે મોહનબાગમાં શિવપુજન કરવા માટે આવેલી તરૂણ યુવતિ કોણ હશે ? તે શંકા દુર થવાને માટે હું જણાવું છું કે પેલો રાજકુમાર, જે કે વિજયઘડ નગરના રાજાનો પુત્ર મદનસિંહ મુસાફર તરિકે આવેલો મોહનબાગમાં નિ-રાંબાઇને જોઇને મોહ પાંમ્યો હતો. એ રાજકુમાર મ-દનસિંહ હતો.

તે મોહનબાગમાંથી નગરમાં ગયો હતો: તેણે રાજઘ-ડીમાં બીજે ત્રીજે જવાનો થોડો થોડો રીવાજ રાખ્યો હતો. પણ મીરાંબાઇના દીદાર દર્શણનો ફરીથી લ્હાવો લઇ શક્યો નહોતો તેથી તેને રાત્ર દિવશ હુંઘ આવતી નહોતી; તેણે ચિતોડઘડમાં રામબાઇ નામની માલણના ઘ-રમાં ઉતારો કર્યો હતો; તે માલણ જાતે એકલી અને નીરાધાર છતાં વૃદ્ધ અને ગરીબ હતી. તેથી આ એક

સરદારનાં ઉતારાથી તેણીને ખાંન પાનનું ઘણુંજ સુખ થયું હતું. મદનસીંહે પોતાના હૃદયનો પાર કોઇને આપ્યો, નહોતો પણ ગમે તે પ્રકારે પોતાનું કાર્ય સાધવા માટે ગુપ્ત વિશ્રામ રાખ્યો હતો; એ મદનસિંને રાત્રીએ બીલકુલ નિદ્રા આવતી નહોતી. આખી રાત પગપછાડયાં કરતો હતો, પોતાની છાતી ઉપર હાથ મુકતો હતો; તથા નેત્રને વારંવાર પાણી છાંટતો હતો તો પણ હૃદયનો પરિતાપ દુર થતો નહોતો; પોતાની પાસે દ્રવ્ય હતું તેથી જોઇએ તેવું સાધન ભેગુ કરી શકયો હતો, તેણે સ્ત્રીયોને પેહેરવાનો લેબાશ ભેગો કરી રાખ્યો હતો; તેમજ તે મદનસિંહની કાંન્તી પણ મોહક હતી. તેની લગભગ સતર વરસની ઉમર હતી, તેના મુખની આકૃતિ લંબગોળ અને શુશોભીત હતી, હજુ તેને મુછનો દોરો પણ બિલકુલ ફુટયો નહોતો તેથી તેને સ્ત્રીનો લેબાશ સારી રીતે શોભતો હતો, તે પોતાના મસ્તકના વાળને પટીયાં પાડતો હતો, તેથી મસ્તકના મધ્ય ભાગમાં બીજો કોઇ પ્રકારનો લોચો બાંધી અંબોડો વાળવાનું સાધન કરી મુકયું હતું; એ સઘળુ કરીને તથા સ્ત્રીનો વેષ ધારણ કરીને મીરાંબાઇની મંડળીમાં પ્રવેષ કરવાનો તેણે પ્રપંચ રચ્યો હતો. તેને ગાયનનો શોખ હતો, તેણે નૃત્યકળા સારી પેઠે જાણી હતી, તે મહા વીષયી અને લંપટ હતો, ગમે તેવી સ્ત્રીને ભોળવી નાંખવામાં તે પોતાની ચાતુર્યતાનો મગરૂર રાખતો હતો; તેથી સ્ત્રી વેશ ધારણ કરીને મિરાંબાઇના હસ્તકમળ હાથમાં લેવાને તેણે ચોકસ ધારણા કરી હતી. તેણે પોતાના મિત્રમંડળમાં આ બાબત હોડ બકી હતી. અને તે હોડ પુરી પાડવાને બાહેર નીકળી પડયો હતો.

આજે તે ખરેખરો વખત સાધીને મોહનબાગમાં અર્ધી

કલાક અગાઉ શિવ મંદીરમાં પુજન માટે ગયો હતો. અને જ્યારે મીરાંબાઇ તે બાગમાં આવી ત્યારે પુજનનો ખટરાગ અટપી લઇને તેમની મંડલીમાં સામેલ થઈ ગયો.

મીરાંબાઈએ તેને શ્રી કૃષ્ણ પરમાત્માની સખી સમઝીને પોતાના હૃદયે ચાંપી હતી; અને પોતાનો હાથ જતી વખતે વીદાયગીરીના નિશાન દાખલ આપ્યો હતો છતાં આ મદનસિંહ તરૂણ યુવતિનું વેષ ધારણ કરનાર પોતાના મનમાં ઘણું આનંદ પામવા લાગ્યો. અહાહા, વિકારી જનોનાં હૃદય કેવાં હોયછે તે આ ઉપરથી સમજી લેવાનું છે કે લંપટ મંદન સિંહ તો પોતાનો મનોર્થ સફળ થયો એમજ માનતોહતો; જો કે તે નિર્દોશ મીરાંબાઈના નિર્દોશ નેત્ર તે સ્રીરૂપ મદન ઉપર પ્રેમયુક્ત દ્રષ્ટિવાળાં થયાં હતાં છતાં તે નિર્દોશ નેત્રનો ભાવ ન સમઝતાં મદનસિંહના મલિન અંતઃકરણમાં સદોષ ભાવ ઉત્પન્ન થવા લાગ્યાં; તેણે મીરાંબાઇના નેત્રને વીકારી જોયાં તેણે મીરાંબાઇના મસ્ત યોવનને સતાવનારો તેના શરીરમાં રહેલો વિકાર જાણે પોતાને ચાહાતો હોય એમજ સમઝવા લાગ્યો. તે મીરાંબાઇનો હસ્ત કમળ પોતાના હાથમાં લીધો તેથી જાણે હવે હું તે મોહની મુરતીની સાથે પરણી ચુક્યો એવી સમજથી પોતાના ભાગ્યને ધન્યવાદ આપવા લાગ્યો જો કે મીરાંબાઇએ તેને શ્રીકૃષ્ણ પરમાત્માની સખી છે એમ સમઝીને તેના પ્રેમને ધન્યવાદ આપવાને પ્રેમાળ થઇને પોતાના હૃદય શરશી ચાંપી તેથી આ મદનસિંહ તો એટલો બધો ઘેલો થઈ ગયો કે અહાહા ! આ ભરતખંડમાં મારા જેવો બીજો કયો ભાગ્યશાળી હોય કે આ મોહીની મુરતને પોતાના હૃદયે કોઇએ સ્વપ્નમાં પણ દાબી હોય ! આ પ્રમાણે વિચારમાં અને વિચારમાં તે મદનસીંહ ગર્ક થઈ ગયોં. છતાં તેના તર્કનો પાર આવ્યો નહી.

અરે મુર્ખ મદનસિંહ ! તું જ્યારે સ્ત્રીરૂપે કરીને શ્રીકૃષ્ણ પરમાત્માની સખી થયો, અને નૃત્ય કર્યું ત્યારેજ તે નિર્દોશ મીરાંબાઇએ તને પવિત્ર જાણીને પોતાના હ્રદયે દાબ્યો અને ધન્ય ભાગ્યનો પ્રેમ દર્શાવ્યો હતો; છતાં આ ફના અને માયિક દુનીયામાં તું ફના છતાં શા માટે મોહના જાળમાં ફસાય છે ? એ પવીત્ર મીરાંબાઇના હાથ તારા હાથ સાથે સ્પર્શ થયા તેથી તે કલંકીત નથી. તે પવીત્ર મીરાંબાઇએ તને હ્રદય સાથે ચાંપ્યો તેથી મીરાંબાઇમાં કંઈ વીકાર નહોતો પણ હે મતીમંદ ! તારા હ્રદયના મલિન વીકારની દુર્વાસ નાહક બાહેરજ નિકલ્યાં કરે છે. જેમ સર્પ પોતાના મુખમાં વિષ રહ્યું છે એમ પોતે જાણતો નથી, તથા જેમ વિછી પોતાના પુછડાના અગ્ર ભાગમાં વિષ રહેલાનું સમજતો નથી. તેવી રીતે તું તાહારા મલિન અંતઃકરણને તું જાણતોજ નથી. યદ્યપિ તારૂ મલિન અંતઃકરણ કપટ પ્રપંચના દોર ઉપર તનેજ નચાવે છે અને તે દોર ઉપરથી તુંજ પડીશ. અને તુંજ મૃત્યુને વશ થઇશ તથાસ્તુ મીરાંબાઇના જે કરકમળ છે તેતો શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણ શેવાને માટેજ નિર્મેલા છે વળી મીરાંબાઇનું હ્રદય સ્થળછે તે સ્થળ ઉપર શ્રી કૃષ્ણ શરણંમમ, એ મંત્ર જપવાની તુળશીની માળા વિરાજમાન થવાની છે મીરાંબાઇનાં જે નેત્ર દેદિપ્યમાંન છે તે નેત્રના કેન્દ્રમાં તો શ્રી કૃષ્ણ પરમાત્માનુ ધ્યાન સ્થાપન થએલું છે, મીરાંબાઇની જે વક્ર ભૃકુટી ધનુષ્ય માફક ખેંચાયલી છે તે ભૃકુટી રૂપી ધનુષ્યથી તો નેત્ર બાંણ રૂપી શસ્ત્રથી ષડવિકાર રૂપી શત્રુઓની સેનાને ભય આપનાર છે.

યદ્યપિ લંપટ મદનસિંહ તો તે મિરાંબાઇ સાથે પાણી ગ્રહણ કરવાની ઇચ્છાવાળો થઇ ગયો હતો અને આજનો

દિવસ તો તેણે કોઇ અલભ્ય માની લીધો અને હવે કાર્ય યોજવાને તથા મિરાંબાઇ રૂપી એક મોહની સ્ત્રીને હાથ કરી લેવાને કંઇજ વીલંબ નથી એમ વીચાર કરતો કરતો માલણના અવાસમાં પથારી ઉપર આમતેમ અજંપથી લોટવા લાગ્યો અને લોટતાં લોટતાં પણ તેણે મીરાંબાઇનાં મોહની સુરત તરફજ નજર રાખી, તેમ કરતાં કરતાં નીંદ્રાવશ થઇ ગયો; પણ આશા રૂપી મોહનીયે તેના મસ્તકનો ચોટલો પકડીજ રાખ્યો છે. તે હજુ મદનસીંહ બીચારો જાણી શક્યોજ નથી; તેમજ મીરાંબાઇના શીયળનું રક્ષણ કરનાર કોણ છે તે વીશે એ મતીમંદ કંઇજ સમજી શક્યો નથી.



## પ્રકરણ ૬ ઠું.

### મેડતામાં ચિતોડગઢથી આવેલું કુંભોજીરાણાનું ખાંડુ.



મેડતાનો રાજા જયમલ, રાજ સભા ભરીને બેઠો હતો તે વખતે દશ બાર સ્વાર ઉદેપુરથી આવેલા રાજગઢીમાં ઉતારો કરતા દીઠા, ઘોડા ઉપરથી ઉતરીને અગ્રભાગમાં ચાલતો આવતો સરદાર કવીને જોવામાં આવ્યો. અને તેની સાથે ઉદેપુરી લેબાશવાળા બહાદુર સરદારોને દીઠા; આ જોતાંજ સઘળી સભા કાંઇક વીચારમાં પડી ગઇ. એટલામાંતો તે સઘળા સરદાર સાથે પોશાકના દબદબાથી શોભતો સરદાર કવીએ જયમલ રાઠોડને તસલીમ કરી, અને ચીતોડગઢના રાણાનો પત્ર જયમલના હાથમાં આપ્યો. જયમલે પત્ર વાંચ્યો અને તે સાથે આવેલું રાણાનું ખાંડુ પણ દીઠું; જયમલને ઘણોજ આનંદ થયો. અને મનમાં વીચાર કરવા લાગ્યો કે હિંદપતી મહારાણાને ઘેર મારી પુત્રીનું લગ્ન થશે એવી ધારણા મારા મનમાં કદી પણ થઇ નહોતી. કેમકે તેમના તરફ માગણી કર્યા છતાં પણ એ શીશોદીયા કુળના છતાં ચિતોડ ગઢનો રાણો મારી દીકરીને કદીપણ સ્વિકાર કરે નહિ. છતાં જે કંઇ થાય છે તે ઘણુંજ યોગ્ય છે. એમ વિચાર કરીને આવેલા સરદારોને અને સરદાર કવીને માન આપીને તેમને ઉતારો આપ્યો અને રૂબરૂમાં કહ્યું કે સારો દીવસ વાર જોઇને ખાંડા સાથે લગ્ન વિધાન કર્યા બાદ મીરાંબાઇને તમારી સાથે મોકલવાનો બંદોબસ્ત કરીશું એમ કહીને તેમને ઉત્તમ પ્રકારના અવાસમાં ઉતારો આપ્યો.

થોડીવાર થઇ એટલે બને તેમ તાકીદ કરીને આજે વહેલી સભા બરખાસ્ત કરી; અને પોતે રાણીવાસમાં ચાલ્યો ગયો; આજે રાજાજી વ્હેલા કેમ પધાર્યા છે ! એમ શંકા લાવીને રાણીએ અધીરતાથી પૂછ્યું કે હે સ્વામી ! આજે શા વિચારમાં છો. વળી નિત્ય કરતાં આજે તો વ્હેલી સભા બરખાસ્ત કરી છે એમ લાગે છે,

**જયમલ**—હા, પ્યારી, આજે મને તો ઘણોજ આનંદ થયો છે;

**રાણી**—પ્રાણનાથ ! આપને આનંદ થયો છે તો તેમાં મ્હારો હીસ્સો હોયજ.

**જયમલ**—આપણી મીરાંબાઇનું ભાગ્યોદય થયું એમ જાણીનેજ મને આનંદ થાય છે.

**રાણી**—પ્રાણનાથ ! શું કાંઇ માગણી આવી છે કે કેમ ?

**જયમલ**—જુવો આ પત્ર; જેમાં ચીતોડગઢના રાણાજી શ્રી કુંભોજી આપણા ઉપર પત્ર લખે છે.

**રાણી**—વાહવાહ, ઘણી ખુશીની વાત છે, ભલા વાંચો તો ખરા, હું પણ જાણી શકું કે તેમાં શું લખ્યું છે.

**જયમલ**—( પત્ર વાંચે છે. )

સ્વસ્તી શ્રી મેડતા ગામ મધ્યે સકલ શુભગુણ સંપાદન શ્રીશ્રી પુણ્ય પવિત્ર શ્રી જયમલજી સાથ સમસ્થ એતાન શ્રી ચિતોડગઢથી લી. રાણાજી શ્રી કુંભોજીના યથાયોગ વાંચવા વિશેષ અત્રે શ્રી રઘુનાથની કૃપાથી તથા એકલિંગ દેવની રહેમથી આનંદમાં છીએ, બીજુ લખવા કારણ એ છે કે તમારી પુત્રી શ્રી મીરાંબાઈનું સગપણ જો કે અમારી સાથે મેહેરબાનીથી કરવા ધારતા હોતો આમારા તરફથી ખાસ સરદાર સાથે ખાંડુ મોકલ્યું છે, માટે જો કે આપની દ્દ ઇચ્છા હોય તો તે ખાંડા સાથે રીત રીવાજ પ્રમાણે

કાર્ય કરીને તેમને રીત સહ વર્તમાન આ તરફ રવાને કર-
વાની કૃપા કરશો. તમારી પુત્રી સદાચરણુવાળી વિવેકી.
તથા નીતીને જાણુનાર કાવ્ય કુશળ છે. અને તેથી આ
ભરતખંડમાં તેમની ઉમરના પ્રમાણુમાં કીર્તિ સારી ફેલાઈ
છે, સબબ તેવા ગુણુ યુક્ત લાયક મીરાંબાઇને હું માહારા
હૃદયમાં નોંધી રાખવા. અને આ અચળ શૂર ભૂમિ જે કે
ચિતોડગઢમાં રાખવા ઇચ્છું છું માટે ઇચ્છા હોય તે પ્રમાણે
જલદીથી અર્પવાની યોજના કરશો.

**તમારૂ ભલુ ઇચ્છનાર ચિતોડ ગઢાધિપતિ**
**મહારાણાશ્રી કુંભારાણા.**

( પત્ર વાંચી રહ્યા પછી ) અહાહા પ્યારી ! જુવો તો
ખરા ! આ પત્રમાં કેવી નમ્રતા વાપરી છે ! મને તો ખરૂ
પુછાવો તો બીજો ભય હતો કે જે ભય મને રાત્ર દીવશ
બેચેનીમા રહેતો હતો. અને નીદ્રા પણુ આવતી નહોતી.

**રાણી**—સ્વામીન્ આપ સત્ય કહોછો, કેમકે મીરાંબાઇ
ઉમ્મર લાયક થઇ ગઇ છે.

**જયમલ**—અરે ઉમ્મરલાયક થઇ છે, તો એની કંઇ
પણુ મને ચીંતા નહોતી, પણુ કદાચ મીરાંબાઇના ઉત્તમ
ગુણુ અને ઉત્તમ સ્વરૂપની તારીફ દીલ્હી દરબારમાં અકબર-
શાહને કાંને જઇ ચઢે તો પછી પુરેપુરા ભોગ થાય કે નહિ ?

**રાણી**—હાં, હાં હવે હું સમજી ગઈ, કદાચ એમ બને
તો યવનને આપવી પડે, અને એમ ન કરવામાં આવે તો
છેવટ વીનંતી કરીને હીંદધરમનું તથા સ્ત્રીનું રક્ષણુ કરવાનો
માટે ચીતોડગઢના રાણાની સાહ્ય માગવી પડે,

**જયમલ**—તો પછી માહાશૂર કુંભોજીને શાથે મીરાં-
બાઇનું વગર પ્રયાસે ઠરી જાય છે છતાં એના જેવો બીજો
આનંદ કયો, !

**રાણી**—એમાં શું કહેવું ! સમર્થની સાથે સંબંધ સાંધવાથી આપણુને પણ પક્ષનું બળ કહેવાય; માટે હવે આપણે એ કામમાં વિલંબ કરવા ઘટતા નથી.

( આ પ્રમાણે વાતચીત થાય છે; એટલામાં. મીરાંબાઇ પોતાની માતુશ્રી પાસે આવીને બેસે છે પછી મીરાંબાઇને જોઇને, મંદહાસથી રાણીએ કહ્યું કે બેહેન આ વખતેભલુ થયું કે તું આવી; હવે તો ત્હારીજ વાત ચાલી રહી છે; બેટા ! સાંભળ ચિતોડગઢથી રાણાજીનું ખાંડુ આવ્યું છે અને તું ચિતોડગઢની માહારાણી થવાની છું. બેટા ! હવે તું મા બાપની મમતાને દુરથી જોયાંજ કરીશ, બેહેન ! તું હવે મને કોઇ કોઈ પ્રસંગેજ મળીશ; પણ ઘણું સારૂ થયું કે વીના પ્રયત્ને તારૂ ભાગ્ય ર્ફર્યું છે.

મીરાંબાઇએ માતુશ્રીનું વચન સાંભળીને જમીન તરફ નીચી દ્રષ્ટી કરી; અને જાણે ચીંતાતુર થઇ ગઇ હોય તેવું તેનું કુમળાઇ ગયેલું મુખ જણાયું; જાણે શરમના સિંધુમાં ડુબી ગઈ હોય તેવા તેણીનાં નેત્ર માતાપિતા તરફ દ્રષ્ટી કરી શકયાં નહિ; અને બોલ્યા ચાલ્યા વીના ચુપ રહી ગઈ,

**જયમલ**—( રાણી પ્રત્યે બોલ્યો કે ) પ્યારી ! તે બચ્ચાંને એવી વાત કરવામાં શો માલ ! તે બિચારી આપણા દેખતાં શું બોલી શકે ! ચાલો જે કંઇ થાય છે તે સારૂજ થાય છે. હવે હું બાગ તરફ ફરવા સારૂ જાઉછું. કેમકે ચિતોડગઢથી આવેલા સરદારોને આપણો બાગ બતાવવાનો મારો વિચાર છે. ( આ પ્રમાણે કહીને જયમલ, જનાન ખાનામાંથી ઉઠીને પોતાના હજુરી લોકોના એક ભાગ તરફ આવ્યો; અને કપડાં પહેરીને બાગ તરફ જવાની તઇયારી કરી.

આ તરફ જનાનખાનામાં રાણીયે મીરાંબાઇના ગળામાં અને તેના મસ્તક ઉપર પ્યારથી હાથ ફેરવીને પ્રેમપૂર્વક પુછયું કે બેટા ! આજે તું શા વિચારમાં આમ છેક મુઢ-બની ગઇ છે ! જાણે ચીંતાતુર હોય એવી ઝાંખી કેમ પડી ગઇ છું ! બોલ્ય• તો ખરી ! આમ મુગી કેમ બેઠી છું

**મીરાંબાઇ**—માતાજી ! મને પરણવાની ઇચ્છાજ નથી

**રાણી**—અરે ઘેહેલી ! તું શુ બોલે છે ! શું તું કુવારી રહેવા ઇચ્છે છે કે ?

**મીરાંબાઇ**—હા માજી;

**રાણી**—જા જા મુર્ખી; કાંઇ સંસારના સુખની રીત સમજે છે કે નહિ ?

**મીરાંબાઇ**—માજી ! સંસારમાં શું સુખ છે ! અને અત્યારે મ્હને શું દુઃખ છે ?

**રાણી**—બેટા ! સ્ત્રીયે તો યોગ્ય પતિ કરવો જોઇએ; જો ને કોઇ સ્ત્રી પતિ વીના કોઇ જગોએ ત્હેં દીઠી છે,! પતીથીજ સ્ત્રીને અનેક પ્રકારનું સુખ હોય છે, અરે ઘેહેલી આવડી મોટી થઇ તોપણ તું કંઇજ સમજતી નથી કે ! જોની ! તારા બરાબરની બહેનપણીયો પરણેલી છે કે કુવારી જોને તાહરી સખી વિજયાને હાલ એક વરસનો પુત્ર છે તે તું જોતી હઇશજ,

**મીરાંબાઇ**—માજી ! મ્હારી સખીયોથી તેમના પતિનું સુખ કેવું છે એ મ્હેં જાણી લીધું છે; વળી તેમને જોતાં હું તો કહું છું કે તે બહુંજ દુઃખીછે; માત્ર આશામાર ખવરાવે છે,

**રાણી**—આમ ગાંડપણ કરીશ તો ત્હારા પિતાજી ક્રોધા યમાન થશે; સમઝો કે—

**મીરાંબાઇ**—( નેત્રમાં નીર લાવીને.) માંજી ! તમારા ક્રોધથી મને ક્યારે હરકત થઇ છે ? ક્ષમા કરનારાં તમેજ

છો, અને મ્હારૂ હિત ઇચ્છનાર પણ તમજ છો; માટે હુ પગે લાગીને કહુંછું કે મને કુંવારી રાખીને મારૂં હીતકરો.

**રાણી**—તો શું તે ચીતોડપતનો રાણો તને પસંદ નથી? જ્યાં ત્હારી ઇચ્છામાં આવે ત્યાં તારૂ લગ્ન કરીયે પછી કંઇ છે ? બેટા ! તું નારાજ થતી માં.

**મીરાંબાઇ**—મ્હારે તો પતિ જોયતોજ નથી મ્હેતો શ્રી કૃષ્ણ પરમાત્માનેજ પતિ કર્યાં છે. અને તેમને હુ તન અને મનથી વરી ચુકી છું.

**રાણી**—અરે ઘેલી ! તું જેમ ભણીછું તેમ ગણી શકી નથી, છેવટે સ્ત્રીની બુદ્ધિ પાંહાનીયે, એ કહેવત પ્રમાણે. તારી મતી થઇ ગઇ છે, ત્હે શાસ્ત્ર વાંચ્યું પણ તેનો સાર જાણ્યો નથી, સંસારમાં રહીને ઇશ્વરની ભક્તિ કરવી. એજ આપણો ધર્મ છે; જોને ! દમયંતી, તારા, દ્રુપતી, ઇત્યાદીક સતી સ્ત્રીયો શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તી શું નોહતી કરતી ? છતાં પતિની શેવા અને પતિનું સુખ શા માટે ચાહાતી હતી ? તે તું સમજે છે કે નહી ?

**મીરાંબાઇ**-હુંતો વ્રજલાલીડાને એકજ પતિ માંની ચુકી છું. હે માજી ! આ નાશવંત દેહમાં વિકારને વશ શામાટે થાઉ ? એમાં શું છે ? દુનિયાંતો સ્વાર્થિ છે; મોહલુબ્ધ અને વીકારી પુરૂષો સુખ વીલાસ મેળવવાનીજ લાલસા રાખે છે આ રૂપયૌવન શા કામનુ છે ? માજી ! સાંભળો, તમે તો મારાં વડીલ છો. અને હું તો આપનું બાળક બચ્ચું છું તથાપી એટલુ તો કહુછું કે, જ્યારે આ દેહમાંથી પ્રાણ જાય છે.ત્યારે તે દેહને સ્પર્શ કરવાથી પણ નાહાવું પડે છે, તેને ઘડી ભર પણ ઘરમાં રાખતા નથી, હે માજી કોહોનો પ્રેમ કાયમ રહ્યો છે ! એ તો સ્વાર્થનો પ્રેમ છે.

આ દુનીયામાં માયિક જંજાળમાં નાશવંત દેહવાળો માયિક પ્રેમ અને સ્વાર્થ રાખનારો પતી શા ઉપયોગનો છે ? હું તો અમળ પ્રેમનેજ ઓળખું છું અને અચળ પતીની સાગેજ વરી ચુકીછું કે જેને જરાકે મરણ પણ નથી અને જેને સુખ કે દુઃખ પણ નથી.

**રાણી**—બેટા ! તારી ઉમ્મર આ પ્રમાણે ભક્તાંણું કરવાને લાયક નથી; અત્યારે તારી યુવાવસ્થા છે, તું ચઢતે વેશે પોહોચી છું છતાં તું જ્ઞાન માર્ગની વાત કરે તે લગાર પણ શોભે નહીં અને ઉલટુ લોકો આળ અને અપવાદ મુકે માટે આ પ્રમાણે આપણા કુળમાં કદી પણ રીત નથી.

**મીરાંબાઇ**—માજી ! આપણા કુળને આ દેહ કદીપણ કલંક લગાડશે નહીં.

**રાણી**—બેટા ! બાળકનાં વાક્યો ઉપર કોણ વીશ્વાસ રાખે ? હજુ તું નાદાન છે. દેખાદેખી રીત પ્રમાણે ચાલવાથી શું થયું પણ તે બધુ જુવાનીમાં શોભેજ નહીં.

માતાજીનું વચન સાંભળીને મીરાંબાઇયે કંઇજ ઉત્તર આપ્યો નહી પણ શોકાતુર ચેહેરો કાયમજ રહ્યો; મીરાંબાઇની મુખ મુદ્રા જોઇને માતુશ્રી બહુ ચીડાઇ ગઈ, અને ફરીથી ક્રોધ મુદ્રાએ કરીને બોલી કે, હઠીલી છોકરી ! શું તું અમારા કુળને કલંક લગાડવા બેઠી છે ? ખબરદાર, જો અમારા કામમાં હરકત કરી તો. ?

આ પ્રમાણે મા દીકરીની જે વાત થાય છે તે તમામ વાત, જયમલ રાઠોડ જનાનામાં પેસતી વખતે એક જગોએ ગુપ ચુપથી ઉભો રહીને સાંભળતો હતો. આ પ્રમાણે પરસ્પર વાત થએલી સાંભળીને જયમલ દિગમુઢ બની ગયો; મીરાંબાઇની ત્યાગ વૃત્તિને માટે મોટા વીચારમાં ગુ-

થાવા લાગ્યો; તે એકદમ અંદર જઈ પોહોચ્યો; એટલે નીકળેલી વાત બંધ થઈ ગઈ, પણ જયમલ મીરાંબાઈ તરફ નજર કરીને બોલ્યો કે આજે મીરાંબાઈ શા માટે ચીંતાતુરમાં હોય તેવી જણાય છે?

**રાણીજી**—સ્વામીનાથ! આ છોકરી કેવળ મૂર્ખ છે, આપના ગયા પછી અત્યાર સુધી આ છોકરીના હઠનીજ વાત ચાલતી હતી. આપને શું કહું! એ તો મરણ પર્યંત કુંવારી રહેવા માગે છે.

**જયમલ**—છ, છ, એમ તે બને કે! ચીતોડગઢથી રાણાજીનું આવેલું ખાંડુ શું પાછું જાય કે? તેના જેવો સમર્થ જમાઈ ભુમંડળમાં પણ ક્યાંથી મળવાનો છે? તે છોકરી તો કેવળ મૂર્ખ છે; આજે જોશીને બોલાવ્યો હતો, ખાંડા સાથે મંગળફેરા ફેરવવાને પરમ દીવશ યોગ્ય ગણ્યો છે. તે કામ અટપ્યા પછી ગુરૂવારને દીવસે, મીરાંબાઈની સાથે દાસ દાસીઓ વીગેરે સર્વ સાધન સાથે ચીતોડગઢ તરફ મોકલવાની તજવીજ ચોક્સ કરવાની છે.

જયમલે આ પ્રમાણે નેત્ર ફેરવીને કહ્યું; પછી લગ્ન સંબંધી સામગ્રીની વાતચિત ચલાવવા માંડી, ત્યાર બાદ અનેક વ્યવહારીક વીષયોની વાતો રાણીવાસમાં ચાલી એમ થયા પછી રાત્રીનું જમણ લઈને શ્રી રાધા કૃષ્ણ મંદિરમાં હરીકીર્તન કરવા માટે જયમલ ગયો. તે પહેલાં તો મીરાંબાઈ એકાગ્ર વૃત્તિથી શ્રી રાધાકૃષ્ણના ધ્યાન સામે ત્રાટક મુદ્રા કરીને સ્થિર થઈ રહેલી જોવામાં આવી.

નીત્ય નીયમ પ્રમાણે તે કામ અટપાઈ ગયા પછી જયમલ રાણીવાસમાં ચાલ્યો ગયો, અને મીરાંબાઈ પોતાની દાશીઓ સાથે પોતાના અલગ અવાસમાં એક સુંદર શૈ-

યામાં અનેક પ્રકારના વીચારમાં ગુંથાયલી પડી રહી; આજે તે મોહન બાગમાં ગઈ નહોતી; આજનો દીવસ તેણીને અજંપાનો હતો, શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિમાં આ લગ્નની મિથ્યા કડાકુટ તેને વિઘ્ન કરતા જણાઇ; વળી મારે સ્વામી શાં માટે જોઇએ? સ્વામીથી કયા પ્રકારનું સુખ છે? વિષય વાસના તો કેવળ વિકાર છે. છતાં તે વિકારને વશ શા માટે થવું જોઇએ; વળી એવા વીકારથી વશ થએલા મોહ લુબ્ધ, આશાના તરંગમાં ડુબકાં મારનાર મિથ્યા દેહમાં અજ્ઞાન આતમાથી સંબંધ રાખીને પરતંત્રતા શા માટે વેઠવી જોઇએ? અરેરે આ દેહનો શો ભરોસો છે, મને ઉત્તમ રૂપ શા માટે આપ્યું હશે? હે પ્રભુ! હે કૃષ્ણ! હે નારાયણ! હવે હું શું કરૂં? કયાં જાઉં? જો કદી અહીંથી સટકી જાઉ છું તો સંતતિ પ્રેમમાં ગુંથાઇ ગયેલા મા બાપના નેત્રમાંથી મોહને લીધે આંસુની ધારા ચાલ્યા કરશે; તેમણે મને પાળીપોશીને મોટી કરી છતાં તેમનો ઉપગાર મુકી દઇને અને તેમનો ત્યાગ કરીને કદી જાઉં તો મને પણ કૃતઘ્નતાનો દોષ પ્રાપ્ત થાય; એમ વીચારભ્રમ જાળમાં ફસાયલી મીરાંબાઇ આમ તેમ પાસાં ફેરવ્યાં કરે છે, વળી ઉભી થઇને પોતાના હૈયા આગળ એક નાનકડી દીવી મુકીને તે ઉપર દીપક ગોઠવ્યો; પછી અપરોક્ષાનુભુતિના શ્લોક વાંચવા લાગી; શ્રી જગદગુરૂ શંકરાચાર્યની વાણી મીરાંબાઇને તો તદન વિરક્ત કરવા લાગી; "દાઝયા ઉપર ડામ" જેવી કહેવત થઇ; હૃદયમાં ઉપાધીથી અને ઠરી ગએલી ચીંતાથી તે પણ વાંચવું ઠીક લાગ્યું નહીં; જ્યારે મન પ્રસન્ન હોય છે ત્યારેજ કાર્ય કરવાને ઉલટ થાય છે, આ વખતે મીરાંબાઇના હૃદયકેંદ્રમાં ભક્તિ સુધાનો જે ઘટ હતો તે ઉપર ચીંતા અને ભયરૂપી કાળાશની ચાદર

પથરાઇ ગઈ હતી, અને એથી કરીને વારંવાર પથારીમાંથી બેઠી થતી હતી અને વળી આડી પણ થતી હતી; પણ જંપ વળતો નહોતો.

છેવટે મીરાંબાઇએ વિચાર કર્યો કે માબાપની આજ્ઞા વિરૂદ્ધ મારાથી પગલુ દૈ શકાય તેમ નથી; તો પછી ભલે કહી તે જેમ કરવા ઇચ્છે તેમ થવા દ્યો; મારી પવિત્રતાનું રક્ષણ કરનાર અને વીપત્તી સમયે સહાય થનાર શ્રીકૃષ્ણ પરમાત્મા સમર્થ છે; તેથી તેમની કૃપા કટાક્ષની નીચે હું નિરંકુશ છું; અરે હું કેમ ભુલ કરૂં છું ? તેમણે ભક્તનું દુઃખ વિદારવાને અનેક પડછા બતાવ્યા છે; તેમણે પ્રલ્હાદનું દુઃખ કેવી ખુબીથી દુર કર્યું; તેમણે સુધન્વાને કેવો બચાવ્યો ? અહાહા, ભક્તીથી વશ થએલા શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના પ્રીય સખા અર્જુનનો નીરંતર રથ હાક્યાંજ કર્યો છે; છતાં હું અવીશ્વાસી મહા પાપી કેમ બની ગઈ છું કે શ્રીકૃષ્ણ ચંદ્રનું સબળ શરણું છતાં ભય પામું છું ! ! ચાલો થવા દ્યો ! મને શાનો ડર છે. મારો પ્યારો પતી તો શ્રીકૃષ્ણચંદ્ર છે; પછી ચીંતા શી ! એનેજ ફીકર છે; આ પ્રમાણે તેના અંતઃકરણમાં વીચાર ઉત્પન્ન થવાથી ચીંતારૂપી કાળાશનો પડદો જેમ આકાશની વાદળી ખશી જાય છે તેમ ખશી ગયો, અને આનંદ તથા સદવીચારનો સુર્ય ઉદય થયો; આ વખતે રાત્રી સમયે બાર ઉપર એક વાગ્યાનો સુમાર થયો હતો. પોતાની જોડે રક્ષણ કરવા માટે પડી રહેલી દાસીઓના નાકમાં પવનનો સપાટો બોલ્યાજ કરતો હતો; મીરાંબાઇ પણ આ વખતે નિદ્રાદેવીને સ્વાધીન થઈ ગઈ, સુમારે બે કલાક થયા હશે એટલામાં તો તે પથારીમાંથી એકદમ ઝબકીને બેઠી થઇ. અને બોલવા લાગી કે પ્યારા ઘનસ્યામ ! શું ચાલ્યા ગયા કે? હવે

મને પ્રતીત થઇ ચુકી છે. હવે આપના પ્રતાપથી હું નિર્ભય છું એમ ઉતાવળેથી બોલાઇ જવાયું.

પ્રિય વાંચકો, તે મીરાં શા માટે ઝબકીને બેઠી થઇ? તેણીને સ્પપ્ન આવ્યું હતું; શ્રીકૃષ્ણ પરમાત્માએ મીરાંબાઇને દર્શન દઇને સ્વપ્નમાં કહ્યું કે હે મીરાં! તું સોચ સંકોચ કરતી નહી; તું તાહરી દ્રઢતાનો ત્યાગ કરતી નહી; તું સુખેથી ચીતોડગઢના રાણા સાથે વર, તું તારા નેક ટેકથી જે બ્રહ્મચર્ય પાળીશ છતાં તેમાં વીઘ્ન આવશે તો સમર્ણ કરતા માત્રમાં હું સંહાય થઇશ, હવે તું નીડર રહે. તારાંથી તારો પતી મારી ભક્તીનો રસ કાળે કરીને પણ જાણશે. અને એજ તારો સખા તથાં દાસ અગર ભક્ત થઇને તારા આધીનમાંજ રહેછે. માટે તું નિર્ભય રહે. એટલું કહીને તે અંતર્ધ્યાન થયા હતા, મીરાંબાઇએ સ્વપ્ન અવસ્થામાં શ્રી કૃષ્ણ પરમાત્માનાં દર્શણ કર્યાં, અને વાક્ય સાંભળ્યાં પછી જાગી ઉઠી, જાગતાંજ શ્રીકૃષ્ણ પરમાત્માના વિયોગે કરીને જ હે ઘનસ્યામ! હે પ્યારા! શું ચાલ્યા ગયા કે? આ પ્રમાણે બોલતી બોલતી બેઠી થઈ.

આ વખતે સરાસરી પાછલી રાત્રીના પાંચ વાગ્યાનો સમય હતો. તેથી દાસીને જાગ્રત કરીને ઉન્હું પાણી કરાવ્યું. પછી શૌચ અને દંત મંજ્જન કરીને સ્નાન કરી લીધું; પછી પોતાની પાસે શાળગ્રામની જે શેવા હતી. તે શેવામાં તત્પર રહી.

સુર્ય ઉદય થયા પછી જેમ કમળ પ્રફુલ્લ થાય છે તે પ્રમાણે આપણી પવિત્ર મીરાંબાઈ પણ સુર્ય ઉદય થયા પછી કમળ તુલ્ય પ્રફુલ્લ વદને પોતાની માતુશ્રીને મળવા ગઇ; આ વખતે આનંદમાન ચહેરો માતુશ્રીએ મીરાંબાઇનો જોયો.

માતુશ્રી બોલી કે બેટા! આવ્ય, બેશ; આંજે તાહારૂ

પ્રફુલ્લ વદન મારા હૃદયને પ્રસન્ન કરે છે. કહે બેન ! કાલે તારા મોઢાનો તોબરો કેમ ચઢી ગયો હતો ?

**મીરાંબાઈ**— માજી ! કાંઈક વિક્ષેપને લીધેજ એમ થઈ ગયું હતું; પણ છેવટે આપની આજ્ઞાને આધીન થવું એવો માહારો ધર્મ છે. એમ હું સમજી ગઈ.

**રાણી**—સાબાશ બેટા ! સાબાશ, ( એમ કહીને મિ- રાંબાઈની પીઠ ઉપર પ્રેમથી રાણીજી પોતાનો હાથ આશી- ર્વાદાત્મક ફેરવે છે અને કહે છે કે દીકરી ! તું સો વ- રસ સુધી જીવજે.

મીરાંબાઈએ માતુશ્રીનો આશિર્વાદ ઉપકાર સાથે પ્રેમાંની લીધો. હવે ખાંડાની સાથે મીરાંબાઈને ચિતોડગઢ જવાની તૈ- યારી થવા લગી. આજે મોટા દિવસથી રાજઘડીમાં ધા- મધુમ થઈ રહી છે; ઠેર ઠેર વાજીંત્રનો અવાજ થઈ રહ્યા છે; ઠેર ઠેર લાલ પતાકામાં તોરણો બાંધી દીધેલાં છે; અને રાજઘડીના મોટા ચોકમાં જરીયાન ચંદરવો બાંધી દીધો છે તે ચંદરવા નીચે ઉત્તમ પ્રકારની બેઠક બનાવી હતી. અને તેમાં વિદ્વાન બ્રાહ્મણો તથા નગર શેઠ શાહુકાર અને આમાત્ય મંડલી સાથે જયમલ બિરાજેલો હતો. આ જગોએ મોહીની સ્વરૂપવાળી શૃંગારથી સજેલી ઉર્વશી કહો કે તિ- લોત્તમા કહો, રંભા કહો કે સમુદ્રમાંથી પ્રગટ થતી લક્ષ્મી કહો; અથવા ઈંદ્રાદીક ચંદ્ર વગેરેને મોહ પ્રગટ કરાવનારી અહલ્યા કહો કે દમયંતિ કહો, પણ તે સમગ્ર સતિ સું- દરીયોના રૂપના ગુમાનને ખંડન કરનારી સૌંદર્ય મંડન રૂપ મોહ મંડન માનુની શ્રી રાધાકૃષ્ણના હૃદયમાંની પ્રિયા મી- રાંબાઈ આવીને ઉભી રહી; ચીતોડગઢથી આવેલા વીચીક્ષણ સરદારોનાં નેત્ર ચકીત થઈ ગયાં, અને તે સરદારોના હૃદ- યમાં એજ ક્ષણે એમંજ ઠરી ગયું કે, ચીતોડગઢમાં આ

એક અમુલ્ય રત્ન થયું આ એક નૌતમ પ્રફુલ્લ કમળ પા-
છળ આખી જીંદગીને માટે રાણાજી રૂપ ભ્રમર પર્યાજ ક-
રશે. આટલો વીચાર કરીને તેઓ શાન્ત થઇ ગયાં;

બ્રાહ્મણોએ આવેલા ખાંડા સાથે મીરાંબાઇના હાથનો
સ્પર્શ કરાવીને અને તેની આજુબાજુ પ્રદક્ષીણા કરાવવાનું
વિધાન કરી ચુકયા.

એટલું થયા બાદ જેવી રીતે વિજળી પ્રગટ થઇને મેઘ
મંડળમાંજ મળી જાય છે. તેવી રીતે આ સભામાં પ્રગટ
થએલી મીરાંબાઈ રાજઘડીમાં પોતાનીમાતુશ્રી તરફ ચાલી ગઇ

આ તરફ મીરાંબાઇને વિદાય કરવાની તૈયારી થવા
માંડી; ચીતોડઘડથી આવેલા સરદારોને ભભકાદાર પો-
શાક અને રોકડ રકમ આપવામાં આવી; મીરાં-
બાઇની સરભરામાં રેહેવાને માટે દસ દાસ અને પંદર
દાશિયો તૈયાર કરી, તે સાથે પાંચ સાત વાહન તથા
મ્યાના વીગેરે શૃંગારેલા તૈયાર કર્યા; એ ત્રણ ગાડીયોમાં
રોકડા રૂપીયાની થેલીયો ગોઠવી દીધી જે થેલીયોમાં પાંચ
લાખ રૂપીયાની રોકડ ભરેલી હતી; વળી મીરાંબાઈની પાસે
હીસાબ કીતાબ રાખવાને માટે પોતા તરફનો એક વિશ્વાસુ
વૃદ્ધ માણસને મોકલવાની તજવીજ કરી; અને મીરાંબાઇને
જયમલ તથા રાણી એ બન્યો ઘણા ઉમળકાથી મળીને ને-
ત્રમાંથી આંસુ કાઢવા લાગ્યાં, સઘળા સાહીત્યસાથે જયમલ
અને રાણી એ બન્યો મિરાંબાઇને વળાવવાને માટે પોતાની
હદ બારકોસ સુધીની હતી ત્યાં સુધી ગયાં; અને ત્યાં પણ
ઘણા પ્રેમથી મીરાંને ભેટીને પોતાની અનહદ મમતા માત
પીતાએ જણાવી, રાણીજીએ મીરાંના મધુર કપોલ ઉપર
પ્રેમથી ચુંબન કરી શીખામણ દીધી કે બેટા ! તું ત્યાં
જઇને સાસુ સસરાના ચર્ણાવિંદમાં મસ્તક નમાવજે; બેહેન !

તું ભણી ગણીને વીદ્વાન થએલી છે તેથી તને વીશેષ કહેવું પડે તેમ નથી પણ તારી સદ્વર્તણુંકથી અમને યશ મળે એવું કાર્ય કરજે; અને તારા તાબામાં ઘણા માણસો છે માટે વખતે વખતે પત્ર લખીને પેગામ મોકલ્યાં કરજે, અમારા તરફથી પણ માણસો તારા તરફ આવતાં જતાં રહેશે માટે તાહારે કોઇ પ્રકારની ચીંતા રાખવી નહીં.

મીરાંબાઇએ માતુશ્રીને હાથ જોડીને વીનંતી કરીકે માજી ! એ સઘળી ચીંતા વિશ્વંભરને છે; તમે કોઇ વાતની કાળજી કરશો નહી.

આ પ્રમાણે હળી મળીને અને ભેટીને જયમલ અને રાંણી એ સઘળાં મેડતા તરફ વળ્યાં અને ચિતોડઘડથી આવેલા સરદાર મંડળી મિરાંબાઇ સહવર્તમાન ચિતોડ ગુરફ જવા લાગ્યાં,

માહારા વાચક મીત્રો ! હવે પેલા વિજયઘડના મદનસિંહને યાદ કરવો ઘટે છે.

જે વખતે ચિતોડઘઢથી રાણાજીના સરદાર મંડલ સરદાર કવિ સાથે આવ્યા હતા તે વખતે મદનસિંહને ખબર પડિ હતી, તેથી તેના પેટમાં મ્હોટો ધ્રાસકો પડ્યો હતો, તેના વીચારનાં સઘળાં વ્હાણ સમુદ્રમાં ડુબી ગયાં હતાં, તેના મનોર્થના રથ ચક્ર ભાગી ગયાં હતાં; ચિતોડઘડની સમર્થ રાંણાજીના વીરતારવાળા રાજઘઢમાં નિરાંબાઈ પડદે રહેશે તેથી હવેતો તેના દર્શનની આશાજ શાંની રાખવી? એ પ્રકારે વિચાર કરતો મદનસિંહ નીરાશાની દોર ઉપર ચડેલો પડ આખડ થવા લાગ્યો; તોપણ મોહ જાળની કોઇ જુદીજ બલિહારી છે. મોહફંદમાં ફસાયલો માણુસ પોતાની કીર્તિ માટે કે પોતાના અમુલ્ય દેહને માટે દરકાર રાખતો નથી, માત્ર પોતાનું કાર્ય સાધવાને જેવી બુદ્ધી

સુઝી આવે તેમ કરવાને આગળ ધસી પડે છે. તેજ પ્રમાણે આ મદનસિંહ વિજયગઢ રાજ્યની હદ છોડીને નિરાબાઇને વરવા માટેના મોહમાં પડેલો છતાં પોતાને સ્થાન જવાને ઇચ્છા કરતો નથી; પણ હજુ પ્રયત્ન કરવાની ઇચ્છામાં પડયો હતો; તેણે ચિતોડગઢના સરદારો સાથે મીત્રાચારી કરી હતી; જેમાં તે સરદારોએ મદનસિંહને દીલાસો આપ્યો હતો કે તમે રાણાજીની પાસે ખાનગી કાર્યમાં રહેવાને લાયકજ છો, તમે મારી સાથે ચાલો, હુ તમને તેમની મીલાખાત કરાવી આપીશ.

આ પ્રમાણે સરદારના દીલાસાથી અને મોહનીના મોહ પાસથી મદનસિંહજી પણ ચીતોડગઢ તરફ જવાને નીકલ્યો હતો.



## પ્રકરણ ૭ મું.

## ચિતોડગઢમાં લગ્નની ધામધુમ.

અને

## તે ધામધુમમાં રાણાની આશા.



ગામથી મળેલા સમાચાર ઉપરથી આજે ખાંડુ અને આપણા અમીર માણસો મીરાંબાઇને લઈને આવનાર છે એવી નિશ્ચિત ખબર જાણીને, વિસ્તિર્ણ ચિતોડગડ ઉપર ઇંદ્રના વૈભવનો અભિમાન ઉતારી નાંખે એવી શોભા બનાવવામાં આવી હતી, વળી તેટલા ઉંચા ગઢ ઉપર રાજમહેલની ઉંચાઈ જો કે આકાશની સાથે વાતો કરે તેવા દેદિપ્યમાન ઝરોખામાં રાણીવાસથી તમામ નવયૌવનાઓ આમ તેમ નજર કરી રહેલી હતી. રાણોજી કેવળ વિલાસી હતો તેથી તેને સાત રાણીયો જુદા જુદા મહેલમાં નિવાસ કરનારી રૂપગુણથી સંપન્ન હતી, તે તમામ રાણીયો મીંરાંબાઇની કાન્તીની તારીફ સાંભળીને પોતાના પ્યારા પતિનું મન તે આવનારી સલુણી આકર્ષણ કરી લેશે તેવી ચીંતામાં કપાલ પ્રદેશ ઉપર હાથ મુકીને મોટા વિચારમાં બેઠેલીયો હતી. વળી તે સાત રાણીયોમાં જે સર્વોત્તમ માનીતી રાણી હતી તેને તો ઘણીજ ચિંતા થઈ હતી; દરરોજ રાણાજીના દર્શનનો લાભ લેતી હતી. તે હવે કેમ થશે ? મારૂ માન ઉતરી ગયું; એ વીગેરે ચીંતાથી શીકી ગઇ હતી; સર્વેના મનમાં નવા નવા તરંગ ઉભા થતા હતા, કેટલીક માનીતી સ્રીયો જોશી પાસે પોતાના ગ્રહ

જોવરાવતી હતી, અને તે વખતે જોશી મહારાજનું માન વધો પડતાં મનમાંન્યા ખિસ્સા ભરાતા હતા;

આ તરફતો ઢોલ નગારાં, અને શરણાઇયોનો ઘોશ થયાંજ કરતો હતો; શુશોભિત માંડવામાં રજપુત મરદની બેઠકો થઇ રહી હતી. તેમાં વળી આ પ્રસંગમાં દેશ પરદેશથી કવી અને ચારણોનો બોહોળો જથો થઇ રહ્યો હતો. વળી કેટલાક તમાસગીર કેટલાક ગવૈયા, કેટલીક નૃત્ય કરનારી નાયકાઓ કેટલાક ભવૈયા અને કેટલાક ભાંડ લોકોનાં ટોળાં આવ્યાં હતાં. સઘળા નગરમાં ઘેર ઘેર આશોપાલવના પત્રનાં તોરણો બંધાઇ રહ્યાં હતાં, સઘળા નાગરના લોકો અને સ્ત્રીયોનાં ટોળેટોળાં ઠેર ઠેર જોવામાં આવતાં હતાં; તેઓ એક બીજાના કાનમાં વિચિત્ર વિચારની વાતો કરતાં હતાં, કેટલાક તો મીરાબાઇને જોવાની ઇચ્છા રાખતા હતા, કેટલીક નગરશેઠની સ્ત્રિઓ મીરાંબાઇને જોવાના મસથી કાંઇક નજરાણું મુકીને જોઇ આવવાની ઇચ્છા રાખતી હતી; મોટા વિસ્તારવાળા બાગમાં જળયંત્ર ફુવારા ઉપર રમણીય શોભા કરવામાં આવી હતી; તે ઉંચા ગઢ ઉપર અદ્ભુત દેખાવની રચના રચવાને દિપમાલીકા બનાવી હતી. તે દીપમાલિકા નીચાંણ પ્રદેશથી જોનારને ઇંદ્રભુવન જેવી લાગે તેવી સગવડ કરવામાં આવી હતી.

એ સઘળો રાણાજીનો ઉમંગ હતો, અને તે ઉમંગનો ભાવ બાહેરની કૃતી ઉપરથી જણાતો હતો, પણ આપણે હવે રાણાજીની ટાપટીપ જોવી જોઇએ; એમાં બાકી શી હોય ! આજનો ઉચ્છાહ કાંઇ રાણાજીને ઓછો નહોતો. જે ઉચ્છાહ સાત રાણીયોની સાથે લગ્ન કરવામાં હતો તેથી શતૂ ઘણો ઉચ્છાહ આજનો જોવામાં આવ્યો; વારંવાર મસ્તક ઉપરના વાળનું કાંશકીથી સમારવાનું કામ ચાલતું

હતું; વારંવાર આયનામાં જોઇ જોઇને બન્યોં ભ્રકુટી વચ્ચે શામ બિંદી ચિતરવાનું ઘણી કાળજીથી કામ થતું હતું. કારાગર હજામના હાથથી ચેહેરો સધારવાને વારેવારે અસ્ત્રા ઘસાતા હતા; મસ્તક ઉપર કેવી ખુબીથી પટકો બાંધવો ! તેને માટે હરઘડી બાંધ ભાગ થતી હતી; ધોબીથી ધોયેલ વસ્ત્રમાંથી આજેજ ખાંચીયો નીકળતી હતી; હજામનો અસ્ત્રો ઠીક નથી તેને માટે તેની જીંદગીમાં આજેજ ઠપકો મળતો હતો; શરીર ઉપર સુગંધી તૈલ્યાભ્યંગ સારી રીતે મર્દન થતું હતું, અને તે ઉપર સુગંધી સાબુ ઘસતા હતા, સ્નાન કરવા માટે સેંકડો પખાલો પાણીના મોટા મોટા નળા ભરાતા હતા, વાહવાહ માહારા રસીલા છબીલા રાણાજી ! આજકીતો ઠીક બની, એમ તેમની પાસે નિરંતર રેહેનારા હજુરી અને કેટલીક બોલવામાં ચતુર દાશીયો હતી તે વારંવાર વારણાં લેતી બોલવા લાગ્યાં.

પણ રાણાજીના મનનો ઉલ્લાટ કોણ જાણી શકે ? પણ મ્હારા વાચકમીત્રો માંનેતો આ નોવ્હેલનો લખનાર લેખક જાણી શકયો છે એમ કહેવાયતો વાસ્તવિક છે; કેમકે તે વખતે આ લેખક તેનો રસીકડો કવિ હતો વારૂ ઠીક થયું. કદિ એમ પણ માની બેશીયે તો હરકત જેવું નથી. પણ રાણાજીનો ઉમંગ કાંઇક ન્યારોજ હતો; બન્યો હોઠ મંદ હાસ્યથી સુશોભિત હતાં; આજે મીરાંબાઇ આવનારાં છે છતાં જ્યારે તે મને જોતાંજ મોહ ન પામે ત્યારે હું હીંદ પતી શંનો કહેવાઉ ? વળી તે મોહની સ્વરૂપવાળી ભરત ખંડના સેંકડો રાજાઓને મોહ પમાડનારી રૂપ ગર્વિતા નાયકા છે તો જ્યારે હુંજ તેણીને કનૈયા જેવો ન લાગું તો પછી એ પણ શું જાણશે ? આજે તો તેણીના મનો-રથ પૂર્ણ કરવાને હુંજ લાયક શખસ; આજે તો માનીનીના

માનનુ ખંડન કરનારી મદમત્ત તરણુ મીરાંબાઇને હુંજ ગ-
નહર લાગીશ; જેવી રીતે નંદનંદન કૃષ્ણ કનૈયાએ રાધી-
કાનું મન વશ કર્યું તેવી રીતે આજ તેણીનુંજ મન વશ
કરવાનું છે. જેવી રીતે કૃષ્ણુ સાથે રાધીકા દીપતી હતી તે-
વી રીતે આજ મારી સાથે મીરાંબાઇ શોભી ઉઠશે. માહારા
રૂપ અને ગુણુને સમોવડ તોં એ મીરાંબાઇજ છે તેણીના
કમળ જેવા હાથ જરૂર મારા કંઠ ઉપરજ ઠરશે મને જોતાંજ
તેણીનું ખીલેલા કમળ જેવું પ્રફુલ્લ વદન થશે. આ પ્ર-
કારે તે રાણાંના હૃદયમાં ઉલટ અને ઉમંગ હતો; તે ઉ-
મંગ અંતરમાંથી ખીલેલો હતો, તેવોજ બાહેર ખીલવા
લાગ્યો, એક તરફ રાણાજી ટાપટીપથી તૈયાર થાય તો
બીજી તરફ સર્વે કામદારોએ બાહેરની શોભા ઇંદ્રભવન જે-
વી કરી રાખી હતી; બરાબર દશ વાગ્યાનો સમય થયો
એટલે મેડતા નગરથી આવનારા પોતાના સરદારો આવી પો-
હોચ્યા દરબારગઢમાં મોટી ધામધુમથી મીરાંબાઇની પાલખી
પધરાવી; મીરાંબાઇ તે પાલખીમાંથી ઉતરીને રાણીવાસમાં
ગઇ, મીરાંબાઇ પાસે તે વખતે ચિતોડગઢની રાજ ખવાસણ
મહા ચતુર હતી, તેથી તેણીએ મીરાંબાઇને વૃદ્ધરાજ માતા
ને બતાવ્યાં; એટલે મીરાંએ તેમને મસ્તક નમાવી પગે
લાગી, અને સઘળી રાણીમંડળના જથામાં મધ્ય ભાગમાં
સામુજી પાપે, મીરાંબાઇ બેઠાં; આ વખતે તમામ ચુપાચુપ
હતું, મીરાંબાઇ શું બોલે છે ! અને વૃદ્ધ રાજમાતા શો
પ્રશ્ન કરે છે તે સાંભળવાને તમામ આતુર રહેલા હતાં.
કેટલીક રાજ્ય ખવાસણો કે જે પોતાના રૂપને માટે ગુમાન
કરતી હતી તે સઘળી મીરાંબાઇનું મુખ જોવાને ટમ ટમી
રહી હતી; સઘળી રાણીયો પણ એજ રચના જોરાને
બેઠીયો હતી; આ વખતે 'તાપને લીધે ચારે બાજુથી

દાશીયો પવન નાંખતી હતી; આજનો સમગ્ર રાણીયોનો મેળાવડો તો મીરાંબાઈના પ્રસંગથીજ થયો હતો; તેથી શોભાનો પાર રહ્યો નહોતો; રાજ્યમાતા બહુ બુદ્ધિમાન અને ચતુર હતાં; તેમણે મીરાંબાઈના સામ્હે જોઇને સેજ-સાજ બોલવા માંડ્યું.

**રાજમાતા**—કેમ મીરાંબાઈ! તમારાં માત પિતા ખુશીમાં તો છે ને?

**મીરાં**—હા, માજી તે સર્વે આનંદમાં અને કુશળ છે. તેમાં વળી આપની કૃપા દિનદિન પ્રેમ મમતા વધે એવી માગણી કરે છે, અને આપની આશીશ ઇચ્છે છે; કેમકે આપ વૃદ્ધ છો.

**રાજમાતા**—સાબાશ! તમારૂં કહેવું યોગ્ય છે. મીરાંબાઇ! તેઓ સદા કુશળ અને આનંદ રહે એવી મારી આશીશ છે, પણ તમને અહીંયાં મેડતા નગર કરતાં ગમશે કે નહિ?

**મીરાંબાઇ**—માજી! આપના દર્શણથી કોહોને ન ગમે? વીવેકી અને જ્ઞાની છો અને વળી વૃદ્ધ છો, તેથી આપની છાયા અમૃત તુલ્ય છે, માટે ગમ્યાવીના રહેજ નહિ;

**રાજમાતા**—( પ્રસન્ન થઇને ) વહુજી! એતો બધુ ખરૂ પણ તમારા પીતાએ પેહેરામણી બહુજ ઓછી આપી છે.

**મીરાંબાઇ**—માજી! પેહેરાંમણી એતો નાસવંત વસ્તુ છે; અને તેની કિમ્મત પણ કેવળ તુચ્છ છે. પણ જેની કીમ્મત પણ થઇ શકે નહી એવો અમુલ્ય દેહ, અને તેથી ઉત્પન્ન થયેલું આ માહારૂં શરીર આપને સોંપ્યુંજ છે; માજી! ચીતોડગઢ કાંઇ પેહેરાંમણીના પૈસામાંથી ઘોડાંને ચંદી ખવરાવવાની રાહ જોઇ નથી;

**રાજમાતા**—વાહરે વહુજી! તમે તો કાંઇ વિચિત્રજ જવાબ આપો છો; શું તમારા પિતા તરફની પેહેરામણીના

પૈશા ઉપર આધાર રાખનાર આ ચીતોડ ગઢ છે કે?

**મીરાંબાઇ**—ના માજી! એ તો આપને પેહેરામણી ઓછી પડી માટે જ મ્હેં આપને વિનંતી કરી છે.

**રાજમાતા**—ઠીક ઠીક તુતો બડી ઉસ્તાદ જણાય છે હાં કે!

**મીરાંબાઈ**—માજી! આ જુઠા જગતમાં દેહ પણ જુઠો છે. માથે મૃત્યુનું ચક્ર પણ ફરે છે; અને મરણ તો છે જ, છતાં ઉસ્તાદી કોહોને માટે વાપરવાથી છે? આપતો અમારાં પુજ્ય છો;

આ પ્રમાણે વાત થાય છે. એટલામાં નગર શેઠની સ્ત્રી તથા બીજા શેઠ શાહુકારની સ્ત્રીઓનું મંડળ મીરાંબાઇને હાથ ગયાણું ( ચાંલ્લો ) કરવાને માટે આવ્યું. તેઓએ મીરાંબાઇનાં વાયણાં લઇને યથા શક્તિ પ્રમાણે રોકડ રકમ મુકી અને વારે વારે ધારી ધારીને મીરાંબાઇના સામે નજર કરવા લાગી;

તે સમયે મહા ધનાઢ્ય-પ્રેમચંદ શેઠની સ્ત્રી મહાકોર ત્યાં આવ્યાં હતાં તે મહાકોર રાજ્યમાતા સાથે બરોબરીના નાનાથી બેહેનપણીનો સંબંધ રાખનારી હતી. તેથી તે મહાકોરે રાજમાતાને કહ્યું કે–અહાહા! આતો કોઇ કાચની પુતળી જેવી મનોહર કાંન્તીવાળી અને તમારી રાજવંઢીને દીપાવનારી દીપક જેવી કન્યા આવી છે. હે પ્રભુ અમારા રાણાજી અને આ નવિન રાણીજીનો જોડ કાયમ રહો!

મીરાંબાઇની કાંન્તીની તારીફ નગરશેઠાંણીએ કરી તેથી બીજી રાણીઓના મનમાં ઠીક લાગ્યું નહી.

આ પ્રમાણે જનાનખાનામાં રાણીજી સર્વ પ્રકારથી સુશોભિત થઇને અને કનેશા જેવા બનીને જનાનખાંનામાં

પોતાની માતુશ્રીના પાસે આવી પોહોંચ્યા રાણાજીના આવતાજ તમામ રાણીઓ ઉભી થઇ માત્ર રાજમાતા પોતાના આસન ઉપર બેઠાં હતાં. મીરાંબાઇ પણ દેખાદેખી પ્રમાણે ઉભી થઇ ગઇ અને તેણીયે અત્યારે શ્રી રાણીજીના દેદારનું દર્શણ કર્યું; પછી શાંત થઇને સાસુજી પાસે બેશી ગઇ.

વૃદ્ધ માતાએ મીરાંબાઇની પીઠ ઉપર હાથ મુકીને મીરાંબાઇને કહ્યું કે વહુ બેટા! જો આ ચીતોડગઢના રાંણાજી જે કે તાહરા શિરછત્ર આવ્યા છે. તેમને તું નિરખ્ય.

વૃદ્ધમાતાનું વચન સાંભળી મીરાંબાઇએ રાંણાજી સામે દ્રષ્ટી કરીને મંદહાસથી જમીન તરફ નજર કરી હતી. જાંણે લજ્યાના સમુદ્રમાં ડુબી હોય તેવો દેખાવ જણાવ્યો કેવળ નવોઢા સ્ત્રીનાં લક્ષણ આ વખતે બતાવ્યાં:

રાજમાતા મીરાંબાઇ ઉપર ઘણુંજ વહાલ કરવા લાગી. રાણોજી વારંવાર પોતાની માતુશ્રી આગળ લાડ કરતો કરતો લાંબો હાથ કરીને મીરાંબાઇને ઘુંઘટના પટને ઉંચો કરીને નેત્ર અને નાશિક. જોયા કરેછે. આ પ્રમાણે ચેષ્ટા થાય છે છતાં તે મધ્યક્ષમાં બેઠેલી રાજમાતાને વિશેષ વિનોદ થયાં કરેછે, અને તે સઘળો વિનોદનો રંગ જનાનખાનામાં સમગ્ર 'શ્રીમંડળમાં જારી રહેલો હતો.

મીરાંબાઇએ રાણાજીને કહ્યું કે, આમ છેક અધિરા શામાટે થઇ જાઓછો ? જરાક માતાજીની તો શરમ રાખો ?

કોયલ જેવી મધુર વાંણી સાંભળીને રાંણોજી ઘેલો થઇ ગયો; વળી નેત્ર અને નાશિકાને માટે તો રાણાજીનું હ્રદય ઉછળવા લાગ્યુ.

આ પ્રમાણે કુતુહળ થયાં કરે છે એટલામાંતો રાજ્ય પુરોહીત તરફથી એક માણસ જનાનખાનામાં આવ્યો અને કહેવા લાગ્યો કે હસ્ત મેળાવો કરવાને માટે લગ્ન મંડપમાં

તમામ બ્રાહ્મણો આપની રાહ જોઇને બેશી રહ્યા છે. માટે બને તેમ ઉતાવળ કરીને પધારવું ઘટે છે; તે સાંભળીને મ્હોટા ઉમંગવાળો રાણોજી ત્યાંથી તુરત ઉભો થયો, અને રાજઘડીમાં લગ્ન મંડપમાં પોતે બેઠો. પછીથી મીરાંબાઇને પણ લાલ અંગે બેસારવામાં આવી બ્રાહ્મણોએ યથાવિધી પ્રમાણે લગ્ન કાર્ય કરી લીધું અને હસ્તમેળાવો કર્યો. જેને તેને યોગ્ય દક્ષણા વહેંચવામાં આવી, પછી રાણોજી અને મિરાંબાઇ એ બન્યો રાજ્યમાતાની આશીસ લેવા સારૂ ગયાં, તે વૃદ્ધ માતુશ્રીએ આશીશ આપી પછી એજ રાજઘડીમાં મીરાંબાઇને પોતાના ખાસ માણસો અને દાશિયો સહિત રેહેવાને માટે મોટા વીસ્તારવાળો અલગ અવાસ આપવામાં આવ્યો હતો. જેથી તે અવાસમાં મીરાંબાઇ પોતાનાપીયર પક્ષના માણસો સાથે એજ દીવશે નીવાસ કર્યો;

રાજઘડીમાં તો આનંદનોજ દેખાવ થઇ રહયો હતો લગ્ન કામ અટપાઇ ગયું એટલે બ્રાહ્મણ તથા યાચકો વીગેરેની જે કાંઇ ભીડ હતી તે જેમ જેમ તેમને યથાયોગ્ય મળતું ગયું તેમ તેન ભીડ તદન ઓછી થઇ ગઇ; અને પરિશ્રમ પામેલા કામદારો પોતપોતાને ઘેર વિશ્રાંતી લેવાને માટે થોડીક વખત માટે ગયા.

આ વખતે સરાસરી બાર ઉપર એક વાગ્યાનો વખત થયો હતો. રાણોજી પણ ભોજન કરીને નિવૃત્તથી પોતાની માતુશ્રી પાસે બેઠો હતો એટલામાં એક દાશી ઘણી ઝડપથી દોડતી અને શ્વાસ ખાતી ખાતી આવતી. રાણાજીનાં વાયણાં લઇને સાંમ્હે ઉભી રહી અને કહેવા લાગી કે–હજુર સાહેબ ! ભટિયાણીને વીંછી કરડયો છે માટે આપ જરાપણ વિલંબ નહી કરતાં ત્યાં પધારો;

**ભટીયાણીજી**—રાણાજીને ઘણીજ માનીતી હતી વળી તે

તમામ બીજી રાણીયોમાં, લાવણ્યતાથી અને વાણીવિનોદમાં શ્રેષ્ટ હતિ, તેથી તેણીએ રાણાનું મન હરી લીધું હતું: એવી ભટીયાંણીજીને વિછી કરડ્યાની વાત સાંભળતાંજ રાણોજી તુરત ભટિયાંણીજીના અવાસ તરફ ચાલતો ગયો: અને કાળજી કરતો કરતો તે મહેલની મેડી ઉપર ચઢીને ભટિયાંણીજી પાસે પોહોચ્યો. આ વખતે ભટિયાંણીજી પોતાના મસ્તક ઉપર ચંદનનો અત્તરનો લેપ કરીને મોટા મોટા હસ્તિપગા ચાંદીના પલંગમાં મસ્ત થઇને પડી રહી હતી; તેણીયે રાંણાજીને આવતા જોતાંજ તુરત પલંગ ઉપરથી મંદહાસથી ઉતરી પડીને બાજુએ ઉભી રહી; પણ કંઈ ઉચ્ચાર કર્યોજ નહી; તે જોઇને રાણાજીએ પશ્ન કર્યો કે કેમ! ભટિયાંણીજી! તમને વીંછી કયા કરડ્યો છે? એમ કહીને પોતે પલંગ ઉપર બેઠા; એટલે ભટિયાંણીજી પણ રોશમાં ને રોશમાં, પલંગ ઉપર બોલ્યા ચાલ્યા વીના નીચુ જોઇને બેશી રહી.

**રાણાજી**—હાં હાં, હું સમજ્યો; એમ કહીને ભટિયાંણીજીના ઘુંઘટનો પટ તાંણ્યો;

**ભટિયાણી**—નાહક હાથ લગાડતામાં નકાંમાં ચિથરાં ફાડવાથી શું ફળ છે? હવે તો મીરાંબાઈના ઘુંઘટનો પટ ખેંચો એટલે બસ છે.

**રાણાજી**—પ્યારી ભટિયાંણીજી! તમને વીંછીની વેદના ક્યાં થાય છે? તે હું જોઉંછું.

**ભટિયાંણી**—જેને વીંછી કરડ્યો હોય; એજ વેદના જાણે, પણ એ દરદીને દરદની શી ખબર હોય?

**રાણાજી**—વ્હાલી! તમે એ વીંછીને પકડ્યો છે કે?

**ભટિયાંણી**—પકડ્યા છતાં પણ હાથમાં ન રહે ત્યારે

કેમ કરીયે ? છેવટે વેદનાથી રોઇએ અને કકળીયે તેથી અમે અબળાનું શું જોર ?

**રાણાજી**—એ વીંછી ક્યાં સટકી ગયો ? અને ક્યાંછે ?

**ભટિયાંણી**—એ વીંછી હવે નવીન આવેલ મીરાંબાઇને ત્યાંજ સટકનાર છે; અને મને તો જબરો ડંક માર્યો છે; માટે હું બહુજ બેહાલ થઈ ગઇછું.

**રાણાજી**—હાં હાં હવે મને સમઝણ પડી તો શું ! હુંજ વીંછી કે.

**ભટીયાંણી**—હા આપજ વીંછીરૂપ થઇને મને ડંકમાર્યો છે: છતાં તે થતી વેદનાને મટાડનાર વૈદ્ય કોણ છે ? શું શિસોદીયાકુળમાં ઉત્પન્ન થનાર શુરવીર રાંણાના આહાવાંજ વચન કે ! પ્રાણપતી ! જરાક વીચાર કરો કે આપ પુર્ણિમાની ચાંદનાની મઝામાં મારી સાથે શું બોલ્યા હતા ?

**રાણાંજી**—મને સારી પેઠે યાદ છે, પ્યારી ભટીયાણીજી ! મારૂ વચન કદિપણ ખોટુ પાડનાર નથી, અને હું તમારી સાથે જેવો પ્રેમથી બંધાયો છું તેવી રીતે હું મીરાંબાઈથી કદી પણ બંધવાનો નથી.

**ભટિયાંણીજી**—જો કે એવીજ દ્રઢતા આપની સ્થિર રહિ હોતતો મ્હારા ઉપર આહાવું સાલ ઉભુ કરવાને આપને મન થાતજ નહિ; હે રાજન ! આપની દગલબાજ કૃતિ ઉપર કોણ વિશ્વાસ રાખશે ?

**રાંણાજી**—પ્યારી ! તું કુતર્ક કરતીમાં, રાજાઓની અને ભમરાની એકજ રીત છે; જેવી રીતે ભમરો અનેક પુષ્પમાંથી મકરંદ ખેંચે તેવી રીતે રાજાઓ પણ અનેક તરૂણ યુવતી સાથે લગ્ન કરીને વિલાસ કરી શકે છે; છતાં તે ભમરો જે પુષ્પમાં ભરાઇ જાય છે. અને પુષ્પ બીડાય છે ત્યારે તેમાંથી તે નિકળી શકતો નથી. પ્યારી !

હું ભમર રૂપ તારા પ્રેમ પુષ્પ રૂપમાંજ ભરાઈ જનાર છું.

**ભટિયાંણીજી**—જાઓ જાઓ. તમેતો મને ઉંધુ સમજાવો છો;–હું તો તે સ્વાર્થી ભમરાને નીંદુછું તે ઠેર ઠેર ભમનારો અને અનેક પુષ્પના મકરંદનો રસ ખેંચનારો વ્યભીચારી શા કામનો ? કેમકે તે પરાયા દરદની વ્યથા જાણતોજ નથી; પ્યારા રાણાજી ! ભલે તમે તમારો પક્ષ સાબેત કરતા હો. પણ હું તો તે ભમરાને લુચ્ચાની ઝાપટથી બાહેર કાઢી મુકું, હુતો કુમુદીનીનેજ ધન્યવાદ આપુછું કે તે માત્ર એકજ ચંદ્રન ચાહે છે. હુતો કમળનેજ માન આપુ છું કે તે માત્ર સુર્યનેજ ચાહે છે કેતો ચાતકને પ્યારો અને પ્રમાણીક ગણુંછું કે તે સ્વાતી બુંદ શીવાય બીજુ બુંદ લેતો નથી. અને તરસ્યો રહે છે. તથા તેમ પોતાનો દ્રઢ ટેક સાચવે છે; આપતો ભમરા જેવા બનિને ઠેર ઠેર ફરો અને મઝા કરો આપને પરાયા દરદની શી ખબર હોય ? **શું** રાણાજીના એવાજ ધર્મ છે કે કુવામાં ફાંસીને વરત કાપવું ! ( આ પ્રમાણે બોલીને રોશમાંને રોશમાં નીચુ જોઇ રહી. )

**રાણાજી**—તમે આ પ્રમાણે કરીને મને સંતાપ આપો એતો ઠીક નહી; એમાં તમને શા માટે ઇર્ષા આવે છે ?

**ભટિયાંણીજી**—નેત્રમાંથી આસુ કાઢતી બોલી કે કદી સ્ત્રી વ્યભિચારી હોય તો આપ તેને ક્ષમા કરશો કે ? તે વખતે શરીરના રોમ ક્રોધને લીધે કેવાં ઉભાં થઇ જાય છે? જેટલો હક આપનો માહારા ઉપર છે તેટલોજ હક માહારો છે. જ્યારે આપનું મન. અને તન. બીજી સ્ત્રી સાથે બંધાઈ ગયેલું જોઉં ત્યારે મને શા માટે ઇર્ષા અને ક્રોધ ઉત્પન્ન ન થાય !

**રાણાજી**—[ ભટિયાંણીજીનું વચન સાંભળીને ઘણા વિ-ચારમાં પડી ગયો. અને કેટલીકવાર બોલ્યા વિના સ્તબ્ધ થઇ ગયો પછી તતખર શોધી કાઢીને કહેવા લાગ્યો કે ] પ્યારી ! તમારૂ બોલવું વ્યાજબી છે. છે. પણ હવે તેણીનો હાથ ઝાલ્યો છે તે શું હવે છોડી દેવાય ખરો કે ! તમેજ વિચાર કરો.

**ભટિયાંણીજી**—ભલે જે થયું તે થયું. પણ હમણા આઠ દીવશ સુધી તો હું તેને ઘેર નહી જવા દઉં:—શું ! તુરત પરણીને લાવ્યા તેથી ત્યાં જવું બનેકે ?

**રાણાજી**—પ્યારી ! તમારૂ મન દુભાવીને હું કંઇજ કામ કરવાનો નથી. પણ મને વચન આપો કે આઠ દી-વશ પછી તમને ત્યાં જવાની મારી પરવાનગી છે.

**ભટિયાંણીજી**—હા. કબુલ છે. લ્યો આ વચન, (એમ કહીને રાણાને વચન આપે છે. ]

**રાણાજી**—કેમ હવે વિંછીનો ડંખ ઉતરી ગયો કે ?

**ભટિયાંણીજી**—( સ્મિત હાસ્યથી) પ્યારા! એ વીછીનો ડંખ માત્ર આઠ દીવશને માટેજ ઉતરી ગયો છે. પણ વ્હાલા નાથ ! આપ દરરોજ મ્હારી પાસે આવીને કદી ત્યાં જશો તો મને ખોટુ નથી લાગે. પણ તે સઘળુ આઠ દીવશ પછી.

**રાણાજી**—વારૂ બહુ સારૂ. તમારૂ બોલવું હું કબુલ રાખુછું.

**ભટિયાંણીજી**—( પ્રેમથી રાણાજીના કંઠમાં પોતાનો હસ્તકમળ નાંખીને પ્યાર બતાવતી; અને આનંદ આવેશથી કહે છે

**પીલુ**

નિર્મળ પ્યાર મુજથી પ્રભુ કરીયે,
મનની મલિનતા હવે પર હરીયે.—નિર્મળ

આ અબળા તવ ચરણુની દાશી.
તે પર પ્રેમી થઇ ચિત હરિયે—નિર્મળ
તમથી અધિક મ્હારે અફર નથી કંઈ,
સત્ય કહું છું તે અંતર ધરિયે—નિર્મળ.
મન ભીના મમ પ્રાણ પતિ અહો
હર્ષદ રંગમાં નિશ દિન તરીયે—નિર્મળ.

**રાણાજી**—હે સલુણી ! હું તારા અંતઃકરણને ખિન્ન નહિ કરૂ; તે માટે હું કહુ છું કે.

**ગાયન ઉપર મુજબ**

**પીલુ.**

ફિકર ન કરતુ અહો રતનારી,
તું છે અધિક મમ પ્રાણથી પ્યારી.
ફિકર ન કરતું.—૧
મનહર મુખ ત્હારૂ મમ હ્રદયે વસ્યું;
તુજ પ્રેમે હું બંધાયો છું પ્યારી.
ફિકર ન કરતું—૨
જયમ તું કહિશ ત્યમ કરિશ જરૂર હું.
કદિ નહિ વિસરૂં હું આ છબિ ત્હારી.
ફિકર ન કરતું.—૩
શું કહું અધિક અહો અલબેલી,
બોલ્યો છું મન થકી વચન વિચારી.
ફિકર ન કરતું—૪.

---

રાણાજીએ ભટિયાંણીજીનું મન શાંતવન કર્યું. અને ભટીયાંણીજીએ રાણાજીને પોતાના અવાસમાંજ રોકયા; જેમ ભમરો કમળમાં ભરાઇ ગએલો બાહેર નિકળી શકતો નથી તેમ રાણોજી આઠ દીવસને માટે માનીતા અવાસમાં

રોકાયો પણ પોતે પોતાના મનમાં સંકોચ પાંમવા લાગ્યો; અને વિચાર કરવા લાગ્યો કે રખેને મીરાંબાઇના મનમાં ક્ષોભ ઉત્પન્ન થાય, તે અલબેલીને હું ક્યારે મળીશ! અરેરે. આ બ્રહ્મહત્યા અને વચમાંજ નડી; વળી તેણીને મ્હેં વચન આપીને માનીતી કરી છે. વળી તેંણીને મ્હેં મારા હાથની હથેલીમાં નચાવી છે. વળિ તેણીના પ્યારમાં હું કેવળ ગર્ક થઈ ગયો હતો. એટલુંજ નહી પણ તેણીની સાથેના વીલાસથી બીજી છ રાંણીયોને ઘેર હું ગયોજ નથી, આ પ્રમાણે તેણીંનું સાચવેલું માન આઠ દીવશને માટે તદન બેશરમ અને નિર્દય થઇને તોડી નાંખવું એ યોગ્ય નથી, આ પ્રમાણે વીચાર કરીને મીરાંબાઈના અવાસ તરફ એક દાશીને મોકલીને કહાવ્યું કે રાણોજી આજથી નવમે દીવશે તમારી પાસે આવશે. અને જ્યારે આવવાનું હશે. તે પેહેલાં તમને ખબર આપવામાં આવશે આ પ્રમાણે કેહેવરાવીને રાંણોજી નિશ્ચિંતથી ભટિયાંણીજીને ત્યાંજ રોકાયો.

પેલો વિજયધ્વઢનો મદનસિંહ. દરબારી અમીરોની મારફ તે રાંણાજીની ભેટ મેળવીને તે તેણે રાણાજીનું મન ખુશ કરી નાંખ્યું હતું તેથી. રાણાજીએ તેને પોતાની પાસે ખાનગી સલાહકાર તરીકે રાખ્યો હતો; જેમાં તેંણે રાંણાજીની માર્ફતે મીરાંબાઇને પ્રસંગે પ્રશંગે મળવાની તક જોવાની ઈચ્છા રાખતો હતો.



# પ્રકરણ ૮ મું.

## મીરાંબાઇનો અવાસ

---

### રાજ્યમાતાનું આવવું
### તેમાં
### ભજનની ધુન.

---



જે દીવસે લગ્ન થયું તે દીવશે બાર ઉપર એ વાગે હજુરની માનીતી ભટીયાંણીજી તરફની દાસીયે મીરાંબાઇને સંદેશો કહ્યો કે રાણાજી આજથી નવમે દીવસે તમારા અવાશમાં આવશે; આ પ્રમાણે કહીને દાસી ચાલી ગઇ હતી, તેથી મીરાંબાઇને ઘણોજ આનંદ થયો હતો " ભલુ થયું ભાગી જંજાળ સુખે ભજીશું શ્રી ગોપાળ " આ પ્રમાણે મીરાંબાઇના મનમાં સુખ થયું. અને આઠ દીવસ સુધી નિવૃત્તથી હરિકીર્તન થશે. એ પરંલાભ પામવા માટે મીરાંબાઇના હ્રદયમાં હર્ષની તમામ કળીયો ખીલવવા લાગી;

મીરાંબાઇએ પોતાના અવાસમાં એક મોટા તાકામાં સુશોભિત સીંહાસન ગોઠવીને તેમાં શાળીગ્રામ પધરાવ્યા હતા; અને તેની આજુબાજુ ભરગચ્છીના મોટા પડદા બનાવ્યા હતા, વળી તે દેવ સેવા આગળ નિરંતર ધુપદાનમાં અગરબત્તિ બળ્યાંજ કરતી હતી; વળી બન્યો બાજુ ઘ્રતના દીપકની જ્યોતો અખંડ રહેતી હતી. તે સુશોભિત મંદીરની બીજી બાજુએ ઢોલક, તંબુર રાખવામાં આવ્યાં હતાં, તે

મ.' પાંચદશ ખીટીયો ઉપર મંજીરા ભરાવી મુકવામાં આવ્યા હતા. શાળીગ્રામજી આગળ નાચ કરવાને માટે પગમાં બાંધવાના રણકાર ઘુઘરા પણ ગોઠવેલા હતા; એક બાજુએ ગોપીચંદનની કોથળી ભરી મુકેલી હતી. તે શીવાય તુળશીની માળાઓના હારડા એ ત્રણ ખીટીયો ઉપર ભરાવી મુકયા હતા; સઘળા દાશદાસીયો મીરાંબાઇની આજ્ઞામાં હતા; તોપણ મીરાંબાઇ પાસે ચિતોડગઢ રાજદ્વારની બેત્રણ વડારણો (દાશીયો) થતી ચિકિત્સા તથા હીલચાલ જાણવાને માટે રાણાજી તરફથી રાખવામાં આવી હતી.

આજે પ્રાતઃકાળમાં નિત્ય નિયમ પ્રમાણે શાળીગ્રામનું પૂજન થયું. ત્યારબાદ મીરાંબાઇએ પોતાના પગમાં ઘુઘરા બાંધીને, અને હાથમાં તંબુર લઇને નાચ કરવાનું કામ શરૂ કર્યું; આ વખતે સફેત મલમલનો સાળુ પહેર્યો હતો. વળી કપાળમાં ગોપીચંદનનું ઉભું તિલક કર્યું હતું. કંઠમાં તુળસીની માળાઓ દસબાર પેહેરેલી હતી.

## ભજન.

અકળ કળા ન કળાણી ગુરૂજી તારી—એ રાહ.

પ્રભુ તે સઉના એક પ્રમાણોરેજી.
જુદા કદી નવ જાણો—પ્રભુ—ટેક.
ન્યારા ધર્મથી ઇશ્વર ન્યારા,
એવો વહેમ નવ આણો—પ્રભુ. ૧
મળે સર્વના ધર્મ શાસ્ત્રમાં
નીતીનો નીસાણો—પ્રભુ. ૨
સકળ જગતપર સમ દ્રષ્ટી છે,
રંક નહી કોઇ રાણો.—પ્રભુ. ૩
કહે મીરાંબાઈ નિજ કૃત્ય પ્રમાણે,
માનવ સુખ દુઃખ માનો—પ્રભુ. ૪

શાળીગ્રામ દેવના સન્મુખ જેમ મયુર નૃત્ય કરે છે તેમ નૃત્ય કરવાનો આરંભ કર્યો; ઉત્તમ પ્રકારના સ્વરથી ભૈરવી રાહનું પદ શરૂ કર્યું; તે સાથે ઢોલક બજાવનારી પોતાના પીયર પક્ષની દાસીયોએ ઢોલક ઉપર થાપ મારવા લાગી, બીજી રહેલી પાંચસાત દાસીયોએ હાથમાં મંજીરા લઇને વગાડવાને શરૂ કર્યા; તાન ઉપર તાન અને ટીપ ઉપર ટીપ ચલાવવા માંડી. આ વખતે મીરાંબાઇનું ધ્યાન શ્રી રાધા કૃષ્ણની મૂર્તિ કે મૂર્તિ પોતાના અંતરમાં રાખી છે તે ઉપર હતું અને તે ધ્યાન સાક્ષાત શાળીગ્રામજીની જગોએ સ્થીત કરીને આનંદમાં મગ્ન થએલી એજ ઠેકાણે ઉભી કરી રહેલી નૃત્ય કરતી હતી. આ વખતે મીરાંબાઇના મનને સારૂ લગાડનારા સેવકો ઢોલક ઉપર તાલ પ્રમાણે થાપ મારતા હતા. અને મંજીરા પણ તેજ ધરણમાં રણકાર કરી રહ્યા હતા. વળી તે સમગ્ર તાલરંગમાં મીરાંબાઇના પગની રમક ઠમક અને ઠણક કોઇ ઔરજ રંગઢંગની થઇ રહી હતી.

આ સઘળો તમાસો જોનારી રાણીજીની વિશ્વાસુ વડારણો એ ત્રણ હતી તેમને બીલકુલ સારૂ લાગ્યું નહિ; તેથી તે ત્રણ વડારણમાંથી એક વડારૂણ રાજ્યમાતાની પાસે જઈ પોહોચી. અને તુરતા તુરત ખબર આપી કે માજી ! આ વખતે આપને કૌતક જોવાની ઇચ્છા હોયતો હમણાંને હમણાં શ્રી મીરાંબાઈ રાણીને અવાસ ચાલો પણ વિલંબ ન થવી જોઇએ.

રાજમાતાએ સંભ્રમ ( ભ્રમિત ) થઇને પુછ્યું કે એવું તે શું જોવાનુ છે ? બોલની ! ખુલાસો કરની ! આમ તાબુત જેવી ઉભી શું રહે છે ?

વડાકરણદાસી બોલી કે તે મીરાંબાઇએ ધોળુ લુગડું પહેર્યું છે. વળી કપાળમાં ગોપીચંદનનું ઉભુ તિલક કર્યું છે.

તે સાથે તેમની પાસે શાળીગ્રાંમની સેવા છે. તે પૂજન સાંમ્હેં હાથમાં તંબુરો લઇને નાચે છે. હે માજી! ઘુઘરાનો અને ખડતાલ તથા મંજીરાનો નાદ તો અહિયાં સુધી પણ સંભળાય છે. જુવો અને સાંભળો, કેમ ખરૂ કે નહિ? રાજમાતાએ કાન દઇને સાંભળ્યું. અને તે તમામ રચના જોવાની રાજ્યમાતાને પણ ઇચ્છા થઇ તેથી તે પણ બને તેમ ઉતાવળ કરીને આવેલી વડારણ્ જોડે મીરાંબાઇના અવાસમાં રાજ્યમાતા જઇ પહોચ્યા.

આ વખતે તો ખરેખરો રંગ લુમ્યો હતો;-મિરાંબાઇનું ધ્યાન તો કેવળ એકાગ્રજ થયું હતું; છતાં ભલે કદી આ વખતે કોઇ શત્રુ આવીને શિરચ્છેદ કરી જાય તો તેનું પણ ભાન નહોતું. તો પછી આ વખતે મિરાંબાઇની પુજનીક સાસુ અર્થાત રાજ્ય માતા આવ્યાં છે અને તે એક બાજુએ બેઠાં છે છતાં તેમના સામે કોણ જુવે? આ વખતે મિરાંબાઇ સંસારીક વ્યવહાર ને બંધાવલી નહોતી જો કે તે પવિત્ર મીરાં સંસાર બંધનથી દુર હતી તોપણ માબાપે તેણીની મરજી વિરૂદ્ધ-મોહ પામેલા રાણાને સોંપી તેમાં કંઇ ઇલાજ નહતો. પણ કોણ જાણે તેમ થવામાં કદિ શ્રી કૃષ્ણ પરમાત્માની ઇચ્છા હશે તો કેમ? એ સમજવાનું છે.

વારૂ હવે રાજમાતા, પોતાના, મનમાં અનેક પ્રકારના વિચારમાં મુઝામણ પામતિ તમામ તમાસો જોવાને માટે ખાસ કરીને મિરાંબાઇના સાંમ્હેજ બેઠી હતી. કે જેમાં તેણીનું, ગાયન, તેણીની ઠમક. અને તેણીની સઘળી હીલચાલ પુરેપુરી રીતે જોવામાં આવી શકે.

આ તરફ રાજ્ય માતાએ વિચાર કર્યો કે મિરાંબાઈ ગુમાન ભરેલી છે, કેમકે તેણીએ મને બિલકુલ આવકાર

પણ કર્યો નહીં;–એમ સમઝીને રાજ્યમાતાને માઠું લાગ્યું ' હવે બીજી તરફ જોઇએ છીએ ત્યારે તે શ્રી કૃષ્ણ ભગવાનના ધ્યાનને ધારવામાં લીન થઈ ગએલી મીરાંબાઈ આવેલાં રાજ્યમાતાને જોઇ શક્યાં નહોતા; તેથી મીરાંબાઇના નિખાલસ અને પવિત્ર સ્વભાવ ઉપર રાજ્યમાતા તરફનો નકામો આરોપ હતો વળિ કદાચ રાજરૂઢી પ્રમાણે તે તમામ રચના યોગ્ય નથી એમ કદી માનીયે તો પણ વાસ્તવિક છે;

મિરાંબાઈ નૃત્ય કરતી તંબુરો બજાવતી ભૈરવની ઠુમરી અને ભૈરવી રાગણી છેડતી હતી તેની શોભામાં કંઈજ પાર રહ્યો નહોતો.

આ વખતે વાહ, વાહ, વાહ, વાહ, થઇ રહી હતી. વળી મીરાંબાઇએ ફરીથી ગાયન શરૂ કરવા માંડ્યું.

## ગાયન.

## ભૈરવ રાગની ઠુમરી.

કોઇ સબ દિન બાજે મુદંગવા—( ૨ )

એ ઢબ.

હુંતો સાંવરી સુરત પર જાઉ વારી
ગિરિવર કરધારી હિતકારી બલીહારી. હુંતો૦
પરમ કૃપા મમ ઉપર કીજે
દીન દાશીને દરશન દીજે
મધુરી મુરત મને લાગે પ્યારી પ્યારી. હુંતો૦
મીરાંબાઇના મન મોહન પ્યારા,
શું અધિકા ગુણ ગાઉ તમારા,
હરશદ જન મંહી છબી વસનારી. હુંતો૦

આટલું ગાયન ગાયા પછી મીરાંબાઇની નજર આજુ બાજુ બેઠેલા લોકો ઉપર ગઇ ત્યારે તો મીરાંબાઇએ રાજ્યમાતાને તે મંડળીમા જોયાં; જોતાં જ તેમની ખબર મીરાંબાઇએ પુછી આ વખતે રાજ્યમાતાનો મિજાજ જતો રહ્યો હતો. તેથી મીરાંબાઇને કહ્યું કે શું તમે ચીતોડગઢની રાજ ધદીમાં ભક્તાણું કરવા આવ્યાં છો કે?

**મીરાંબાઇ**—માજી! મને તો ઇશ્વર ભજન કરવાની ટેવ છે છતાં આપને ખોટું કેમ લાગતું હશે?

**રાજ્યમાતા**—ખોટું કેમ ન લાગે! તમે તો અત્યારે રાંણી છો, છતાં ઉત્તમ આભુષણનો ત્યાગ કરીને કપાળમાં ગોપીચંદનનું ઉભું ટીલું સાધુ રાંમની પેઠે કર્યું છે તે શું ઠીક દેખાય છે કે?

**મીરાંબાઇ**—માજી? મ્હારે કોહોને ઠીક દેખાડવું છે?

**રાજ્યમાતા**—તાહારા પતિ. રાણાજીને, સમજી કે! માહારો પુત્ર કાંઇ સાધુરામ નથી કે તમારાં ગોપીચંદનના ઉભાં ટીલાં જોઇને ખુશી થાય.

**મીરાંબાઈ**—માહારો પ્રાણપતી તો શ્રી કૃષ્ણપરમાત્મા છે; અને તેમજ હું આ તનમન અને ધનથી વરી ચુકી છું; વળી આ ગોપીચંદનના તિલકથી મ્હારો પ્રાણ શ્રી કૃષ્ણચંદ્ર છે તે મોહ પામે છે.

**રાજ્યમાતા**—તમારા જેવાં જોબનમાં મસ્ત છકેલાં ઉપર શ્રી કૃષ્ણભગવાન મોહ પામતા હશે ખરૂ કે!

**મીરાંબાઇ**—માજી! આપતો વૃદ્ધ છો અને હુંતો આપનું બાળક છું. પણ વિનંતી કરીને કહું છું કે, જોબનમાં મસ્ત થએલી ગોકુળની વ્રજનારીયોના નિર્મળ પ્રેમને શ્રી કૃષ્ણપરમાત્મા વશ થયા હતા.

**રાજ્યમાતા**—ત્યારે તો તમારી ગોપીકા જેવી નિર્મળ વૃત્તિ હશે ખરૂ કે? અરે ઘેહેલી વહુ? તમને આહાવો બોધ કયા મુર્ખ સાધુએ આપ્યો છે? છતાં સ્વામીએ રાંડી રાંડના સફેત વસ્ત્ર પેહેરીને, ગોપીચંદન લગાડવું, અને વેસ્યાની માફક નાચવું, એ શું રાજ્ય રાંણીનો ધર્મ છે કે?

**મીરાંબાઇ**—માજી! શ્રી કૃષ્ણપરમાત્મા પ્રત્યેનો મસ્ત પ્રેમ તેવોજ છે. કે તે પ્રેમમાં રૂઢીની કે સગાબાઇની કે માબાપની, કે પોતાના પરણુત ધણીની કે લૌકીક વ્યવહારની પણ પરવા રાખવામાં આવતી નથી

**રાજ્યમાતા**—ઠીક ઠીક ત્યારે તો તમે રાણાજીની પણ પરવાઇ નહિ રાખવાની ઇચ્છા રાખતાં હશો. ખરૂં કે!

**મીરાંબાઇ**—હે માજી! તે રાણાજીને તો હું શ્રીકૃષ્ણ પરમાત્માના સના સમજુ છું. અને બીજે રસ્તે તમને હું માહારી બેહેનપણી સખી સમજું છું. પણ તે જ્યારે આ શ્રી કૃષ્ણપરમાત્માની આગળ પગમાં ઘુઘરા બાંધીને મારી સાથે નાચે, અને ગાય. ત્યારેજ તે સખી. પદવીને લાયક હું માનું?

**રાજ્યમાતા**—તમે તો નષ્ટ અને છેક નિર્લજ થઇને નાચોછો, છતાં તેમાં વળી રાણાજીને પણ તમારા જેવા ભગત કરવાની ઇચ્છા હશે ખરૂ કે?

**મીરાંબાઇ**—માંજી સાહેબ! જો કે આપના કહેવા પ્રમાણે શ્રી કૃષ્ણના ભક્ત થાય તો પછી આનંદમાં બાકી શી રહી?

**રાજ્યમાતા**—( કરોધ કરીને ) હે વહુજી! તમે આ સઘળો ઢોંગ કાઢી નાખો નહિ. તો રાણાજીનો કોપ થશે અને તેનો પરીણામ સારો નહી નીકળે;

**મીરાંબાઇ**—માતુશ્રી ! માહારે તો અવલથી તે આખર સુધીનો પરીણામ સારોજ માનું છું, અને સરખોજ સમજુ છું કેમકે હું દુઃખ સુખને માનતીજ નથી.

**રાજ્યમાતા**—રંગછેરે વહુજી ! હું આગ્ના કરૂં છું કે, આ વેશ બદલીને રાણીનો પોશાક પેહેરો અને આ સઘળું તોફાન છોડી દો.

**મીરાંબાઇ**—હે માતુશ્રી ! રાણીનો વેશ પેહેરીને માહારે કોહોને બતાવવો છે ! કોહોને રીઝાવવો છે ! જેને રીઝાવવો છે તેને તો હું આ પ્રમાણે નાચી કુદીને તથા આનંદ મેળવીને પણ ભગવાનને રીઝાવું છું.

**રાજ્યમાતા**—શું શ્રીકૃષ્ણ ભગવાંન નાચ્યા કુદયા વીના ભક્તીથી પ્રસન્ન થતા નથી ? શું મોટા મોટા મહાત્મા અને યોગેશ્વરો હાથમાં ખડતાલ પકડીને નાચે છે ? અરે ઘેહેલી વહુ ! પૂર્વે પતીવ્રત પાળનારી સતીયો જેમ કે દ્રપતી, અહલ્યા તારા, મંદોદરી, વૃંદા, વીગેરે થઇ ગઇયો. તો શું તે સાધવી સ્ત્રીયો તમારી માફક ગોપીચંદનનું ઉભું ટીલું કરતાં હતાં કે ધોળુ લુગડું પેહેરતાં હતાં ? અરે ! આહાવું તોફાન તો મ્હેં ક્યાંએ જોયું નથી; ખબરદાર જો આ રાજ્યઘદીમાં આ પ્રમાણે ભક્તાંણું મચાવ્યું તો ! શું કાંઈ ચિતોડઘડના રાજ્યને લાંછન લગાડવું છે કે ? અત્યારે તમારી જુવાની પ્રમાણે આહાવી ઢોંગ ભક્તિ શોભતી નથી; સમઝયાં કે ?

**મીરાંબાઇ**—હે માતા ! હું તો માહા પાપી અને અધર્મ કર્મની કરનારી નીચછું. માટેજ આ ઢોંગ ભક્તિ કરૂંછું વળિ એજ ઢોંગ ભક્તિ કરતાં કરતાં કાળે કરીને સાચી ભક્તિ થઇ જશે; કદાચ આમ કરવામાં આપની રાજગઢીમાં

લાંચ્છન લાગતું હોય તો આ રાજગદ્દીની મર્યાદા બાહેર મને રહેવાને માટે અવાસ આપો તો ઠીક; પણ માતાજી! આપ અત્રે પધાર્યા છો તેથી બીજાં કીર્તન વીશેષ સંભળાવવાની મને ઉલટ થઇ છે; માટે આપ નીશ્ચિંત થઇને સાંભળો.

ભજન.

**તાલ દીપચંદી.**

પ્રેમની ભરી સુરતી લાગે છે મુને પ્યારીરે.

**એ રાગ.**

આજ તો મારા મનડાની મટી છે ઉદાસીરે,
આપે મલ્યા અવીનાસીરે હરી, અવીનાસી—ટેક.
સદગુરૂ બોધથી સુરતા લગાડીરે,
તનડામાં જોયું છે તપાસીરે;
ઓળખાણા આતમ રામ અનાદિ,
વાલોજી ઘટડાનાં વાસીરે- આપે મલ્યા ૧
માયાના પડદામાં જોયા નહી મોહનને,
ભક્તી સુરતી મુને ભાસીરે;
ગુણના સાગર દલડું ગુંથાણું તારે,
નગણાંની પ્રીતી હવે નાસીરે. આપે મલ્યા ૨
ત્રીવીધીના તાપની ઝાળ ઝંપાણીરે,
હરદમ પ્રેમમાં હુલાસીરે;
રંગના વીલાસી સાથે હસ્તાં ને રમતાં,
વરતી થઇ છે વીસવાસીરે. આપે મલ્યા. ૩
અનુભવથી થયું અચળ એહવાતન,
દ્વારમાં નવેનીધી દાસીરે;
કહે મીરાંબાઈ એક પ્રભુજીને પામતાં.
ફરવી મટી છે ચોગાશીરે. આપે મલ્યા. ૪

એમ કહીને મીરાંબાઇએ રાજમાતાના કટુક અને કડક

શબ્દો ઉપર દરકાર ન રાખતાં ફરીથી ગાયન કરવાનો આરંભ કર્યો. અને તંબુર ઉપર તર્જની આંગળી ફેરવવા માંડી, તે સાથે તંતુ વાદ્યસુરની સાથે પોતાના સ્વચ્છ સુરને મેળવવા માંડ્યો. શ્રી કૃષ્ણ પરમાત્માના ધ્યાનમાં લીન થએલી હર્ષઘેલી મીરાબાઇએ પગના ઘુઘરાનો ઠણકાર કરવા માંડ્યો; હાથથી હાવભાવ બતાવી. મંદીરમાં બીરાજેલા શાળિગ્રામ તરફ એક દ્રષ્ટી કરી અને ગાયન બોલવા લાગી.

### ગાયન.

### ભેરવી.

ભલા હુવા મોરી મટકી ફુટી દધ બેચનસેં છુટી

### એરાગ.

દેવકિનંદન જગવંદન મુરલીધર મોહન પ્યારે,
મુરલીધર મન મોહન પ્યારે જાઉં સદા બલીહારે;
દેવકીનંદન.

ગ્વાલ વધુ ચીત ચોરક નટવર,
ગોવર્ધન ધારી રાધાવર,
મોર મુકુટ મકરાકૃત કુંડલ કેવલ આનંદકારે,
દેવકીનંદન૦

મનમોહન વૃજનાથ રસીલા,
મુજ મંદિરમાં વસ્યા છબીલા,
મીરાંબાઈ મોહીત કરી હર્ષદ નયણુ તણા છો તારે.
દેવકીનંદન૦

આટલુ ગાયન કરીને થોડીકવાર નેત્ર મીંચી દીધાં, પછી આનંદના આવેશમાં તંબુરાના તાર ઉપર તર્જની આંગળીની ઠણક કરીને પ્રભુ પ્રત્યે કહેવા લાગી કે મ્હારા પ્રાણપ્યારા કાન્હ ? આ દાશીનું તો તમેજ ચીત ચોર્યું છે એટલુંજ કહીને વળી ફરીથી ગાયન કરે છે.

## ભૈરવી.

### ગાયન.

ભર ડગલુ ન એકે સમઝી રહે દુર.

### એ રાગ.

ચીત ચોર્યું મ્હારૂં છેલા છબીલા ઘનસ્યામ,
ગુણ નીધાન પ્રભુ છો મનહર,
નહિ તુજ વિણ કોઇપણુ મુજવિશ્રામ,
ચિત ચોર્યું મ્હારૂ છેલા.
રંક છું તવ ચરણુ દાશી,
સદાછું તવ શરણુ દાશી,
પ્રેજ કર ઝાલો—નીશદીન પાળો;
અહો દયાનીધિ મ્હારા પ્રાણ.
તમવિણુ નહી ક્ષણુ રહેવાય,
સત્ય કહું સુણો યદુરાય.
ચોર્યું મ્હારૂ છેલા ગુણુનિધાન.

આટલું ગાયન કર્યા પછી મીરાંબાઇએ સ્મિતહાસ્યથી રાજમાતા તરફ દ્રષ્ટી કરીને કહ્યું કે માજી! આપ મારા ઉપર કૃપાકરીને અત્રે પધાર્યા તેથી શ્રીકૃષ્ણુ પરમાત્માનાં બે કિર્તન વિશેષ આપને સંભળાવ્યાં અને તેથી આપને પણુ આનંદ થયોજ હશે;

દાઝયા ઉપર ડાંહામ જેવો શબ્દ રાજમાતાને લાગ્યો; મુળથીજ આ દેખાવ અને રીતભાત જોઇને રાજમાતાને ક્રોધ તો ચઢયોજ હતો છતાં તે ક્રોધરૂપી અગ્નિમાં ઘીઇ હોમ્યા જેવા શબ્દો મીરાંબાઇ તરફના રાજમાતાને લાગ્યા, ડોસીનાં નેત્ર લાલચોળ થઇ ગયાં, વળી એકીવખતે મીરાંબાઇના મેઢા તરફ ટગર ટગર જોવા લાગી; તે સાથે

ચીતોડગઢ રાજ્ય ગદ્દીની ત્રણચાર વડારણો પણ એવીજ ઇર્ષા દ્રષ્ટિથી નજર કરવા લાગી; છતાં તે ઉપર દરકાર નહિ રાખતાં ફરીથી મીરાંબાઇ પોતાની દાશી પ્રત્યે બોલી કે ! અરે ગુલાબ ! આપણાં શિરછત્ર વડિલ માતુશ્રી અતરે પધાર્યા છે માટે તેમને શ્રીકૃષ્ણ પરમાત્માનો પ્રસાદ આપો કે એથી આનંદ થાય.

મીરાંબાઇની આજ્ઞા પ્રમાણે ચાંદીના ટાટમાં મગદળના લાડુ બદામ, પિસ્તાં, ચારોળી, દ્રાક્ષ, સાકર, તુળશીનાં પાંદડાં તથા તુળશીની પાંચ સાત માળાઓ ગોપીચંદન, ઇત્યાદિ ગોઠવીને રાજમાતાના મુખ આગળ રજુ કર્યું.

રાજમાતાને જો કે ક્રોધ ચઢ્યો હતો તથા પોતાને યોગ્ય માન નહિ મળવાથી ઘણુંજ ખોટું લાગ્યું હતું ખરૂ, તો પણ પ્રસાદનો ટાટ આગ્રહ કરાવ્યાવિના પોતે લીધો વળી તે પ્રસાદ લેવાનું કારણ એજ હતું કે પોતાના પુત્ર રાણાજીને બનેલી તથા જોયેલી વાત જાહેર કરીને ટાટમાંનો પ્રસાદ તથા ગોપીચંદનના કકડા અને તુળશીની માળાઓ પ્રત્યક્ષ બતાવવાને ઠીક પડે, એમ સમજીને તે પ્રસાદ રાજમાતાએ તુરતજ ઉઠાવી લીધો અને પોતાની વડારણોના હાથમાં તે ટાટ આપ્યો; પછી તુરતજ બોલ્યાચાલ્યા વીના રાજમાતા રોશમાંને રોશમાં ચાલ્યાં ગયાં.

આ ઠેકાણે પ્રાતઃકાળનું ભજન બે કલાક સુધીનું હતું તે પુરૂ થઇ ગયું; પછી ભોજન વ્યંતી થવાથી થાળ પીરસાવીને અને દેવને ધરાવીને મીરાંબાઈ પોતાના માણસો સહવર્તમાન ભોજન કરવા બેઠી;

આ પ્રમાણે દરરોજ મીરાંબાઇના અવાસમાં નાટારંગ થઇ રહેતો હતો, તેમજ મીરાંબાઈ શ્રીકૃષ્ણ પરમાત્માની ભાક્ત બળને લીધે કેવળ નીડર રહેતી હતી.

---

# પ્રકરણ ૯ મું.

## કુંભારાણાનો મોહ.

પછી

## પ્રગટ થતો દ્રોહ.



ભટિયાણીજીના અવાસમાં કુંભોરાણો રહે છે એ વાત રાજ્ય માતાના અજાંણુમાં નહોતી; તેથી માતુશ્રી એજ દીવશે સાંજના ચાર વાગ્યાના સુમારે. પ્રસાદીનો ટાટ લઇને ભટિયાંણીના અવાસમાં ગયાં.

રાજ્યમાતા: ઉપર પધારે છે એવી ખબર દાશીથી જાણુવામાં આવ્યે ભટિયાંણીજી અને રાણો એ બેઉ એકાએક અચંબો પામીને સત્વરથી ઉભા થયાં અને તેમને, બેસવાનું ઉત્તમ આસન ગોઠવીને તુરત માતુશ્રીને મળવાને માટે તથા યોગ્ય આવકાર આપવાને માટે ઉલટથી સામ્હા ગયા માતાજી ધીરેધીરે મેડી ઉપર આવ્યાં એટલે તેમના ચરણુવિંદમાં રાણાએ અને ભટીયાણીજીએ મસ્તક નમાવ્યું એટલે રાજમાતાએ તેમને આશિર્વાદ દીધો; માતાજીનો હાથ પકડીને રાણાજીએ તેમને સુર્વણુના આસન ઉપર બેસાડયાં; માતાજીએ તો આવતાં વાંત પોતે મિરાંબાઇને ત્યાં ગયાં હતાં. અને જે કંઇ નજરે જોવામાં આવ્યું તથા મીરાંબાઇ તરફથી જેજે જવાબ મલ્યા તે તમામ હકીકત વીગતવાર રાણાજીને કહી દીધી. અને તેના પ્રત્યક્ષ પુરાવામાં મીરાંબાઈ તરફથી જે પ્રસાદીનો ટાટ મલ્યો હતો તે રાણાજીને બતાવ્યો જેમાં મગદળ અને મેવા વીગેરે હતા

તે ઉપર દ્રષ્ટી ન જતાં ગોપીચંદનની પોટકી અને તુલસી ની માળા ઉપર નજર કરીને રાજ્ય માતાએ એ બાબતનું વીશેષ વિવેચન કર્યું;

રાજયમાતાના મુખથી સઘળી હકીકત સાંભળીને કુંભો રાંણો મોટા વિચારના વાદળમાં ગુંથાયો. અને બોલ્યા વિનાનો કેટલીકવાર સ્તબ્ધ થઇ ગયો.

એટલામાં ભટીયાંણીજી બોલી ઉઠી કે માજી સફેત કપડું અંગ ઉપર ધારણ કરવું. અને ગોપીચંદનનું તિલક ઉભુ કરવું એ સૌભાગ્યવંતિ સ્ત્રીનાં ચીન્હ નથી. જુવોને ! છતે સ્વામીએ જયારે આહાવું કરે ત્યારે તે કેવું દેખાય ! માજી,! એવી સ્ત્રીથી તો પોતાના પતિનો પણ આયુર્બળ ઓછો થાય,વચમાંથી કાશ કાઢવાને ભટિયાંણીજીએ પાયો રચ્યો.

**રાજયમાતા**—[ભટીયાંણીજી પ્રત્યે ] હા, તમારૂં કહેવું વ્યાજબી છે પણ બીજી શી વાત કહું કાંઈ કહેવાનીજ નથી.

**ભટીયાંણીજી**—શા માટે કહેવી ન જોઇએ ! માજી ! મ્હારા સમ, કહો, કદાચ ન કહો તો રાણાજીના જાણવામાં કેમ આવે ?

**રાજયમાતા**—અરે ! હું ત્યાં ગઇ. પણ મને એમ પણ કહ્યું નહી કે આવો માજી; એતો મસ્ત બની ગએલી હાથમાં તંબુર પકડીને ગાયનજ કરતી હતી. કહો જોઇએ મને માઠું ન લાગે !

**ભટીયાણીજી**—હા કેમ ન લાગે ! એ શું કાંઇ નાંની સુની વાત છે ! શુ તે છેક બાળક છે ? જ્યારે મોટી કવિતા બનાવે છે. અને જ્યારે હરીકીર્તનમાં ભક્તાણી થઇને એટલી બધી ડાહાપણ વાળી થઇ ગઇ છે ત્યારે આદર

માન આપવાનો વીવેક શું તે નહી સમજતી હોય કે ? પણ એતો ખતંગાઇ; [ આમ વાત કરીને રાંણાજીના હૃદયમાં રોપ ઉત્પન્ન કરવાનો ઘાટ ભટીયાંણીજીએ કર્યો.

**રાજયમાતા**—તમારૂ બોલવું વ્યાજબી છે. આપણી રાજયઠીમાં આહાવું તોફાન શોભેજ નહી,

**ભટીયાંણીજી**—અરે એવું તે શોભે કે ! વેશ્યાની માફક પગમાં ઘુઘરા બાંધવા. અને નાચવું તથા તંબુરો હાથમાં પકડીને ગાયન કરવું. તથા તે સાથે સુર મીલાવીને અને લટકો કરીને ગાવું, અને થેઇ થેઇ નાચીને રંગતાન જમાવવો એ તમામ શું રાણીનો ધર્મ છે ! કદાચ બીજા રાજ્યમાં આ વાત જાય તો આપણી કીર્તીને કેટલું બધું કલંગ લાગે! ભટીયાંણીજીએ અગ્નીમાં ઘી હોમ્યું. [અને મનમાં સમજી કે આ વખતે ઠીક લાગઆવ્યો છે. અને તેમ થયાથી રાજાજીનો મોહ પણ ખશી જસે. અને મારા પ્રત્યેનો પ્રેમ પણ કાયમ રહેશે. ચાલ જીવ, કઇ થાય છે તે ઠીક થાય છે. એમ વીચાર કરીને ભટીયાંણીજી ઠાવકે મોઢે રાજ્યમાતાની વાતને મજબુત ટેકો આપતી જાય છે.

**રાંણાજી**—[ માતાજી તરફ દ્રષ્ટિ કરીને ] ઠીક છે, હું એ સંબંધી ચોકસ તપાસ કરીશ; હે માજી! ઠીક થયુ કે તમે મને ખબર આપી; અલબત, આપનું કહેવું સત્ય છે; માજી ! હવે હુંજ જાતે જઇને તપાસ કરવા ધારૂ છું જો કે તમે જે કંઇ કહો છો તે તમામ રજે રજ ખરૂજ માનુંછું. પણ તે સ્ત્રી જાતીને સિક્ષણ આપીને સારા પાયા ઉપર લાવી મુકવી એ આપણુંજ કામ છે વળી માહારા વિચારનો અંદાજ એ છે કે તેણીના માતપિતા રાધાકૃષ્ણના ભકત છે. તેથી જેવી હીલચાલ માતા પીતાની દેખે

તેવી હીલચાલ તેની સંતતી અર્થાત બાળક પણ શીખેછે. તેથી તે પોતાના પીયર પક્ષની હીલચાલને પકડી રહેલી છે. માટે તે તમામ હું તજાવી દઈશ; હજુ મ્હારે ત્યાં જવાને છ સાત દીવશ વચમાં બાકી છે. માજી ! તમે કંઇ ફિકર કરશો નહી; હુંજ તેણીને સિધ્ધે રસ્તે દોરીશ.

પોતાના પ્રિય પુત્રનું વચન સાંભળીને રાજમાતાને સંતોષ થયો. અને તેમાં તે માતા બોલી ઉઠી કે દીકરા ! તું કદી આજ કાલ તેણીની પાસે જાય તો શી હરકત છે!

**રાણાજી**—કંઇક હરકત નથી, જો કે આપની તેમજ આજ્ઞા છે તો હું આવતી કાલે ત્યાં જઈસ અને તમામ તમાસો જોઇશ.

**ભટીયાંણીજી**—અલબત, તે તમાસો જોવોજ જોઇએ. માતાજીનો વિચાર ઉત્તમ છે; વળી કહેવત છે કે કુમળા વૃક્ષને ખેંચી કાઢવાને વાર લાગતી નથી; પણ જ્યારે મોહ તિસ્તાર વાળુ વૃક્ષ થાય છે ત્યારે તેને કાપવાને મોટા કોહોવાડા જોઇએ છીએ; ( ભાટિયાંણીજીએ, મીરાંબાઇની ચિકિત્સા રાણાજીને પ્રત્યક્ષ બતાવવાને ટેકો આપે છે. )

રાજ્યમાતાએ રાણાજીનું બોલવું યથા યોગ્ય માન્યું પછી થોડીવાર થઈ એટલે પોતપોતાના અલગ અવાસમાં ગયાં તેમના ગયા પછી રાણાજી અને ભટિયાંણીજી વચ્ચે વાતચિત થવાની શારૂવાત થઇ, ભટિયાંણીજી પોતા ઉપર આવેલું સાલ કાઢી નાંખવાની તતબર કરીને રાણાજી પ્રત્યે કહેવા લાગી કે પ્રાણ પતિ ! મને તો એમ લાગે છે કે તે સોળ સતર વરસની ઉમરૂ વાળી મસ્ત થએલી મિરાંબાઇ છટેલ અને ઉખડેલી હોવી જોઇએ.

**રાણાજી**—પ્યારી ત્હેં એકાએક અનુભવ કર્યા વિના એમ શામાટે માન્યું ?

**ભટીયાંણીજી**—માતાજીના કહેવા ઉપરથી જે કોઈ દેખાવ નજરે પડે છે. તે કેવળ નિર્લજનોજ છે; જે સ્ત્રી પાતવ્રતા હોય તે સ્ત્રીના હૃદયમાં લજ્યા, નિતિ, વ્યવહાર પ્રેમ. રીતભાત ઇત્યાદીકનો વાસ હોયજ. પણ આમ જોતાં તે સ્ત્રીમાં કાઇ જણાતું નથી. તેતો કેવળ નિર્લજની માફક નાચે છે, અને કોઈની પણ દરકાર રાખતી નથી જુવોને ! આપની માતુશ્રીનું પણ ત્યાં અપમાન થયું કે નહી ! શું સતર વરસની ઉમર થઇ ત્યાં સુધી તેણીને કોઇ પ્રેમી યાર નહિ મળ્યો હોય કે ? શું તે કોઈના પ્રેમ પાશમાં નહિ ભીજાઈ હોય ! તમે તેણીનું મદમત્ત યોવન જોશો ત્યારેજ ખાત્રી થશે; મ્હેતો પોતેજ તેણીનાં ચપળ નેત્ર જોયાંજ છે; શું અતિ સ્વરૂપવાન સ્ત્રી કોઇના પણ સપાટામાં આવ્યા વિના રહે ખરી કે ? અરેરે ! હુતો પરમેશ્વર પાસે ધુળ ફાકીને એમજ કહુંછું કે આપની ચરણ રજથી મને છેટી રાખે નહી,

**રાણાજી**—હા ખરી વાત છે. તમારૂ બોલવું સત્યછે; પણ હવે તો મ્હારેજ તે વિષે પરિશ્રમ લેવો પડશે. હવે હું જોઉછું કે કઇ દીશાએ પાંણી વહે છે; પ્યારી ! તુ એમ સમજતીમાં કે હું પરીક્ષા કરવામાં કાચોછું.

માનીતી રાંણી અને રાણા વચ્ચે આ પ્રમાણે વાત ચિત થઇ ચુકી; પછી નિવ્રતિ વડે કરીને પોતાનો વખત આનંદમાં ગુમાવ્યો; પ્રાતકાળ થયો એટલે. રાણાજીએ સુંદિર અલંકાર અંગઉપરધારણ કર્યા;આ વખતે દસ વાગ્યાનો સુમાર હતો.અને એજ વખત મિરાંબાઇને ભજન કરવાના આરંભનો હતો તેથી તે તક સાચવવાને માટે રાણાજીએ પોતાના અંગ:

ઉપર મોહક શૃગાર ધારણ કર્યા હતા; આજે તો મીરાંબા-ઇના અવાસમાં જવું છે માટે ખુબ તાલમેલમાં બન્યા હતા તેમાં કોઇ કવિ કે પંડીત ભુલ કાઢી શકે તેમ નહોતું; આ વખતે થેઇકારનો શબ્દ સંભળાતો હતો, વળી ઢોલ મૃદંગજીનો નાદ ઝીણો ઝીણો કાને પડતો હતો, તે સાથે ઘુઘરીનો રણકાર અને ઝાંઝની ધ્વની પણ સંભળાતી હતી; તેથી રાણાજી મહારાજ તે સમય રચના જોવાને ભટીયાણીજીના મહેલમાંથી નીકળીને મીરાંબાઇના અવાસભણી ચાલ્યા ગયા.

રાણાજી નીચે ઉભા રહ્યા. અને એક દાસી ઉતાવળી ઉતાવળી ઉપરં જઇને મીરાંબાઇને કહેવા લાગી કે બા સાહેબ ! અત્યારે રાણાજી સાહેબ આપની પાસે આવવાને માટે નીચે ઉભા રહ્યા છે. તે સાંભળતાંજ જવાબ આપ્યો કે ભલે. પોતે પધારે આ અવાસ તેમનોજ છે. હું તો ભાડુવાત માફક રહેનારી વટેમાર્ગુ છું. એવું સાંભળીને દાશીયે રાણાજીને ખબર આપી.

રાણાજી અતિ સત્વરથી ઉપર જઇ પહોચ્યા. અને જે સભા જે ઠાઠથી ભરાયલી હતી તે સભામાં પોતે જઇને બેઠા.

આ વખતે મીરાંબાઇએ શ્વેત વસ્ત્ર ધારણ કરીને તથા ભાલ પ્રદેશમાં ગોપીચંદનનું ઉભુ તિલક કરીને, શ્રીકૃષ્ણ પરમાત્માનાં ભજન કહેવાને માટે પગમાં ઘુઘરા બાંધીને ઉભી રહેલી હતી. તેણીયે પોતાના પતિ રાણાજીને જોઇને કહ્યું કે આવો; પધારો, બેસો અને તમે પણ મ્હારા સંખા છો; તમે આ વખતે અહિંયાં પધાર્યા તેથી મને ઘણોજ આનંદ થયો છે; વળી તમે શ્રીકૃષ્ણપરંમાત્માની ભક્તિમાં ભાગ લેશો એવી હું સંપૂર્ણ આશા રાખું છું. આ દુનિયાં

નાશવંત છે. દેહ પણ નાશ પામનારો છે. વળી ઉપાર્જીત કરેલી મીલકત, અને સત્તા પણ અહિજ રહેવાની છે માટે હે રાજન્! આપણું સાર્થક તો નવધા ભક્તિમાંજ રહેલુંછે. કુંભોરાણો પોતાની માતુશ્રીના અનુભવ ઉપરથી ખાસ જોવાનેજ માટે આવેલો હતો તેથી તેણે મીરાંબાઇનું વચન સાંભળીને " વ્યાજબી કહોછો. " એમ કહીને પોતે ચુપકીથી ભજન સભામાં તમાસો જોવાને માટે બેશી ગયો; એક તરફ મીરાંબાઇ પ્રત્યેના અવર્ણનિય ખુબ સુરતિઉપર મોહ પામેલો રાણો મીરાંબાઇની લટકમટક જોવાને માટે આધરો બની રહેલો હતો; તેથી હવે આ મોહનિ કેવી રીતે નૃત્ય અને ગાયન કરે છે। તેને માટે ઉતાવળો અને બહાવરો બની ગયો હતો.

આ વખતે રાણાજી તરફ મીરાંબાઇએ નિર્વિકાર દ્રષ્ટીકરી તે દ્રષ્ટી વિકાર રહીત હતી છતાં રાણોજી વિકાર વશ થએલો વિકારી નજર પોતને મન ભાવતી માની લીધી. વળી આ તરફ મીરાંબાઇએ મંદહાસથી રાણા તરફ કહેવા લાગી કે મ્હારા પ્યારા સખા ! આપણું ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણપરમાત્માના સ્વરૂપનું ધ્યાન ધરો અને તેમના પ્યારમાં મસ્ત રહીને સંગીતરૂપી મસ્ત પ્યાલો પીયો, અને તે મસ્તપણામાં મ્હારા વહાલા વ્રજલાડીલાને રિઝાવો, હાથમાં તાલ પકડો, અને તે એકજ તાલમાં રહીને એકજ પતિ શ્રીકૃષ્ણ પરમાત્માને માનો. પુરૂષ તો એજ છે. આપણે તમામ તેમની સખી છીએ; એટલું કહીને શાળીગ્રામના મોટા તાકાભણી થોડીકવાર ત્રાટક દ્રષ્ટી કરી. તે ત્રાટક દ્રષ્ટીથી નેત્રના મધ્ય બિંદુમાં " મોરમુકુટ ધારણ કરનાર અને ચતુર્ભુજવાળા પિત્તાંબરધારી શ્રીકૃષ્ણપરમાત્માનાસ્વરૂપને ધારણ કરી લીધું નેત્રમાં જયારે તે સ્વરૂપ ધારણ કર્યું તે વખતે

મીરાંબાઈ કેવળ પ્રેમઘેલી અને મસ્ત બની ગઈ તેણીએ પ્રથમ જમણો પગ ઉઠાવીને ઘુઘરીથી ઠણકારો કર્યો, તે સાથે તંબુરના તારનો રણકારો કર્યો. અને કંઠમાંથી પ્રાતઃ કાળના વખત માટે ભૈરવીના સુરનો ઝણકારો કર્યો, પછી નીચે પ્રમાણે ગાયન શરૂ કર્યું.

**ગાયન.**

સનનન સોહે સાંવરીયા શામ. એ ઢબ.

મનહર લાગો મુજને ઘનસ્યામ,
અધર મુરલી ધરી નયન નચાવો છો–
" મનહર લાગો "
વ્રજ વનિતા ચીત ચોરક નટવર
વાંકી ભ્રકુટી નચાવો ઘનશામ,
કોટી મદન મદ મર્દન કેશવ;
દીલબર લાગો જરૂર ઘનશામ.
" અધર મુરલી ધરી
મનહર લાગો મુજને "—૧
તવ ચરણે ચીત વશીયું છે મ્હારૂ પ્યારા,
કદી ન વીસરૂ મનથી ઘનસ્યામ.
તન મન વશ કરી દીધું દયા નિધી;
હર્દ છોજી પુરણ મન કામ,
" અધર મુરલી ધરી.
મનહર લાગો મુજને "—૨

આટલું ગાયન કર્યા પછી બીજુ ગાયન કહેવાને માટે મીરાંબાઇએ અડગ દ્રષ્ટીથી તાનસુરનો ટપ્પો ખેંચવા લાગી એટલામાં તો રાણોજી મોહિત થઇ ગયો જોકે મીરાંએ સાધુનો વેશ ધારણ કર્યો હતો જો કે કેવળ સફેત વસ્ત્ર

અંગપર પેહેર્યું હતું; તોપણ તે વસ્ત્ર તેણીની મોહક કાન્તીને વધારે શોભા આપતું હતું. ભલે કદી ગોપીચંદનનું ઉભુ તિલક કીધું હતું પણ તે તીલક તેણીના વિશાળભાલમાં મનહર લાગતું હતું. જો કે તેંણીયે પોતાના બન્યો પગમાં ઘુઘરા બાંધ્યા હતા. અને હાથમાં તંબુર પકડ્યો હતો તોપણ તે કેવળ વિશ્વ મોહીની જેવી રાણાજીના હૃદયમાં ઠરી ગઇ હતી. આ વખતે તો રાણાજીને મોહ પ્રાપ્ત થઇ ગયો. રાજમાતાએ મીરાંબાઇના વિરૂદ્ધમાં રાજ્ય રિવાજ પ્રમાણે જે વાત રાણાજીના મનમાં ઠસાવી હતી, તે વાત ઉપર અત્યારે રાણાજીના મોહજાળથી ઢંકાઇ ગઇ હતી. એટલામાં તો મીરાંબાઇએ બીજું ગાયન શરૂ કર્યું.

—કાફીની—

ગજલ.

અહાહાહ અખિલ બ્રહ્માંડ કે કીર્તાર તુહી તુંટે;
રવિ શશિ ગ્રહ મંડલકે બડા સરદાર તુહી તુંટે.
"અહાહાહા"

પરમ પદ મોક્ષકે દાતા, જગત કે નાથ કહાતે હો;
મહા ભવ સિંધુકે નૌકા, અધમ ઉદ્ધાર તુહિ તુંટે.
અહાહાહા.

ધીર મહાવીર નૃપ યોગી, જપતહેં રૈંન દિન તુઝકો
પંચ તત્વાદિ મહા માયા, પ્રકૃતિ પરિવાર તુહિ તુંટે.
અહાહાહા.

જગત જનકે લીયે ત્રાતા, કુમતી બલ મુંલ દુર કીજે,
કહું મૈં ક્યા અધીક પ્યારે, પરમ હીતકાર તુહી તુંટે;
આહાહાહા.

રવીમેં તેજ ચમકતાહેં શશિ, ગુરૂ, શુક્ર, સબ હમેંગ્ર
કોટી બ્રહ્માંડ ગોલકમેં તત્વ ઉજીયાર તુહિ તુંટે
અહાહાહા.

યહિ તનકે દો નયનોંમેં શામ બિંદુ ચમકતાહેં,
જગત પ્રતિ બિંદુ છાયામેં, પ્રલય સંહાર તુહિ તુંટે;
અહાહાહા.

ન્યાયિ અરૂ શ્રેષ્ટ જ્ઞાતાહેં, સદા આનંદ પ્રદ ત્રાતા,
આદિમેં અંતમેં હર્ષદ મોક્ષ કે દ્વાર તુહિ તુંટે
અહાહાહા.

---

આટલું ગાયન કર્યા પછી મીરાબાઇ સ્થિર વૃત્તીથી કેટલીક વાર ઉભાં રહ્યાં; મોહ પામેલો રાણોજી ઉભો થઇને મીરાંબાઈની નજીક આવ્યો. અને તેણીનું કમળ જેવું મનોહર કાંડુ પકડીને કહેવા લાગ્યો કે પ્યારી ચંદ્રવદની ! હવે બસ થયું; ભજનતો અડધીજ ઘડીનું હોય માટે હવે બંધ કરો; અને સફેત વસ્ત્ર કાઢી નાંખીને ઉતમ શણગાર ધારણ કરો; તમારી દીપક જ્યોત તુલ્ય નાશીકામાં નથની ઘાલો આ જુવોને. તમારા કાંનમાં એક વાલનું પણ સુવર્ણ જણાતું નથી માટે હવે તે બધુ બંધ કરીને.ચાલો આપણે આ અવાસંના રંગ ભુવનમાં જઇએ, એમ કહીને મોહાન્ધ થઇ ગએલો રાણો મીરાંબાઇનું કાંડુ પકડીને કહેવા લાગ્યો.

મીરાંબાઇ બોલી કે રાણાજી ! આ મહારા હાથનું કાંડુ તમે વીકારથી મસ્ત થએલાને માટે પકડવાને યોગ્ય નથી. જ્યારે તમે શ્રીકૃષ્ણપરમાત્માના ભક્ત થઇને સખાનો વેશ ધારણ કરશો. તથા જ્યારેતમે કામક્રોધાદિક છએ વિકારને દબાવીને નિર્મળ વૃત્તિથી રાધાકૃષ્ણની છબીનેજ અંતઃકરણમાં ધારણ કરશો ત્યારે આ હાથનું કાંડુ પકડવાને તમારો અ-

વિકાર થશે. હે રાણાજી તમારા રંગવિલાસની ભુમિ ગમે ત્યાં હોય પણ માહારે તો શ્રીકૃષ્ણપરમાત્મા સામે ભકિત કરવાની જે ભુમિ મેં અત્યારે ઠરાવી છે. એજ ભુમિને રંગવિલાસની ભુમિ સમજુ છું. હજુ તમે ભોગ વિલાસના ભોગી છો; છતાં એ ભોગવિલાસ કેવળ મિથ્યા છે; એ સુખ કેવળ સ્વપ્ન જેવું છે; એમાં કંઇજ સાર નથી. હે રાણાજી ! વિકારથી વશ થએલા પુરૂષનો પ્યાર આકાશના વાદળા જેવો છે; તમેજ વિચાર કરોકે તમારી સાત રાંણી-ઓની સાથે તમારા ભોગવિલાસમાં પણ એક રાંણીને પ્રીય માનીને ત્યાંજ પડયા રહો છો, છતાં બીજી છ રાંણીઓના અંતઃકરણમાં આ મિથ્યા દેહથી પક્ષપાત કરવાને પાછા હઠતા નથી. હે રાણાજી ! તમે મારૂ કાંડુ છોડી દો. આ કાંડુ અને આ આખુ શરીર વ્રજવિહારી શ્રીરાધાકૃષ્ણનેજ અર્પણ કર્યું છે તેથી આ શરીરને સ્પર્શ કરવાનો તમને કંઇજ અધિકાર નથી; માટે સમજીને મારાથી છેટા ઉભા રહો. અને ઇશ્વરનું ગુણગાન સાંભળો; કે જેથી આ કાયાનું કલ્યાણ થાય.

**રાણાજીએ કહ્યુંકે**—પ્યારી ! તાહારી સાથે મ્હેં લગ્ન કર્યું છે; તેથી ધર્મશાસ્ત્ર પ્રમાણે તારા પ્રત્યે મ્હારો હક કે-ટલો છે ! તે તારા જાણવામાં કયાં નથી ?

**મીરાંબાઇ**—હા તે હક બતાવવા તૈયાર છું. આપ અત્રે આનંદથી મારી પાસે રહો. એક ક્ષણભર પણ મારી નજરથી દુર ન ખસો; હું આપને રસોઇ કરીને ભોજન કરાવીશ; આપની પગચંપી કરીશ; આપનું વચન મસ્તક ઉપર ચ-ડાવીશ. પણ:વીકારનો પ્રેમ મારી સાથે રાખવો નહી; આ

શરીરના તમે માલીક નથી, આ શરીર શ્રીકૃષ્ણપરમાત્માનેજ આપ્યું છે તે તમારા મનથી સમઝી લેજો. હે રાણાજી ! કામ વીકાર, અને ક્રોધ એ તમામ દુઃખદાયક છે; સાંભળો.

---

ગાયન.

મ્હારા બંધુ કીાન ગંજાવજો વીર વ્હેલો આવજો.

એ ઢબ.

આ ક્રોધ લોભ મમતા માયા દુઃખકારી મહારાજ,
દુઃખકારી મ્હારાજ, દુઃખકારી મહારાજ,
આ ક્રોધ લોભ૦

સુતવિત તન ધન છોડી જશો તમે,
ઘરતણી નારી મ્હારાજ;
આ ક્રોધ લોભ.

તનના વિકાર તે તો અહિંયાં સમાશે,
નકી સમજો વિચારી મ્હારાજ.
આ ક્રોધ લોભ૦

કૃષ્ણ ચરણ કેરૂ શરણું લીધા વિના,
ફરી ફરી જન્મ કેરી બારી મ્હારાજ,
આ ક્રોધ લોભ૦

હે મહારાજ ! બ્રહ્મચર્ય વ્રત પાળવાથી બુદ્ધિ, કાન્તી, વીચાર, ગુણ વીવેક સ્થિર રહે છે. જ્યારે મન સ્વચ્છ હોય છે ત્યારેજ બ્રહ્મચર્ય સચવાય છે. પણ જ્યારે એજ મન મલિન વીકારને આધિન હોય છે ત્યારે મિથ્યા મોહના ફંદમાં ફસીને ખોટી વસ્તુને ખરી માને છે; નાહક લલચાય છે; દુઃખ પામે છે છતાં તે દુઃખને સુખ માની લે છે; હે રાજન !

**ગાયન.**

કોઈ રમકી મરજી ક્યા જાને.

**એ રાહ.**

રાધાવર ધ્યાન દિલે ધરશો,
ભવ સિંધુ જરૂર તમે તરશો;
વળી સંત સમાગમ આદરશો,
સ્થિર બુદ્ધિ થકી સુખમાં ઠરશો;
રાધાવર ધ્યાન૦

શુભ શાંતી સુધારસ વાવરશો,
પરબ્રહ્મનું તત્વ ચિતે ભરશો;
વળી આપ અજીત થંઇ ફરશો,
નહિ જન્મ કદી અહિયાં ધરશો;
મન મોહન કૃષ્ણ સંગે વરશો,
તો કદી નહિ મૃત્યુ વિશે પડશો;
રાધાવર ધ્યાન૦

આટલું બધું મીરાંબાઇએ કહ્યું પણ રાણાજીતો મીરાંબાઈ ઉપર કેવળ મોહ પામેલા હતા. તેથી તે તમામ બોધનો કંઇજ અસર થયો નહિ પણ ઉલટમાં રાણાજીએ કહ્યું કે; એહેવું જ્ઞાન મારા કામમાં આવવાનું નથી, તમારી પેઠે હું ભક્ત થઇને બેશું તો તથા તમારી પેઠ હું ઉભાં ટીલાં ગોપીચંદનનાં ખેંચીને તાલ અને મંજીરા બજાવુંતો ચિતોડગઢનું રાજ્ય ખોઇ બેસું; અત્યાર સુધી તો મ્હેં તમારો તમાંસો જોયાંજ કર્યો છે; પણ હવે તે તમાસો દૂર કરવાનેજ હું ઇચ્છા રાખું છું. અહિયાં આહાવા ઢોંગ ફિતુર ચાલે તેમ નથી. શું કાંઇ આહાતું ભકતાંણું કરીને મ્હારા રાજ્યને કલંક લગાડવું છે કે ! ખબરદાર ! હવે ઢોલ

મૃદંગ અને પખવાજ વગાડયાં તો; આ તમામનો ગાંસડો બાંધીને એક મોટા સરોવરના પાણીમાં નાંખી દેવામાં આવશે, મ્હારી રાજગદીમાં આમ રીતુર ચાલવાનું નથી; આ પ્રમાણે કહીને મોહલુબ્ધ થએલા રાણાએ મીરાંબાઇનો હાથ પકડીને તીસરે મજલે પોતાના શ્રૃંગારેલા સુખવિલાસ સ્થળ તરફ તાણી જવાને પ્રયત્ન કરે છે, એટલે મીરાંબાઇના નેત્રમાંથી આંસુ ખરવા લાગ્યાં અને શ્રી કૃષ્ણપરમાત્માનું ધ્યાન ધર્યું. એટલામાં તો મીરાંબાઇની આજુબાજુ મહા વિક્રાળ વેશવાળા અત્યત ભયાનક મોટા સીંહ ઉભા રહેલા માલુમ પડયા; આ જોતાંજ ભય પામીને મીરાંબાઇનો હાથ છોડી દીધો; અને ત્યાંથી જીવ લઇને રાણોજી નાઠો.

આ મ્હેલમાં મીરાંબાઈની દાસીયો તથા તેમના નોકર હતા તેમણે સદરહુ બન્યો સીંહને જોવા પામ્યા નહોતા; એતો માત્ર પવિત્ર મીરાંબાઇનું બ્રહ્મચર્યનું રક્ષણ કરવાને માટે માયિક ખેલ શ્રીકૃષ્ણપરમાત્માએ રચ્યો હતો; એકાએક બોલ્યા ચાલ્યા વિના પોતાનો પાઘ પણ મસ્તક ઉપર મુક્યા વિના ઉઘાડે માથે અને ઉઘાડે પગે રાણાજી કુદકો મારીને હેઠળ ઉતરી પડયા. અને ત્યાંથી પોતાની માનીતી રાણીના અવાસમાં સટકી ગયા. એનું શું કારણ હશે? એ ભેદ દાસ અને દાસી વર્ગના જાણવામાં આવી સક્યો નહોતો. પણ મીરાંબાઇ પરમભક્ત હતી તેથી તેણીયે જાણ્યું કે પરમાત્માએ માહરા બ્રહ્મચર્ય વ્રતનું રક્ષણ કર્યું છે, એમ સમજીને તેણીએ મોહોટા ઉલટથી મંજીરા બજાવવાને શરૂ કર્યા. કેટલીકવાર કિર્તન કર્યા ત્યાર પછી ભોજનવેળા થવાથી ભોજન લઇને, શ્રીકૃષ્ણપરમાત્માના ચરિત્રનું પુસ્તક વાંચવા સારૂ બેઠી.

રાણોજી મીરાંબાઇના અવાસમાં ગયા છે તે વિશે કેવી ખબર લઇને પોતે આવે છે! તે જાણવાને માટે ભટિયાં-

ણીજી આતુર થઈ રહેલાં હતાં તેમજ તે અવસરમાં રાજમાતા પણ ભટિયાંણીજી પાસેજ આવ્યાં હતાં થોડીકવાર થાય છે એટલામાંતો શ્વાસ પણ મ્હાતો નથી. એમ પરિશ્રમથી પરશેવો છુટી ગએલો અને ઉઘાડે માથે તથા પગમાં પણ જોડા પણ મળે નહિ તેવા વેશથી એકદમ માનીતીના મેડા ઉપર રાણોજી આવી પહોંચ્યા, અને તુરત માતુશ્રીની આગળ બેઠા.

માતુશ્રીએ પૂછયું કેમ ભાઇ ! છેક ઉઘાડે માથે ! અને આ શરીરે આટલો બધો પરશેવો શો ?

**રાણાજી**—માજી ! શું કહુ ! અત્યારનો જે ચમત્કાર મ્હેં જોયો છે તેવો તો કોઇ જગોએ દીઠોજ નથી.

**રાજ્યમાતા—હેં** હેં એવો શો ચમત્કાર !

**રાણાજી**—જો હું નાઠો ન હોત જરૂર મરણના સપાટામાં આવી જાત ?

**રાજ્યમાતા**—અરરરરર, એવું શું થયું ?

**રાણાજી**—મારી પાસે હથીયાર પણ નહિ, શું કરૂં ! નાઠા શિવાય કંઇજ ઉપાય નહોતો.

**રાજ્યમાતા**—અરે ! એ શું હશે ! ભાઇ ! કહોતો ખરા, **શું** હતું ?

**રાણાજી**—માજી ! પ્રથમ તો તમારા કહેવા પ્રમાણેજ વેશ માલુમ પડયો. તે સઘળુ ખામોશ રાખીને મ્હેં જોયું; પછી છેવટે આંખ્ય ફેરવીને તેંણીનું કાંડુ મ્હેં પકડયું. અને તે તમામ ફંદ ફીતુર બંધ કરાવીને તીસરે મજલે લઇ મ્હેં મીરાંબાઇને ખેંચતાણ કરી પછી એટલામાંતો વિક્રાળ નવગજ લાંબાં અને એકજ થપડમાં પ્રાણ લઇ લે એવા બે મોટા સીંહ ગર્જના કરતા મારા ઉપર તલપ

મારવાની તયારી કરતા હોય તેવું જણાયું તે જોતાંજ મહારા તો હોશ ખટ્ટા થઈ ગયા; અને ભયની સાથે આશ્ચર્ય પામ્યો કે રાજમહેલમાં શીંહ ક્યાંથી ?

**ભટિયાંણીજી**—અરે; એતો પુરેપુરી નાટક ચેટક વાળી હશે; તેમ તેણીને કોઈ એવો ઉસ્તાદ મળ્યો હશે કે જાદુનાં કામમાં પણ પોંહોચેલી બનાવી દીધી હશે ! તેને રૂપાળી અને રસિકડી જોઇને મોહ પામવાનું નથી. તે તો ખરેખરી ફિરંદી હશેજ; જેટલી બાહેર છે તેટલી જમીનમાં હશે. હે માતાજી ! તે તો માત્ર ભક્તિનું બાંહાનુંજ છે પણ માંહ્ય તો કેટલુક ઉંડુ ભોપાળુ હશે; જુવોને ! તેની આંખ્યોજ ચકરડી ભમરડી જેવી દેખાય છે; જેના તરફ નજર કરી કે તે તો જરૂર ઉંધો પડયા વીના રહેજ નહી; શું અત્યાર સુધી તે પવિત્ર રહી હશે ! માજી ! હું સાચુ કહુંછું કે તેનો બાંધો વીસ વરસની ઉમ્મર જેવો જુવાંનીમાં મસ્ત લાગે છે; તેથી તેંણીએ મનમાંનતો પુરૂપ નિર્ણય કરેલો હશેજ વળી એટલા માટે તો આ ભક્તાંણું શોધી કાઢયું છે. કહેકે વાહવાહ તે બિચારી મીરાબાઈ પરમ પવિત્ર છે; તે કેવી ગુણી છે ! એવું કહેવરાવવાને આ બધો ઢોંગ કર્યો છે. ( આમ કહીને બળતામાં ઘીઋ હોમવાનું કરે છે. )

**રાજ્યમાતા**—( રાણાજીના શરીર ઉપર હાથ ફેરવીને ) દીકરા ! તમે સેંકડો વરસ નિર્વિઘ્નથી રહો, આજે ઘરડાના પુન્યથી વિઘન ટળી ગયું, ભાઈ ! હવે કોઈ એવો બંદોબસ્ત કરવો કે તેંણીને આપણી રાજગઢીમાંથી બાહેર અવાસ અપાય; કેમ ખરૂં કે નહી. ?

**રાણાજી**—હા, બ્યાજમી છે હવે હું અહિંથી ઉઠીને દરબાર કચેરીમાં જાઉંછું. અને એ વિષે હું બંદોબસ્ત કરૂંછું.

એમ કહીને સત્વરથી રાણાજી ઉભો થયો અને પોતાનો પોશાક પેહેરીને બાર ઉપર ત્રણ વાગ્યાના સુમારે નિત્ય નિયમ પ્રમાણે દરબારમાં પધાર્યા સભામાં સઘળા પોતપોતાના આસને બેઠા હતા; આ પ્રસંગમાં પેલો નિર્જયઘદનો મદનસિંહ અત્યારે રાણાજીને માનીતો થઇ પડ્યો હતો; તે પણ રાણાજીને બેસવાના સિંહાસનની ડાબી બાજુએ તલવાર અને ઢાલ સાથે બેઠો હતો. દરરોજ રાજસભામાં અનેક પ્રકારના વિષયની વાતોને રાણાજી ચર્ચાવતા હતા; પણ આજે તો બોલ્યા ચાલ્યા વિના ચુપ થઇને બેઠા હતા; મુખ ઉપર અનેક વિચારને લીધે ફીકાશ જણાતી હતી. અને તે સાથે હૃદય ખિન્ન થયું હોય એમ જણાતું હતું. આજે રાણાજી શો વિષય કાઢે છે ? તે સાંભળવાને માટે સઘળાઓ ઈંતેજાર હતા. સભામાં કેવળ શાન્તતાની ચાદર પથરાઇ ગઈ હતી; સભામાં બેઠેલા શુરવીર અને રણધીર રજપુત ઠાકડાઓ એક બીજાના કાનમાં વાતો કરવા લાગ્યા; કે જે વાતોમાં એજ વિષય હતો કે આજે રાણાજી કેમ ઉદાશ લાગે છે ! આમ પરસ્પર વાત કરી રહ્યા હતા. એટલામાં તો સભા બરખાસ્ત કરવાને રાણોજી પોતે જ ઉઠીને તે સભાની જોડે શૃંગારેલો મોહોટો વિભાગ હતો તેમાં જઇને બેઠા; આ વખતે રાણાજી પાસે ખાસ પ્રધાન અને ત્રણચાર પાસે રેહેનારા રક્ષક હાજર હતા. તેમાં પેલો મિરાંબાઇને વ્હાનારો મદનસિંહ પણ હતો.

રાણાજીએ પ્રધાનને તમામ વાત કહી દીધી. અને પછી હુકમ કર્યો કે આપણી રાજવઢી બહાર આ ઉંચાઘદની નીચાણ બાજુમાં આપણા પુર્વજોની વખતમાં " કાળક્રતાંત " નામનો મહેલ છે, તે મહેલમાં મીરાંબાઇને ઉતારો આપો અને આ કામ અત્યારેને અત્યારે કરી મને ખબર આપો.

હુકમ થતાંજ મિરાંબાઇને પ્રધાને ખબર આપી, અને રાજધાની બહાર દુરપલ્લે બીજા મેહેલમાં ઉતારો આપ્યો, મિરાંબાઇને વિશેષ આનંદ થયો; કેમકે રાજધાનીમાં મન ગમતું ભજન થતું નહોતું હવે તો દુર પલ્લા ઉપર આનંદ પામીશું એમ કરીને પોતાનો સઘળો સામાન પોતાના દાસ મારફતે એજ મહેલમાં મંગાવીને વાસ કર્યો.

બીજી તરફ મિરાંબાઈ ઉપર મોહમાં લપટાયલો મદનસિંહ પણ ખુશિ થયો કે હવે જેવો જોઇએ એવો લાગ મળ્યો છે. માટે પરમેશ્વર જે કંઇ કરે છે તે સારૂજ કરે છે. કદાચ આપણે મિરાંબાઇને અવાસ જઇ પોહોચીશું તો કંઇજ અડચણ નથી. એમ વિચાર કરીને તેણે પોતાના દુષ્ટ બુદ્ધિ પર પાડવાને માટે રાણાજીને કહેવા લાગ્યો કે ગરીબ પરવર ! જો કે તે મિરાંબાઈ તરફની હિલચાલ માટે વધારે તપાસ રાખવાની જરૂર હોય તો આ શેવક આપનો નોકરી બજાવવા તૈયાર છે વળી તે કાળકૃતાંત ભુવનના મેદાનમાં માહારી ચોકી રાખશો તો હું રાત્રની ચોકી કરવા હાજર છું રાણાએ મદનસિંહનું બોલવું યોગ્ય ગણ્યું. અને તેને બાતમીદાર તરીકે ગણીને તે તરફ રેહેવાને આજ્ઞા કરી; એટલે મદનસિંહ હર્ષ પામતો મિરાંબાઇના ઉતારાના મેહેલના મેદાન ભણી છુપી પડાળીમાં રેહેવાને ગોઠવણ કરી.



## પ્રકરણ ૬ ઠું.

### ચિતોડગઢની રાજધાનીમાં<br>રાણાજીના અવાસમાં ચમત્કારિક કુતુહલ.



ભારાણાના પૂર્વજો ચિતોડગઢ ઉપર હલ્લો કરનાર પઠાણ સેન્યા સામે જ્યારે યુદ્ધ કરવા બાહેર નીકળી પડ્યા હતા ત્યારે તે વખતે કેસરીયાં કરીને નિકલ્યા હતા, પોતાને પાછા વળવાની આશા મુકી દીધી હતી. તેથી તે વખતની રાણીયોનો સમુદાય તથા બીજા વીર પુરૂષોની સ્ત્રીયોનો સમુદાય જે હતો તે સઘળાંને એક મેહેલમાં રાખ્યો હતો. અને તેના રક્ષણ માટે શુરવીર રજપુતો રાખ્યા હતા, તે શિવાય. શુરવિર બ્રાહ્મણમાં આઠ. પુરોહિત મહા વિદ્વાન હતા. તેમને પણ રાખ્યા હતા. અને ચિતોડ ગઢમાંથી યુદ્ધ કરવા તે વખતના રાણા સહવર્તમાન સેન્યામાં ઉતરી પડ્યા હતા. પણ ઇશ્વર ઇચ્છાથી તે તમામ ખપી ગયા. જ્યારે તેમ થયું ત્યારે તે મહેલની અંદર જેટલી સ્ત્રીયો હતી તે તમામ રાંણીયો સુદ્ધા પોતાનુ પવિત્ર સાચવવાને બળિ મુઈ હતી.

આ ભયંકર બનાવ એ મેહેલમાં બનવાથી તે મેહેલનું નામ કાળકૃતાંત મહેલ પાડવામાં આવ્યું હતું; એ મેહેલમાં વિદ્વાન પુરોહિતો બળિ મુવા હતા. તેથી તેઓ બ્રહ્મરાક્ષસ થયા હતા, અને જેઓ પોતાની પ્રાણ પ્રિયાનો વિયોગ કરીને યુદ્ધમાં ખપિ ગયા હતા તેઓ શુરા છતાં પણ વાસનાંને લીધે. ભુત યોનિમાં જન્મ્યા હતા તેમજ જે સ્ત્રી પોતાના પતિનેજ ચાહાતી હતી તે સ્ત્રી બળતી

વખતે પોતાના પ્યારા પતિમાંજ અશક્ત રહેલી. તેવી વાસનાને લીધે તેણીનો પણ ભુત યોનીમાં જન્મ થયો હતો. અર્થાત તે કાળકૃતાંત મેહેલમાં સેંકડો ભુત અને કેટલાક બ્રહ્મ રાક્ષસનો નિવાસ હતો. જો કે ફરીફરીને તે મહેલનો જીર્ણોદ્ધાર કર્યો હતો તોપણ તે મેહેલમાં કોઇ વસતું નહોતું. ભોગ યોગે કોઇ મુસાફરને તેમાં ઉતારો આપવામાં આવેતો તે મુસાફર સુદ્ધાં તેનો ખાટલો ઉચકાઇને ગમે તે મેદાનમાં ફરતો હતો. એવા બનાવ ઘણી વખતે બનેલા હતા. તેથી આ વખતે આજે બપોરે તે મિરાંબાઇને કાલકૃતાંત મેહેલમાં વાસ આપ્યો હતો.

તે એકાન્તનો અવાસ અને આજુ બાજુની જંગલની શોભા જોઇને મિરાંબાઇને તો ઘણુંજ સારૂ લાગ્યું આ વખતે તેમના હૃદયમાં આનંદની કળી ખીલી નિકળી; મિરાંબાઇએ જ્યારે તે મેહેલનો વિસ્તાર જોયો ત્યારે તો ઘણોજ અચંબો લાગ્યો. તે એટલો મોહોટો મહેલ હતો કે તે મેહેલમાં દસ હજાર માણસો સુખેથી રહી શકે તેમ હતું તો પણ મિરાંબાઇએ તે મહેલ પૈકી સુશોભિત મધ્ય સ્થળનો ભાગ રાખ્યો હતો. તે મેહેલ સાત માળ સુધી ઉચો હતો. અને છેક ઉપરના ભાગમાં અગાશી હતી; તે અગાશી ઉપર બેશીને નજર કરવામાં આવે તો પંદર પંદર કોસ સુધી નજર જતી હતી. તેમજ નદિ સરોવર, તથા બીજા ડુંગરાઓ તથા નિચાણમાં વૃક્ષની શોભા તથા આકાશમાં જતાં વાદળના રંગ બેરંગી ઢંગ, એ વીગરે જોવામાં આવતાં આનંદ પ્રાપ્ત થતો હતો.

નિત્ય નિયમ પ્રમાણે દીવા બત્તી થયા પછી શાળિગ્રામજીના મંડપ સાંમે કિરતનની શરૂવાત થવા માંડી:—આ તરફ તો આ રીતે નાટારંગ થઈ રહ્યાં છે. અને તે મેહેલ

નીચે પોતાના પિયર પક્ષના ખાસ નોકરો ચોકી માટે બેઠા છે. અને બીજી બાજુ પેલા મદનસિંહજી તે મહેલથી દુર એક સુંદિર પડાળી નીચે નિવૃતથી બેઠા છે; આ પ્રમાણે વ્યવસ્થા બની છે.

હવે આપણે બીજી બાજુએ વળીયે; એજ મહેલમાં બ્રહ્મ રાક્ષસ આદી ભુતોનો વાસ હતો એતો અમે પ્રથમ જણાવ્યું છે; પણ મિરાંબાઈ ઉપર શ્રી કૃષ્ણ પરમાત્માની સંપુર્ણ કૃપા. અને પરમાત્માનું રક્ષણ, છતાં તેવી મિરાંબાઈ આ સ્થળમાં આવી ત્યારથી ભુત આદીક બ્રહ્મ રાક્ષસોએ તે મકાનનો ત્યાગ કરીને જંગલમાં કેટલાંક ઝાડ ઉપર વાસ કરવા લાગ્યાં પણ તે બ્રહ્મરાક્ષસ આદિક ભુત લોકો રાણાજી ઉપર બહુ કકળાયા, અને રોષે ભરાયા, આપણને આ મહેલમાંથી કાઢનાર એજ રાણોજી છે માટે આજે તેમના મેહેલમાં જરૂર તોફાન કરવું. અને જંપવા દેવા નહી એમ વિચાર કરીને મધ્ય રાત્રી થતા સુધી ભુત મંડળી રાહ જોવા લાગી. અને પવિત્ર મિરાંબાઇથી આપણો ઉદ્ધાર થશે. એવી આશાથી તે ભુત મંડળી પૈકી બ્રહ્મરાક્ષસે વિચાર કર્યો કે મિરાંબાઈનાં ગમે તે રીતે દર્શણ કરવાં અને તેમને ચેતાવવાં આ પ્રમાણે બ્રહ્મરાક્ષસે ભુત સમગ્રને ભેગા કરીને પોતાનો વિચાર જણાવ્યો ભુત મંડળી તો નીકળીને ઝાડની ડાળી ઉપર બેશી રહી છે. અને બ્રહ્મરાક્ષસ હતો તે કેટલીક બાતમી મેળવવાને આમતેમ હવા રૂપે ગતી કરવા લાગ્યો.

આ તરફ એક પડાળીમાં પોતાના ખરા વિશ્વાસુ મિત્રની પાસે બેશીને પોતાનો ઇરાદો પારપાડવાની યુક્તિ ઘડતો હતો. આ વખતે છેક એકાંન્ત જગોએ તે બે શીવાય ત્રીજુ કોઈ નહોતું; પશ્ચિમ દિશાએ સુર્ય છેક લચિ પડ્યો હતો;

અને પૂર્વ દિશા તરફની કક્ષા ભણીના નક્ષત્રોએ પોતાનાં છુપાવેલાં મોઢાં ખુલ્લાં કરવા માંડયાં હતાં. આ વખતે દરેક પક્ષિયો પોતપોતાના માળામાં જવાને ઘણા જોરથી દોડતાં હતાં. એવી વખતમાં મદનસિંહે પોતાના હૃદયમાં વસનાર મિરાંબાઇ માટે ખટપટ કરવાની ગોષ્ટી રચવા લાગ્યો.

મદનસિંહે પોતાનો ચોકસ વિચાર સાથેના સાહ્યકારી વિશ્વાસુને જણાવ્યો કે હું સ્ત્રીનો પોશાક પેહેરીને આજે રાત્રે મીરાંબાઇના અવાસમાં જવાનો છું અને સ્ત્રી રૂપે તેની દાશિયોમાં હુંજ સુઇ રહિશ, પછી જેવો ઘાટ બનશે તેવો હું રચીશ. કેમકે. સ્ત્રી જાતને સમજાવી દેવામાં હું ઘણો ચતુર છું.

**સાથી**—બોલ્યો કે બરાબર છે. કદાચ લાગ આવે તો બે ઘોડા હું તયાર રખાવીશ તેથી બને તો તેને અહિંથી લઇ જવાને પણ ઠીક પડશે આ ચિતોડગ્રહના છુપા રસ્તાનો હું માહિતગારછું તેથી ભલે કદી અંધારી રાત્ર હોય તો પણ સટકી જવાને હરકત પડે તેમ નથી. રાણાજીના મનમાં મિરાંબાઇને માટે વ્હેમ ભરેલો વિચાર આવ્યો છે. તથા તે પુરેપુરી જાદુ વાળી છે એમ રાણાજી સમઝયા છે તેથી કદાચ આપણી સાથે નીકળી આવે તો ખુબ બેગો ફીકીયો પણ થઇ જાય.

**મદનસિંહ**—સાબાશ, સાબાશ, મિત્ર આટલા માટે તો હું ત્હારી સાહ્યતા માગું છું.

**સાથી**—પ્રિય મિત્ર ! જ્યારે કાર્ય સાધવું હોય ત્યારે વખતે આખી રાત્ર ઉજાગરો વેઠવો પડે છે તેમજ લાગ સાધવો પડે છે માટે તમે બે ત્રણ કલાક હાલ ઉંઘ લે લ્યો તો ઠીક.

**મદનસિંહ**—હા હા એ યુક્તિ ત્હેં ઠીક બતાવી. ચાલ્ય ત્યારે હું અત્યારથીજ સ્ત્રીનો પેહેરવેશ કરીને નિદ્રા લઉ. અને રાત્રીના દસ વાગે ત્યાં જાઉ તો ઠીક કે નહી. ?

**સાથી**—હા. એ વાત બરાબર છે. વળિ તમે એ વેશ બદલીને આ અલગ ઓરડીમાંજ આ પલંગમાં સુઇ રહો. અને હું આગળનું કમાડ વાશીને તાળુ અટકાવીને બીજા કામે નિકળી પડુ છું. કેમકે કદાચ વખત છે ને દરબારમાંથી અનાયાસ તમને બોલાવવા આવે તો અહિયાં તાળુ જોઈને પાછો ચાલ્યો જાય કેમ ! એ ગોઠવણુ ઠીક છે કે નહિ. ?

**મદન**—સાબાશ. સાબાશ.

મદનસિંહ સ્ત્રીનો લેબાશ પેહેરીને ઓરડામાં પલંગમાં સુઇ રહે છે અને તેનો વિશ્વાસુ સાથી કમાડ વાશી કુલુપ દઇને બાહેર નીકળી પડે છે.

કાળકૃતાંત મેહેલમાં શાળીગ્રામની સાંગોપાંગ પુજન કરવા માટે મિરાંબાઇ તીસરે માલે એકાન્તમાં સ્નાન કરવા સારૂ ગઇ સ્નાન કરી પવિત્ર થઇને પોતે વચલા માળામાં ઉતરે છે. એટલામાં બ્રદુક રૂપ ધારણ કરીને નિચા કદનો એક માણસ મિરાંબાઇના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કરીને ઉભો રહ્યો. અને અનેક પ્રકારની સ્તુતિ કરવા લાગ્યો મીરાંબાઇએ પુછ્યું કે તમે કોણ છો ? શું તમે આ મોહોટા અવાસના કોઇ ભાગમાં રહેનાર છો કે ? તમને જોતાં કોઇ બ્રહ્મદેવ જેવા જણાઓ છો.

બુટુક રૂપ ધારણ કરનાર બોલ્યો કે હે માતુશ્રી તમે શીશોદીયા કુળમાં દીપક સમાન સર્વને તારનાર છો; હું આ રાજ્યનો નીમકહલાલ નોકર છું. આજથી ચોથી પેઢી ઉપર યવનો સાથે ભારે સંગ્રામ થયો હતો તે વખતે હું

પણ મરાયો છું. હું વિદ્વાન બ્રાહ્મણ છું. રાજ્યનો પુરોહિત આચાર્ય ગોર છું. રાજાનું અન્ન ખાધુ હતું માટે હું યુદ્ધમાં જ મર્ણ પામ્યો છું આ મહેલમાં હજારો રજપુતાણીયો પોતાના શૂરા સ્વામીનું મર્ણ જાણીને બળિ મુઇ છે અને આ મહેલમાં તે બળી મરનારી સતીયો શિવાય બાકીના, વાસનાઓ કરીને ભૂત થયા છીએ. અને હું બ્રહ્મરાક્ષસ થયો છું. પણ આપનાથીજ અમારૂ મોક્ષ થશે એમ સમઝીને અમે આપના ચરણમાં મસ્તક નમાવવા આવ્યા છીએ, આપના તપથી અને આપની ભકતીથી તાપ સહન ન થવાથી આ મહેલ છોડીને અમે તમામ ભુત ચિતોડ ઘઢના નીચાણમાં ઝાડ ઉપર નીવાસ કર્યો છે.

હે માતાજી ! આપ અ કુળમાંના તમાંમનો ઉદ્ધાર કરશો.

મીરાંબાઇએ તે બટુકને કહ્યું કે, તમારા ઉદ્ધાર માટે શ્રી કૃષ્ણ ભગવાનને હું વિનંતી કરીશ.

અત્યંત આનંદ પામતો બટુક બોલ્યો કે માજી ! આપજ અમારૂ જીવન છો આપજ અમારાં કલ્યાણરૂપ છો. અને અમેતો આપ પવિત્ર માતાનાં બાળ બચ્યાં છીએ.

મીરાંબાઇએ ફરીથી દયાદ્રષ્ટી કરીને કહ્યું કે માહારાપોતાના બાપના બાપથી તે સઘળી પેઢી સુધીના ક્ષુદ્ર જીવોને માટે અને મારા સ્વસુરપક્ષના તમામને માટે મને ઘણી મમતા છે. બહુ સારૂ થયું કે તમે મને મળ્યા.

બટુકે ઘણી નમ્રતાથી ફરીથી દંડવત્ પ્રણામ કરીને પ્રાર્થના કરી કે માજી ! હું બીજે કે ત્રીજે દીવસે આપનાં દર્શણ કરીને ખુલાસો પુછતો જઇશ. હે માજી ! હું નીમકહલાલ નોકર છું માટે હું મારૂં કર્તવ્ય બજાવીશ અને પછીથી ખબર આપીશ.

મીરાંબાઇએ કહ્યું કે કાંઈ નવીન ખબર છે કે ?

હા માજી ! બટુકે કહ્યું

એવું શું છે ! મીરાંબાઇએ પુછ્યું વીચારમાં પડીને.

બટુકે કહ્યું કે એક માણુસ આપને છળવાને માટે સ્ત્રીનું રૂપ ધારણ કરીને આવવાનો છે. માટે એ અધમ માણુસને હુંજ સજા કરીશ હે માજી ! આ ભયંકર અવાસની પાછળ અને આગળ આપની ચોકી હુંજ કરવાનો છું.

મીરાંબાઇએ તેના મસ્તક ઉપર હાથ મુકીને કહ્યુ કે– સાબાશ નીમકહલાલ શુરમર્દ ! તમારી લાઇકાતનું અને નીખાલસ વૃત્તિથી સંતપુરૂષોની શેવાનું ઉત્તમ ફળ મળશે. તથાસ્તું—

એટલોમાં બંટુક ત્યાંથી અદર્શ થઇ ગયો અને મીરાંબાઈ ભજન પુજનમાં પ્રવર્ત થવા મંદીરમાં બીરાજમાન થઇ ગયાં. પ્રીય વાચક મીત્રો ! પેલી પડાળીમાં પોતાના વીશ્વાસુ સાથી સાથે મદનસિંહ જે કંઇ વાત કરતો હતો તે તમામ વાત બ્રહ્મરાક્ષસે સાંભળી હતી અને તેથી તેના શરીરનાં રૂવાં ખડાં થઈ ગયાં હતાં. વળી દીવાબત્તી વખતે મીરાંબાઇને જ્યારે બટુકરૂપે તે બ્રહ્મરાક્ષસ મળ્યો ત્યારે તે વાત ટુંકામાં સમઝાવી દીધી હતી.

રાત્રીના બાર વાગ્યા સુધી મીરાંબાઈ ભજન કીરતન કરતાં હતાં તેથી સરાસરી દસ વાગ્યાના સુમારે શુશોભીત સ્ત્રીના વેશથી મિરાંબાઇની મંડળીમાં ધુસી જવાનો ચોક્કસ ઇરાદો મદનસિંહનો હતો, અને તે મદનસિંહની પાપબુદ્ધિ અને તેનો સઘળો પ્રપંચ બટુકરૂપ ધારણ કરનાર બ્રહ્મરાક્ષસ સારી રીતે જાણતો હતો.

સાબાશ છે તે બ્રહ્મરાક્ષસને અર્થાત શાબાશ છે તે બ્રહ્મરાક્ષસની યોનીમાં પડનાર શુરવિર રાણાઓના હિમકહલાલ આચાર્યને કે મર્ણ થયા પછી બ્રહ્મરાક્ષસની સ્થિતિ થઇ

તો પણ પોતાની નિમકહલાલ વૃત્તિ તથા પોતાનો શામધર્મી ધર્મ ત્યાગ કર્યો નથી; તે નિમકહલાલ બ્રહ્મરાક્ષસે પેલા મદનસિંહના પલંગને ઉઠાવીને એક બીજી અજાંણી કોટડીમાં મુકી દીધો; જ્યારે બાર ઉપર એક વાગ્યાનો સુમાર થયો ત્યારે રાત્રીની વખતે ચિતોડઘઢ નગરમાં કેવળ શાંન્ત શાંન્તજ હતું; આ વખતે પોતપોતાના જુદા જુદા મહેલમાં જુદી જુદી રાણીયો પોતાના પલંગમાં ભરનિંદ્રામાં હતી. આ વખતે માંનીતિ રાણીના અવાસમાં ભરાઈ રહેલો કુંભોજી રાણો ભટિયાંણીજી સહીત ભરનિદ્રામાં ઘેરાયાં હતાં આ વખતે ગાઢી નિદ્રાને લીધે તથા બ્રહ્મરાક્ષસના વિચિત્ર પ્રભાવને લીધે જો કે મદનસિંહ ચાલાક અને ચતુર હતો તો પણ તે નિંદ્રાથી ઘેરાઈ ગએલો હતો.

આ વખતે તે બ્રહ્મરાક્ષસ માનીતી રાણીના મહેલમાં રાણીના પલંગમાંથી રાણાજીને ઉપાડીને; જે અણમાનીતી રાણી કે તેના સામું રાણોજી કદી પણ દ્રષ્ટી કરતા નહોતા તે રાંણીના મેહેલમાં પ્રવેશ કરીને તેના પલંગમાં ગોઠવી દીધો, અને પેલા મદનસિંહને ઉપાડીને માનીતી રાણી જે કે ભટીયાંણીજી હતાં તેના મહેલમાં રાણીજીના પલંગના ઓરડા આગળ સુઇ રહેલી દાશીયોના ભેગી ગોઠવી દીધો.

આટલું કરીને તે બ્રહ્મરાક્ષસ જંગલમાં જઇને એક વૃક્ષ ઉપર બેઠો. અને હવે શું થાય છે તે મઝા જોવાને માટે રાહ જોવા લાગ્યો.

પ્રાતઃકાળમાં ચાર વાગ્યા એટલે માનીતી રાંણીના અવાસમાં દાશીયો જાગ્રત થઈ; અને પેલો સ્ત્રી વેશવાળો મદનસિંહ તો તેનું કાંડુ એક દાશીએ પકડીને કહ્યું કે અલી ચંપા! ઉઠય ઉઠય, આમ છેક ઉંઘ્યા શું કરે છે! વખત થઇ ગયો છે, ઉઠય ઉઠય.

બ્રહ્મરાક્ષસની ક્રિયાથી ઘોર નિદ્રામાં હતો તે મદનસિંહ એકદમ જાગ્રત થયો; અને હેં હેં હેં શું કહો છો ! હેં; અને હું અહિયાં ક્યાંથી ! આ પ્રમાણે નિદ્રામાંથી જાગ્રત સ્થિતીમાં પ્રવેશ થતાંજ બોલાઇ જવાયું.

દાસી એકદમ ચમકી, અને વીચારમાં પડી કે આ ચંપા દાસી ન હોય; એમ સમઝીને બેત્રણ દાશીયોએ તેનું કાંડું પકડયું, અને તેનું મોહુ જોવાને માટે દીવો આંણ્યો તેમજ સારી પેડે નીહાળીને જોયું, તો એમ જણાયું કે આ એક કોઇ બીજી સ્ત્રી આપણામાં આવીને ઘુસી ગઇ છે.

દાસીએ પુછ્યું કે તું કોણ છે ?

દાસીનો સોર બકોર સાંભળીને મદનસિંહ ગભરાઇ ગયો, એટલુંજ નહિ પણ પલંગમાં નિંદ્રાવસ થએલી ભટીયાંણીજી પણ જાગ્રત થઇને ત્યાંજ આવી પોહોચ્યાં; અને વિશેષ ચીકીત્સા કરી ત્યારે એક ચતુર દાશીએ બધાયને કહ્યું કે અરેરે ! શા માટે આટલું બધું પ્રયત્ન કરો છો ? એતો રાણાજીનો પેલો માનીતો સલાહકાર મદનસીંહજી છે;

વાહરે મદનસીંહજી ! શું આ તમારી નીમકહલાલીકે ? ધિક્કાર છે તમને કે સ્ત્રીનો વેષ ધરીને પોષણ કરનાર મા-બાપ જેવા રાજાના ઘરમાં પણ પાપ કર્મ કરવા ઘુસી ગયો હતો કે ! આ પ્રમાણે ક્રોધમુદ્રાથી ભટીયાંણીજીએ દાશીને હુકમ કર્યો કે ચાઉસ આરબ જમાદારને આ માણસ હવાલે કરો અને તેનો ન્યાય પ્રાતઃકાળે રાણોજી ઉઠશે તે વખતે થશે.

**મદનસિંહ**—( ભટીયાંણીજી પ્રત્યે બોલ્યો કે ) માજી! હું કંઇજ કહી શકતો નથી પણ જો આપ માનો તો એ-ટલું કહુંછું કે રાણાજીના અવાસમાં હું આવ્યો નથી. છતાં કોણ જાણે કેમ થયું હશે. આ પ્રમાણે મદનસિંહે કહ્યું. મદનસીંહના બોલવા ઉપરે જરાયે લક્ષ ન આપતાં, દાશીએ

દોહોડીનું રક્ષણ કરનાર ચાઉસ જમાદારને ખબર આપી: તુરતજ ચાઉસ જમાદાર પેલી સ્ત્રી રૂપ ધારણ કરનાર મદનસિંહને પોતાના પેહેરામાં રાખ્યો.

આટલું થતાંમાં પાછલી રાત્રીના પાંચ વાગ્યા હતા. કુકડાઓએ સોરબકોર કરવા માંડ્યો હતો. તે વખતે ભટીયાંણીજીની સહેજ નજર રાણાજીના પલંગ તરફ ગઇ, ત્યારે તે પલંગ તદન ખાલી જોવામાં આવ્યો રાણીજીએ ફરી ફરીને તપાસ્યું તો તેમાં કંઇજ મળે નહિ, આ વખતે રાંણી છેક અધીરી થઇ ગએલી. ગુલાબ નામની દાસીને પોતાની પાસે બોલાવી, અને રાણાજી વિશે, પુછવા. લાગીકે હજુર સાહેબ રાત્રી વખતે કંઇ ગયા છે કે કેમ ?

ગુલાબે પોતાના બન્યો કાન ઉપર હાથ મુકીને અજાણપણું બતાવ્યું. તેથી ભટીયાણીજી મોટા વીચારના વમળમાં ગુંથાવા લાગી; બીલકુલ ચેન પડયું નહી; વળી રાણાજીના પલંગ આગળથી તે ઝરોખા સુધી આમ તેમ ફરવા લાગી, એમ કરતાં કરતાં પ્રાતઃકાળ થયો; અને ભાનુદેવ પ્રકાશ પામ્યો; આ વખતે માનીતી રાંણી રાજગઢના જનાનખાનાના મોટા ચોકમાં જે ઝરૂખો પડતો હતો તે ઝરૂખામાં નિરાશ થતી. કપોલ પ્રદેશ ઉપર હાથ મુકીને મોટા વીચારમાં બેઠી હતી. આ ઝરૂખે રહીને સાતે રાણીયોના મેહેલના દ્વાર આગળ ચોકસ નજર જતી હતી

એટલામાંતો અણમાનીતી ચંદનરાણીનાં દ્વાર ખુલ્લાં થયાં અને તેમાંથી બગાસા ખાતા ખાતા વીચારમાં ગુંથાઇ ગએલા રાણાજી બાહેર નિકળ્યાં; નિકળતાંજ ભટીયાંણીજીનું મુખ ક્રોધાયમાન જોયું; તેમજ રાણાજી જાણે કોઇ ઘણા શરમમાં ડુબી ગયો હોય તેવો જણાયો. વીચારમાં અને વીચારમાં તલ્લિન થએલો રાણો માનીતી રાણીના અવાસમાં

પેઠો; અને ભટીયાંણીના સાંમે દ્રષ્ટી કરીને બોલ્યો કે રા-ણીજી ! તમને પકી રીતે ખબરતો છેજ કે હું આ મ-હેલમાં સુઈ રહ્યો હતો ?

**રાણીજી**—( રાણા પ્રત્યે ) કેમ કાંઇ પ્રપંચ વિદ્યા શી-ખવાને માટે શરૂવાતી કરો છો કે શું ? વાહરે મ્હારા પ્યારા સરદાર ? મને ઉંઘતી મુકીને તમે પેલી ચંદન પાસે ગયા છો છતાં પોતાની ભુલ શામાટે બતાવો છો ? આપની સત્તા ગમે ત્યાં જવાની છે. હવે દરરોજ જશો તો મ્હારે ક્યાં ના છે ! આપનું વચન આપના મુખમાં રહ્યું.

**રાણાજી**—પ્યારી ! હું સોગન ખાઇને કહું છું કે ગઈ રાત્રે હું અહીયાંજ સુઇ રહેલો હતો, છતાં ચંદનના પલં-ગમાં ક્યાંથી !

**રાણીજી**—છાંના રહો છાંના રહો, કોક સાંભળશે તો આપને ગાંડામાં ગણીને હસી કાઢશે !

**રાણાજી**—આ વાત હસી કાઢવા જેવી નથી; પણ ભેદ ભરેલી હોવી જોઇએ; શું તમને ખબર નથી કે હું ગઇ રાત્રીએ અહિયાં સુતો હતો કે નહી !

**રાણીજી**-ઘણી ખમ્મા માહારા અન્નદાતાને; મેહેરબાન આપ કાલે અહીયાંજ સુઇ રહ્યા હતા. તેમાં કાંઈજ શક નથી પણ મારી આંખમાં ધુળ નાંખીને આપ પોતે ઉઠીને ચંદન રાણીજીને ત્યાં ગયા છો. છતાં તે વાત શામાટે છુ-પાવો છો ! વાહરે રાણાજી ! આપ તો મ્હને પણ ગાંડી બનાવવા ધારી છે કે શું.

**રાણાજી**—તમારા ગળેજ હાથ મુકુ છું કે કંઇ જાણતો નથી. તમારા પ્રત્યે જુઠુ બોલવાની મને જરૂર નથી. હું મારી ખુશીથી ગમે તે રાણીના અવાસમાં જાઉં તો મને કોઇ રોકતું નથી પણ કોણ જાણે કેમ થયું, તેની મને

કંઈજ સમજણ પડતી નથી.

રાણાજીના હૃદયમાં ખગતાઇ પ્રગટ થઈ છે એમ સમજીને ભટીયાણીજીએ તે વાતની પરડ મુકી દીધી. પણ રાત્રીએ દાશીયોના ભેગો સુઇ રહેલો મદનસીંહ સ્ત્રી વેશથી પકડાયો છે એ વાત રાણીજીએ રાણાને કહી દીધી; આ વાત સાંભળીને રાણાજીને આશ્ચર્ય લાગ્યું. તે સાથે હદથી જાદે ક્રોધ ઉત્પન્ન થયો એકદમ ત્યાંથી ઉભો થયો અને ખીટીયે લટકાવેલી તલવાર હાથમાં પકડીને સભામાં આવ્યો. આ વખતે રાણાજીએ મંત્રીને તથા આમાત્ય મંડલને અને અમીર ઉમરાવ વિગેરેને બોલાવ્યા હતા, અને તેમાં પણ ન્યાય કરનાર આચાર્યને બોલાવ્યો હતો.

ચાઉસની સાથે ગુન્હેગાર મદનસીંહ રજુ થયો; પછી ક્રોધથી લાલ થએલા નેત્રથી દ્રષ્ટી કરીને રાણાજીએ મદનસીંહને પૂછ્યું કે અલ્યા ચંડાળ કૃતઘ્ની દુષ્ટ ! તું સ્ત્રીનો વેશ બદલીને શામાટે મ્હારી દાશીયો ભેગો સુઈ રહ્યો ? તું શામાટે રાણીના મહેલમાં ગયો.! બોલ્ય સાચુ ! નહિ તો આ તલવાર નીચે અહિયાંજ તારૂ માથુ જુદુ કરવામાં આવશે. થરથરતા પગે ભયથી વ્યાકુળ થઇ ગએલો મદનસીંહ બોલ્યો કે ગરીબપરવર ! કાળકતાંત મેહેલની ચિકિત્સા જોવાને માટે મ્હેં સ્ત્રીનો લેબાશ પહેર્યો હતો. અને એક કોટડીમાં ચોકી માટે બેઠો હતો. છતાં ત્યાંજ હું ઉંઘી ગયો છું છતાં આજ સહવારે હું અહિંયાંથી નીકળ્યો છું મને તો ઘણુંજ આશ્ચર્ય લાગે છે. પણ હું શો જવાબ દઉ ! અત્યારે તો હું આપનો ગુન્હેગાર ઠર્યો છું. માટે ચાહે મારો કીંવા ગમે તેમ કરો. આ મસ્તક આપના આગળ ધરૂ છું. મને મરણનો ભય નથી; પણ મને મારી કીર્તિ ગયાનો ભય છે; ( એમ કહીને તેણે પોતાનું મસ્તક

રાણાજીના આગળ તલવારનો ઝખમસહન કરવાને માટે ધર્યું.

વચમાં એક સરદાર તરત ઉભો થયો અને રાણાજીની પાસે છેક નજીક આવીને કાનમાં કહેવા લાગ્યો કે હજુર! એતો વીજયગઢના દરબારસીંહનો પાટવી પુત્ર મદનસીંહ છે. માટે તેને દેહાંન્ત શીક્ષા આપ્યા કરતાં કેદમા નાંખવો યોગ્ય છે. પછી આગળ જતાં એ વીશે જોઇ લેવાશે; કેમકે આ મદનસીંહનો પીતા આપને ખંડણી ભરનાર અને મિત્ર છે; માટે વિચાર કરવાની વાત છે.

અમીરનું વચન સાંભળીને રાણાજીએ તરવાર મ્યાન કરી. અને તેને બીજો હુકમ થતા સુધી કેદમાં રાખવા ચાઉસને આજ્ઞા કરી. ચાઉસે પેલા મદનસીંહને જેલમાં પુર્યો.

આ વખતે રાણાજીનું ચિત્ત વ્યગ્ર થયું હતું, એક તો મિરાંબાઈની સ્વચ્છંદ વૃત્તિ ઉપર નાખુશ થયો હતો, છતાં તે સાથે તેણી ઉપર ઘણો મોહ હતો. મોહ છતાં પણ તેના અવાસમાં ચમત્કારીક દેખાવ દીઠો હતો. તે વીગેરે ને માટે વારંવાર વિચાર કરતો હતો, બીજુ એમ હતું કે પોતે ભટીયાંણીજીના અવાસમાં છતાં અનમાનીતી રાણીના અવાસમાં હું શી રીતે ગયો ! અને કદી ગયો હોઉતો તેનું મને ભાન કેમ ન રહ્યું ! આ બાબત માટે ઘણું ગુંથાયા કરતો હતો, ત્રીજુ એ હતું કે ભટીયાણીજીનો અભિપ્રાય મારે માટે વ્હેમ ભરેલો થયો: અને હું વચનનો જુઠો થયો. તેમજ ભટીયાંણીજીના હૃદયમાં મિથ્યા વ્હેમનું બીજ રોપાયું આ વિગેરે સમગ્ર કારણોની મારામારીમાં રાણાજી વખતે વખતે વિચારમાં સમાધીસ્થ થઇ જતો હતો, પણ પોતે ચતુર અને ચાલાક હતો તેથી બનતા સુધી તેવો પોતાનો છુપો મર્મ બીજા કોઈના જાણવા દેતો નહોતો, પણ ધીરેધીરે તેણે ભટિયાંણીજીના મનનું સમં ધાનાકર્યું.

પેલો બ્રહ્મ રાક્ષસ તક સાધીને બટુક વેશથી મિરાંબાઇ ને મલ્યો; અને પોતાના ઉદ્ધાર માટે ખુલાશો પુછવા લાગ્યો મિરાંબાઇએ કહ્યું કે હરિ કિર્તન વિના મોક્ષ થતો નથી માટે તમે ૭ મહીના સુધી હું જેમ શ્રી કૃષ્ણનું કિરતન મંજીરા તથા પખાજ અને તંબુર બજાવીને કરૂછું તેમ તમે પણ કરો. અને તમે સમગ્ર ભુત. અને બ્રહ્મ રાક્ષસ વિગેરે જે કોઇ આ અતી બહોળા અવાસમાં રહેતા હતા. તે આ અવાસમાં, તમે પાછા આવીને રહો. હું ખુદ તમને આજ્ઞા આપુચું માત્ર જેટલી હદમાં હું રહુંછું તેટલી હદમાં તમારે રહેવું નહી. અને તમે આ અવાસમાં નિરંતર ભજન કરો. પછી શ્રી કૃષ્ણ ભગવાનની આજ્ઞા મેળવી ને તેમનાં દર્શણ કરાવીશ. એટલે તમામનો મોક્ષ થઇ જશે .

મિરાંબાઇના ચરણ કુળમાં મસ્તક નમાવીને બટુક વેશનો બ્રહ્મ રાક્ષસ ચાલ્યો ગયો.

રાત્રી સમયે નિત્ય નીયમ પ્રમાણે તે કાળ ક્રતાંત અવાસમાં ભજનની શરૂવાત થઇ આ તરફ મીરાંબાઇનીમંડલી ભજન કરે છે તો એજ આખા મહેલમાં હજારો કરતાલ અને ઝાંઝરનો રણકાર તથા મૃદંગના ધમકાર થવા લાગ્યો

આખા ચીતોડગઢમાં મંજીરાની ધ્વનિ પોહોચવા લાગી; ઘેર ઘેર લોકોને પણ આશ્ચર્ય લાગ્યુ. છુંપી રીતે જોવાની ઇચ્છા રાખનારાંઓ: તે આખા મ્હેલમાં મંજીરાના નાદ સાંભળતા હતા; આ બનાવ જોઇને સાત્વકી સ્વભાવ વાળા શ્રદ્ધા રાખનારાઓના મોઢેથી એવો બોલ નીકલ્યો કે પવીત્ર મીરાંબાઇની ભક્તિનોજ પ્રવાહ છે.

આ પ્રમાણે દરરોજ દિવસો વ્યતિત થવા લાગ્યા અને રાણાજીની અભિલાસા મિરાંબાઇના મનહર સ્વરૂપમાં ભટકતી રહી.

---

# પ્રકરણ ૧૧ મું.

## વળિ એક બીજી આફત,

### રાણાનો ક્રોધ.
### અને
### એકને બદલે ચાર સ્વરૂપ.



પ્રિય મિત્રો ! હરીના દાસ થવું એ કંઇ સહેજ નથી. એમાં લોક મર્યાદા, રૂઢી, વ્યવહાર, લજ્યા, સંબંધ, એ સઘળાં ઉપર બે દરકારી રાખવામાં આવે છે; એકજની સાથે મસ્ત સ્થિતિએ રહેવું પડે છે જ્યારે આમ થાય છે ત્યારે તે સ્થિતિ લોકપ્રિય થઈ પડતી નથી ભલે કદી વૃદ્ધાવસ્થા હોય તો તે કંઇક શોભા પાત્ર છે. પણ જુવાન સ્થિતિમાં તો પછી કહેવું શું? તેમાં પણ અત્યંત સ્વરૂપવાન મનહર કાન્તી; તેમાં પણ સંગીત રૂપી મોહીણી, તેમાં પણ વરણી શકાય નહિ તેવી લાવણ્યતા, તેમાં વળી મદમસ્ત યુવા સ્થિતિમાં પ્રવેશ કરવાનું પેહેલુ પગથીયું હે ભાઈ ! કહો જોઇએ આરોપ ન આવતો હોય તો તેની મેળે ઘેર બેઠે ચાલ્યો આવે ખરો કે નહી ? કેમકે લૌકીક રીવાજ બાહેર દેખાવ જ્યારે થાય છે ત્યારે તેમજ બને છે એ પ્રમાણે મીરાંબાઇને માટે યોગ બને છે.

મીરાંબાઇની અડગ ભક્તિ અને તેનો પ્રેમ એ બન્યો વિષયને વશ થએલા સ્મર્ણ કરતાં વારજ શ્રી કૃષ્ણ પરમા-

રમા મીરાંબાઇને ત્યાં પ્રસંગે પ્રસંગે તીસરા માલામાં પ્રગટ થવા લાગ્યા જ્યારે એકાન્ત ઓરડામાં મીરાંબાઇ બેઠાં હોય એજ વખતે પોતે પ્રગટ થતા હતા. પછી એક બીજાનો હાથ પકડીને ફુદડી ફરતાં હતાં, પરસ્પર ગાતાં હતાં. અનેક પ્રકારની મિષ્ટ મિષ્ટ રસમય વાતો થયાં કરતી હતી મીરાંબાઇ વિયોગ વિરહનું ગાયન શ્રી કૃષ્ણ પરમાત્માને તંબુરમાં સુર મીલાવીને સંભળાવતાં હતાં તે ગાયનમાં નિચે પ્રમાણે ભાવાર્થ હતો.

**ખમાચ.**

ડોલેરે જોબન મદમાતીરે ગુજરીયાં.

**એ ઢબ.**

તમવિણ પ્યારા મને નિંદ ન આવે શામ.
વિકળ હૃદયે કદી અન્ન ન ભાવે શામ.
તમવિણ પ્યારા.
મનહર મુખ જ્યારે જોઉછું તમારૂ પ્યારા,
આનંદ હેલી વરસાવેરે.
સત્ય વચન કહું છું અલબેલા,
દરસને કરી દુઃખ નિકટ ન આવે શામ,
તમવિણ પ્યારા મને નિંદ

---

મીરાંબાઇએ તંબુર સાથે સુર મીલાવીને ઉત્તમ પ્રકારની લટકમટકથી પોતાનો નિર્મળ પ્રેમ દર્શાવવાને શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુ સન્મુખ નાચ કરતી. અને પ્રેમ રંગ ઢંગમાં ઘેલી બનિ જઇને ઉપર પ્રમાણે ગાયન કીધું. તેથી શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રસન્ન થઇને પોતેજ ગાયન કરીને મીરાં પ્રત્યે કહેવા લાગ્યા કે હે પવિત્ર મીરાંબાઈ સાંભળ, !

**ગાયન.**

બાંકી ચિત્રાબન સુંદિર પ્યારે મન બેરાગી મોરારે.

**એ રાગ.**

ધન્ય ધન્ય તુજ સ્વચ્છ હૃદયને
વશ કરણી તું પ્યારીરે,
તુજ પ્રેમે કરી હું બંધાયો.
અટલ ભક્તિ છે ત્હારીરે,
નિશદીન નિકટ રહું તુજ સંગે.
એવી ઇચ્છા હમારીરે,
ધન્ય ધન્ય તુજ—૧
જઇશ હવે હું વૈકુંઠ પુરીમાં.
વળી આવીશ સુણ નારીરે,
તુજ હૃદયેથી નથી ખસવાનો.
રાધાસમ તું પ્યારીરે, ॥
ધન્ય ધન્ય તુજ—૨

શ્રીકૃષ્ણપરમાત્માનો દીલાસો સાંભળીને મીરાંબાઇ બોલી કે ! હે પ્રભુ ! આ દાસી આપના ચરણની ગુલામ છે, મ્હારે તો આપનોજ આધાર છે; વળી આ ભવસાગરથી તારનાર આપજ છો; મારા પ્રાણનો આધાર છો; સર્વ તત્વનું સાર છો; વળી અપરમપાર છો; સુરમંડળના સરદાર છો; નિરાધારના આધાર છો; પ્રજ્ઞાન બ્રહ્માનો વિચાર છો; નિરાકાર છતાં શ્રદ્ધાળુ ભકતના હૃદયમાં અને બાહ્ય ભાગમાં સાહકાર છો; ગુણના અગાર છો; મોક્ષનું દ્વાર છો; ભવજળથી તારનાર છો; પ્રેમભક્તિના વિહાર છો.

હે પ્રભુ ! એક વિનંતી કરૂ છું કે આ ભુવનમાં બ્રહ્મ-રાક્ષસ અને અનેક ભૂતમંડલ રહે છે. તેઓ આ રાજ્યના અને વંશના પુરૂષો છે. તેઓ યુદ્ધમાં ખપી ગએલા છે

અને તેઓનો પ્રેમ પોતાની સ્ત્રીના મોહમાં જાથુ રહેવાથી તે વાસનાને લીધે તેવી ગતીને પામેલા છે; તે પૈકી એક બ્રહ્મરાક્ષસ બે ત્રણ દીવસથી બટુક રૂપ ધારણ કરીને મને મળે છે. તેઓ મોક્ષ માગે છે.

તેના ઉત્તરમાં તેમને હરીકીર્તિન કરવાને ભલામણ કરી છે. અને તેઓ ઘણા દીવસથી આપણા ગુણનું ગાન કર્યા કરે છે ! હે પ્રભુ ! તેઓને દર્શણ આપીને મોક્ષ કરશો. અને માહારા પીયર પક્ષના પૂર્વે થએલા પુરૂષોનો અને માહારા માતપીતાનો મોક્ષ થવા હું માગણી કરૂ છું.

શ્રીકૃષ્ણ ભગવાને મંદ હાસ્યથી કહ્યું કે હે મીરાંબાઇ ! તું જ્યારથી મ્હને ન્હાય છે. ત્યારથી ત્હારા માતપીતાના વંશજોનું અને તાહારા રાણાજીના વંશજોનું કલ્યાણ થશેજ. હવે હું ફરીથી આવું તે વખતે આ તીસરા મજલ ઉપર તું કહે છે તે બ્રહ્મ રાક્ષસ આદિ તમામને હાજર રાખજે અને તેઓ માહારા દર્શનથી દેવરૂપ થઇને વૈમાનમાં બેશીને વૈકુંઠ ચાલ્યા જશે.

શ્રીકૃષ્ણપરમાત્માનું વચન સાંભળી મીરાંબાઇને સાષ્ટાંગદંડવંત પ્રણામ કર્યાં. અને શ્રીકૃષ્ણભગવાન અદર્શ થઇ ગયા. મીરાંબાઇની રીતભાત ઉપર દેખરેખ રાખવાને માટે તથા તે સંબંધી જે તે વખતે બાતમી મેળવવાને માટે રાણાજીએ પોતાના મહેલમાંની બે દાશીયો વૃદ્ધ અવસ્થાની મીરાંબાઇના અવાસમાં તેમની દાશી ભેગી વાતચીતમાં મિષ્ટ મિષ્ટ બોલીને મળી જાય તેવી રાખી હતી.

તે દાશીમાંથી એક દાશી રાણાજી પાસે જઇ પહોંચી અને કહેવા લાગી કે. પ્રથવીનાથ ! હવે તો ગજબ થઇ ગયો છે; અને તે વાત કહેતાં મારી જીભ ઉપડતી નથી.

રાણાજીએ કહ્યું, કે તમે ધીરજથી કહો; શું છે ? કેમ

બને છે ! કાંઇ તીજુજ તોફાન છે કે કેમ ?

દાશી બોલી ! હે રાજન્ ! હું શું કહું ! જો કદાચ કહું તો આપનો સ્વભાવ બહુ ક્રોધીષ્ટ છે તેથી તે વાત કહેતાં મારૂ સઘળુ અંગ હાલી જાય છે.

દાશીનું વચન સાંભળી રાણોજી એકદમ અધિરો બની ગયો. અને પુછવા લાગ્યો કે, સાચેસાચી હકીકત કહી દે.

દાશી બોલી હે મહારાજ ! મીરાંબાઈ રાણી સાહેબ પાસે કોઇ જુવાન પુરૂષ આવે છે. તે પુરૂષની સાથે એકાં-ન્તમાં જેમ અમે જોઇ શકીયે નહિ એવી રીતે આનંદ કરે છે; વળી અંદર બેશીને વાતો કરે છે તે અમારા સાંભળવામાં આવે છે. યદ્યપિ કોણ પુરૂષ આવે છો એતો જોવામાં આવતો નથી; તેમ કયાં થઇને જાય છે તેની પણ ખબર ખબર પડતી નથી. તેથી આ ચમત્કાર જોઇને મને ઘણું આશ્ચર્ય લાગે છે.

દાશીનું વચન સાંભળી રાણાજીને પગથી તે મસ્તક સુધી ઝાળ લાગી, અને મુચ્છ ઉપર હાથ મુકીને કહેવા લાગ્યો કે તે આવેલો પુરૂષ હજુ છે કે કેમ ?

**દાશી**—ના અત્યારે તો નથી.

**રાણો**—અરે મુર્ખ દાશી ! ત્હેં શામાટે એજ વખતે મને ખબર ન આપી ?

**દાશી**—એ કૌતક તો અમે જે જે જોયું.અને પુરેપુરૂ જાણ્યા વીના બાતમી શી રીતે આપીયે ! એમ સમજીને તુરતા તુરત ખબર આપી શકી નથી.

**રાણો**—હવે ફરીથી આવે તે વખતે તુરત મને ખબર આપવી; ભુલ કરવી નહી; હોંકે !

**દાશી**—બહુ સારૂ અન્નદાતા; ( એમ કહીને દાશી ચાલી ગઈ. )

બીજેજ દીવશે પેલો બટુક વેષ વાળો બ્રહ્મરાક્ષસ મિરાં બાઇને મળ્યો; અને વિનંતી કરી.

મિરાંબાઇએ તેને આવતી કાલે ભુત સમુદાયને લઇને આ અવાસમાં તીસરે મજલે શ્રી કૃષ્ણચંદ્રનાં દર્શન કરવા સારૂ આવવાને પરવાંનગી આપી. તેથી તે અત્યંત આનંદ પામતો નમસ્કાર કરીને જંગલમાં ચાલ્યો ગયો.

બીજે દીવશે મીરાંબાઇએ તિસરે મજલે બરાબર બાર ઉપર એક વાગ્યાના શુમારે સર્વ કામથી અટવીને, નિત્રતથી સ્મર્ણ કર્યું એટલે મોરમુગટ ધારણ કરવા વાળા મંદહાસ્ય યુકત શ્રી કૃષ્ણપરમાત્મા મિરાબાઇની પાસે હાજર થયા.

આ વખતે પેલો બ્રહ્મરાક્ષસ ભુત સમુદાય સહવર્તમાન તીસરે મજલે હાજર હતો. તેઓએ શ્રી કૃષ્ણ ભગવાનનાં દર્શણ કર્યાં. એટલે તમામ ચાર હાથ વાળા, દેવ મુર્તિ થઇ ગયાં. તેઓ તમામ એકજ સુરથી જયશ્રી કૃષ્ણ પરમાત્માની એ પ્રમાણે બોલીને શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુ સામે આવીને ઉભા રહ્યા અને સ્તુતિ કરી આ વખતે મેડા ઉપર જેમ હજારો બ્રાહ્મણો પુષ્પાંજળીનો મંત્ર બોલનારા ઘોષ કરે છે તેવો ઘોષ થઇ રહ્યો હતો. આ વખતે તમામ તમાંસો મિરાંબાઇયે જોયોજ અને પોતાની માર્ફતે તમામ ભુત યોનીનો કૃષ્ણ પરમાત્માના દર્શણથી ઉદ્ધાર થયો તેથી પોતાના કર્તવ્ય કર્મને ધન્યવાદ માનવા લાગી; એ ઠેકાણે આકાશમાં અદ્ધર વિમાંન હતાં તે વિમાંનમાં બેશીને સર્વે દેવ સ્વરૂપે બનીને વૈકુંઠમાં ચાલ્યા ગયા.

ત્યાર પછી મિરાંબાઇએ પગમાં ઘુઘરા બાંધીને હાથમાં તંબુરો લઇને સંગીત કરવા માંડયું.

એટલામાં તો દરબાર શૂર મર્દ રજપુત યોદ્ધાઓના ટોળા સાંથે શસ્ત્ર અસ્ત્રથી સજીને રાણોજી ખુલ્લી તરવારથી

તીસરે મજલે દાદરાને ધકકો મારી ભાગી નાંખીને ઉપર પ્રવેશ કર્યો આ વખતે શ્રીકૃષ્ણ પરમાત્મા અંતરધ્યાન થઈ ગયા, કેમકે તેઓને દર્શણ દેવાનો અધિકાર નહોતો, તેથી જો કે પોતે ત્યાંજ હતા, પણ રાણાજીએ દરશણ જોવા પામે તેમ થયું નહી.

આ તરફ મીરાંબાઇએ રાણાજીને જોતાંજ બોલી કે ! આવો પધારો શી ખબરો છે ? એમ રાજમાનપૂર્વક બોલવા લાગી.

રાણાજીએ તે તીસરા મજલામાં ચારે તરફ તપાસ કર્યો છતાં કંઇપણ જણાયું નહી. પછી લાલ નેત્રથી અને ક્રોધથી તપી ગએલો રાણોજી બોલ્યો કે ! અરે કુલટા ! તું હમણાં ને હમણાં બતાવ્ય કે તારી પાસે કયો પુરૂષ આવે છે ?

મીરાંબાઈ બોલી કે રાણાજી ! તમે આમ છેક બહાવરા કેમ બની ગયા છો ! તમે પરાયો પુરૂષ કયાં દેખો છો ?

**રાણો**—જે સ્ત્રી છટકેલ, અને છીનાળ હોય તે એકદમ હાથમાં સપડાતી નથી. મને ખાત્રી થઇ ગઈ છે કે તું જાદુખોર છે; માટે ત્હેં ગમે તે યુક્તિથી તેને છુપાવ્યો છે; માટે જો તું તારો બચાવ માગતી હોય તો અમારો ગુન્હેગાર બતાવી દે;

**મિરાંબાઇ**—અહિયાંતો કોઈ ગુન્હેગાર નથી, કેમકે સઘળાં દાશ અને દાશીયો શ્રીકૃષ્ણ પરમાત્માના ભક્ત છે. માત્ર આ મહેલની મર્યાદા બાહાર જેટલા રહેનારા છે તે શ્રીકૃષ્ણ ભક્તી વીનાના પાપ અને કપટ પ્રપંચમાં ખરડાયલા તમામ ગુન્હેગાર છે;

**રાણો**—( ક્રોધાતુર થઇને ) અરે હરામી ! તું મ્હને ગુનેગાર કહેવા માગે છે કે ? જલદીથી ઉતર આપ્ય કે તારી પાસે કોણ આવે છે ?

**મીરાં**—જે મારા હૃદયમાં રાત્રી દીવસ રમી રહ્યા છે. એજ આવે છે ?

**રાણો**—સાબાશ, હવે તું સાચુ બોલે છે; તો હવે તે માણુસ ક્યાં છે ? બતાવી દે;

**મીરાં**—આ બધો મહેલ દેખાય છે તેમાંથી તમને નજરે પડે તો પકડી લ્યો:—તમને જે વ્હેમ આવે છે તે માણુસ આ મેહેલમાં કિંવા મારી પાસે છેજ નહી;

**રાણો**—અરે એ રંડા ? હમણાંને હમણાં આ તલવાર નીચે મ્હોતને વશ થઇશ;

**મીરાં**—હું કદી આપની તલવારથી મ્હોતને વશ આજ થઇશ તો તમને પણ જ્યારે ત્યારે કાળ છોડનાર નથી. સઘળું જગત મ્હોતને વશ છે તેથી એ બાબત મને કાંઇ ભય કિંવા આશ્ચર્ય નથી,

**રાણો**—અરે કુલટા ! મુખ્ય ત્હારોજ વાંક છે; તુંજ પુરૂષને ભ્રમિત કરાવનારી અને ફંદમાં ફસાવનારી છે; જ્યારે તુજ વ્યભિચારિણી હોય તો પુરૂષ પ્રવેશ કરી શકે છે ખરૂ જોતાં પુરૂષનો દોષ નથી પણ ત્હારોજ દોષ નજરે પડે છે તેથી તારો નાશ કરવો એજ ઉત્તમ છે કે આ ચિતોડગઢ રાજ્યને કલંક લાગે નહી. એમ કહીને રાણાજી તલવાર ઉગામવાને ઉંચો હાથ કરેછે એટલામાં તેણે મીરાંબાઇના ચાર સ્વરૂપ દીઠાં; રાણાએ મીરાંબાઇના ચાર સ્વરૂપ જોયાં એટલે તલવારનો ઘાવ કરતાં એકદમ ખમચાઇ ગયો અને વિચાર કરવા લગ્યો કે વળી આ કૌતક શું હશે ! એ રાંડ જાદુ વાળી છે એમાં કંઇજ શક નથી: પણ હું કયા રૂપ ઉપર તલવારનો ફટકો કરૂ. કેમકે ખરી મીરાંબાઇ કોણ છે ? તેની બીલકુલ ઓળખાંણ પડતી નથી એર ગમે તેમ હોય પણ ચાંરે રૂપ ઉપર તલવાર ફેરવું.

એટલે તેમાં જે ખરી હશે તેપણ નાશ પામશે; એવા વિચારથી જેવો તલવાર ફેરવવા જાય છે. એટલે સોળ સ્વરૂપ નજરે જોવામાં આવ્યાં.

આમ થવાથી તે છેક અભો બની ગયો, અને તલવાર હાથમાં ને હાથમાંજ રહી ગઇ એટલામાં સદરહુ સોળ સ્વરૂપમાંથી એક સ્વરૂપે બોલવાને શરૂવાત કરી કે; હે રાજન્ તમે મેવાડની ગાદી ઉપર રાજ્ય કરનારા રાણાજી થઇને તમારા બાપ દાદાના પરાક્રમને લાંચ્છન લગાડો છો. હે રાણા નિર્બળ અને નિર્વિકારી ગરીબ સ્ત્રીયો ઉપર તલવાર ફેરવવાથી તમારી મરદાઈ કહેવાતી નથી. પણ એતો અધર્મ અને નીચ કામ કહેવાય છે.

જો કે તમારામાં શુરત્વ અને તલવાર બળનું અભિમાન હોય તો નિર્દય માણસો ગાયોનો વધ કરે છે તેવા માણસો ઉપર તલવાર ફેરવો.

જો તમને તલવાર બળનું અભિમાન હોય તો પ્રજાને હેરાન કરનારા ચોર અને દુર્જન માણસોના ઉપર તલવાર ફેરવો તેમજ દેશ ઉપર ચઢી આવનારા બળવાન દુષ્મનો જેઓ પ્રજાના જાન માલને પાયમાલ કરાનાર, તથા ધર્મમાં દખલ કરનારા, તથા દેવાલયો તોડી નાંખનારા તથા સ્ત્રીયોની લાજ લેનારા અને લુટી લેનારા એવા બળવાન શત્રુની સામે ઢાલ પકડીને લઢો; અહિયાં શાની ગર્જના કરો છો? અહિયાંની ગર્જના તો નામર્દ માણસ પણ કરી શકશે. હે રાણા ! તમારે તો બહુજ શરમાવું જોઇએ.

સોળ સ્વરૂપમાંથી એક બાઇનું વચન સાંભળીને રાણાએ તલવાર મ્યાંન કરી; અને વિચિત્ર ચમત્કાર જોઇને બોલ્યા ચાલ્યા વીના હેઠળ ઉતરી પડયો, પછી પોતાની રાજમઢી તરફ વીચારના વમળમાં ભરાયલો રાણોજી ચાલ્યો ગયો;

સઘળી બનેલી હકીકત રાણાજીએ પોતાનાં માતુશ્રીને કહી જણાવી તેમજ આ હકીકત દાસ અને દાશીયોના જાણવામાં આવ્યાથી આખા નગરમાં ફેલાઇ ગઇ એમ થવાથી દેશ પરદેશ પણ વાત ચાલી ગઇ જે કોઈ આવા ચમત્કાર સાંભળે તેઓ પણ વીચીત્ર વીચારના વમળમાં ફસાય તેમ થતું હતું;

મીરાંબાઇના અવાસમાંથી રણાજી ચાલ્યો ગયો એટલે જેમ હતું તેમ થઇ ગયું તીસરે મજલે નાટારંગીની શરૂવાત થવા લાગી; કોમળ સ્વરથી ઇલાપ નીકળવા માંડયો અને તંબુર ઉપર તર્જની આગણીથી થતો રણકાર કાને પડવા લાગ્યો;

શ્રી કૃષ્ણ પરમાત્મા, મીરાંબાઇને દર્શનનો લાભ આપીને અંતર્ધ્યાન થયા. અને જેમ ચાલતુ હતું તેમ ચાલવા માંડ્યુ

આ તરફ દીવશે દીવશે મીરાંબાઈ ઉપર રાણાજીનોરોષ વધતો ગયો. તે સાથે અનેક પ્રકારના વ્હેમ વધતા ગયા; એટલુંજ નહી પણ કાળકતાંત અવાશના ભુત લોકોને પણ મીરાંબાઇએ વશ કરી નાંખ્યા. એવા ગપો રાણી વાસમાં ચાલવા લાગી. તેથી. રાણાજીને વારંવાર તર્ક વીતર્ક ચલાવવા પડતા હતા અને છેવટે એ નિર્ણય કર્યો કે મીરાંબાઇને હળાહળ વીષપ્રયોગથી મારી નાંખવી એ ઠીક છે. એમ વીચાર કરીને વિદ્વાન રાજ્ય વૈદ્યોની સલાહથી હળાહળ વીષ તૈયાર કરવાનો પ્રયત્ન શરૂ કીધો. અને તે કાર્ય સફળ થાય ત્યાં સુધી રાણાજી શાન્ત ચીત્તથી બીજી ખટપટ કર્યા વિના બેથી રહ્યા;



## પ્રકરણ ૧૨ મું.
### દિલ્હિ દરબાર

### અકબર શાહની સભા અને અકબરનો મોહ
તથા યુક્તિ




ખા હીંદુસ્તાનની સત્તા ચલાવનાર આ વખતે અકબર હતો; તેમજ શેહેનશાહ ગાદીની મુખ્ય જગો દીલ્હી ઠરાવામાં આવી હતી. તેથી તે દીલ્હીની શોભા કોઈ અજબ તરેહની હતી; જ્યારથી મોગલ. પઠાણ. ઇત્યાદીક આ હિંદુસ્થાનમાં પોતાના બાહુ બળથી પેઠા અને રાજ્ય સંપાદન કર્યું ત્યારથી હીદુસ્થાનની મર્યાદા બાહેર ચારે બાજુ તરફ દેશ વિદેશના રહેનારા. મુસલમાનોની વસાયત ઘણી થવા લાગી હતી. તેમાં વળી અકબરશાહ બાદશાહની વખતમાં તો દીલ્હી શેહેર મુસલમાનોથી ભરચક હતું.

અકબર બાદશાહ તીક્ષણું બુદ્ધી વાળો. સમજદાર. અને કાર્ય સાધવામાં ઘણો કુશળ હતો. પુર્વે આ ભરતખંડમાં અમલ ચલાવનાર બીજા બાદશાહો થઈ ગયા. તેના કરતાં અકબરશાહની રાજનીતી વખાણુવામાં આવી હતી; તે ચતુરં અને વિચીક્ષણુ હતો તેથી કાર્ય સાધવાની યુક્તિનો ભેદ છુપો રાખીને પણુ પક્ષપાંત કરતો નહોતો, જો કે તે ઇસ્લામી ધર્મમાં હતો પણુ. તે બીજા ધર્મનો સાર સમઝવાને પ્રયત્ન કરતો; તેથી અકબરને એટલી તો ખાત્રા થઇ ગઇ હતી કે હિંદુ વર્ગના વીદ્વાનોએ જેને વિષયોલખ્યા છે તે બહુજ મનન કરવાં લાયક છે. તેથી હિંદ

વર્ગના વિદ્વાનને પોતાની સભામાં બોલાવતો હતો, અને તેમનાથી ધર્મ સંબંધી વાદ વીવાદ કરતો. આ વખતમાં અકબર પાસે ચાલક અને ચતુર ફૈજી નામનો એક લાયક માણસ હતો, તેને ઉત્તેજન આપીને તથા વ્રિજ ભાષાનું, તથા દક્ષણી ભાષાનું, અને કેટલુંક ઇગ્લીશનું જ્ઞાન સિક્ષકો થી કરાવીને સંસ્કૃત ભાષામાં પ્રવેશ કરાવ્યો હતો;

વળી ભરતખંડના વીદ્વાન બ્રાહ્મણોની સાહાતાથી ફૈજી પાસે માનવ ધર્મ શાસ્ત્ર, શુક્રતીની, પંચતંત્ર; મનુ સ્મૃતિ, અને વેદાંન્ત વીષયમાં અદ્વૈત માર્ગ પ્રતિપાદન કરનારા પુસ્કોમાંથી ટુકું હસ્ત કઢાવીને તથા ઉપરના પુસ્તકોની ફારસીમાં અને ઉર્દુમાં ટીકા કરાવતો હતો; અને ફૈજી પાસેથી વખતે વખતે સમઝી લેતો હતો. તેથી ભરતખંડના વિદ્વાન લેખકોના વ્રિચારને તે બહુજ સાબાસી આપતોહતો.

એટલા કારણથી હિંદુ વર્ગના કેટલાક વિદ્વાનો કવી તેની સભામાં સમય સુચકતાનો હાજર જવાબ આપવામાં કુશળ રેહેતા હતા. તે પૈકી. બીરબલ નામનો ચતુર અને વીદ્વાન માણુસ તેની પાસે હમેશાં રહેતો હતો. તેમજ ગંગ કવીનું પણ સારૂ માન હતું; આ વખતમાં મહાં વિદ્વાન જગન્નાથ પંડીત પણ તેમની પાસે હતા. વળી તે જગન્નાથ પંડીતને અકબરે સર્વ શુભ ગુણ પંડીત. રૂપ, લાવણ્યવતી એક કન્યા જે કે પોતાના નીકટના ભઈયાત વર્ગમાંની હતી તે કન્યા આપી હતી. તે સાથે બાદશાહે તે પંડીતને એક ગામ. અને પાંચ હાથી. ડંકો નીશાન. પાલખી. વીગેરે ભારે વૈભવ આપ્યો હતો. તે પંડીત પોતાની વકતૃત્વ શક્તિના પ્રભાવથી. યાવતી સુદ્ધાં પોતાની નાતમાં આવ્યો હતો.

અર્થાંત અકબરની સભામાં સારા ગુણવાન, દીર્ધદર્શીઅને શુર પુરૂષનો ઝમાવ હતો; એ સભામાં. જોધપુરનો રાંણો માલદેવ જે કે પોતાની પુત્રી જોધબાને અકબર સાથે પરણાવી હતી. તે અકબરનો સાસરો થઇને અમીર પદ ધારણ કરીને મોહોટી સત્તા સાથે નોકરી બજાવતો હતો.

આ વખતે જયપુરનો રાજા બીહારીમલ જે કે પોતાના પુત્ર ભગવાનસીંહની પુત્રી અકબરના પાટવી પુત્ર સલીમને આપી હતી. તેથી તે પણ મોટી પદવી પ્રાપ્ત કરીને નોકરી બજાવતો હતો;

પોતાના પુત્ર સલીમનો સસરો ભગવાનસીંહ હતો તેને પંજાબ પ્રાંતની સુબાગીરી આપી હતી; અને એજ પંજાબ પ્રાંતનો સુબો ભગવાનદાસ પોતાના પુત્ર; માનસીંહને અકબરની સેનામાં મોહોટો સેનાપતિ ઠરાવ્યો, હતો જેમાં તે માનસીંહે હિંદધર્મનો તથા ક્ષત્રીવટના નેકટેકનો, અને ઐકયતાનો કટો શત્રુ થઇને સ્વજાતી ભાઇયો ઉપર ચઢાઇ કરવામાં કંઇજ વીચાર રાખતો નહોતો; અને સ્વજાતી ભાઇયો સાથે રૂધીરની નીંક વેહેવરાવી હતી. એમ કહિયે તો ચાલે.

ફકત મેહેરબાની મેળવવા ખાતર તથા સબળનાં પક્ષ પકડવા માટે, અને ધર્મ વિરૂદ્ધ વર્તનમાં પડીને વડિલોના નામ ઉપર મેંશ લગાડવામાં તેઓ વિચાર નહિ કર્યા તેથી શુર રજપુત વર્ગમાં તે છેક નિચા દરજ્જાના કહેવાયા હતા,

આ પ્રમાણે અકબરશાહની સાથે ઘણાખરા રજપુત રાજાએ, એ પોતાના ઘરની છોકરી આપીને સંબધ બાંધ્યો હતો. અને એજ આધારે પોતાંની ભુમિ અને રાજ્યને સા-

ચવી શકયા હતા. પણ ચિતોડગઢનો રાણો કદીપણુ કોઇને નમ્યો નહોતો, એટલુંજ નહિ પણુ જ્યારે ત્યારે જેની તેની સાથે યુદ્ધ કરીને હંફાવી નાંખ્યા હતા, તેથી દીલ્હી તખ્ત ઉપર જેટલા બાદશાહ થઈ ગયા તેટલા બાદશાહો ચિતોડ ગઢના પરાક્રમને માટે કટાક્ષ નજરથી જોતા હતા. પણ કોઈનું કંઇ ચાલી શકયું નહોતું તેમજ જે તે બાદશાહના હૃદયમાં ચિતોડગઢ માટે મોટું સાલ હતું.

આ વખતે અકબરશા હતો. અને તેની કારકિર્દીમાં સ્વતંત્ર દર્શક ચિતોડગઢમાં કુભાજી રાણો હતો. તે પણ પોતાના પૂર્વજોની મુંછના બિરદને સાચવતો હતો; અકબરનો કટાક્ષ ચિતોડ ઉપર હતો; અને તે જીતી લેવાને તેના હૃદયમાં અનેક ગોઠવણીયો ઘડાતી હતી. તેમ ખંડન પણ થતી હતી.

પોતાના નિયમીત વખત પ્રમાણે આજે અકબર સભામાં હિંદુ વર્ગના શૂર મર્દ રજપૂત રાજાઓ પણ બેઠા હતા. અને મુગલ તથા પઠાણ સેનાપતિ વિગેરે તથા કેટલાક સુબાઓ ત્યાં હાજર હતા.

સભા સઘળી શાન્ત હતી. આ વખતે અકબરે પોતાની ડાબી બાજુએ નજીક બેઠેલા વજીર જફર અને ફારશી તથા અરબ્બી ભાષાનો પંડિત ફૈજી તરફ નજર કરીને સવાલ કર્યો કે ચિતોડગઢકી કુછ નયા જુની હકીકત માલુમ હય!

**જફર**—ગરીબપરવર ! અભિકા મામલા ન્યારાહી માલુમ પડયા હય !

**અકબર**—કૌનસા મામલા !

**જફર**—મેડતા નગર કે જયમલ રાઠોડકી લડકી મીરાં·

બાઇ કે સંગ રાણાને શાદી કીઈ હય. અબ પીછેસે ઐસા માલુમ હો રહા હયકી વોહ મીરાંબાઇ રાણાસે ઘરસંસાર માંડતી નહિ; ઔાર રાધાક્રિશનકી ભકતાંણી બનકર, નાચ કરતી હયે. હાથમેં તંબુર પકડકર ગાતી હય, મસ્ત બન ગઇ હૈ; જહાં જહાં દેખો વહાં વોહ મીરાંબાઇકી બાત ચલ રહી હય; ઔાર સબ લોગ કહેતે હયકી, વોહ મીરાંબાઇ ઐસી ચાલાક હયકી કવિતા ઔાર સંગિતમે ખુબ કુશલ હય.

ફૈજી—( વચમાં બોલી ઉઠે છે ) હાં, હાં, જહાંપના! એ બાત સચ્ચ હય; ઇસ હિંદુસ્તાનમેં મીરાંબાઇકી ખુબ સુરતીકી તયારીફ બહુતહે. ખુદાને મીરાંબાઇકા બદન બનાયકે હાથ ધોયે હય; સારી મેવાડમાં વોહ મીરાંબાઈ એક રત્ન હય; ઔાર ઇનિકા હુસ્ન દેખને કે લિયે બહુત રાજકુમાર વેશ પલટ કર ગયેથે, ઔાર ઇનિકે સંગ શાદી કરનેકે-લિયે બહુત મહિનત કર રહેથે મગર આખિરમેં ઉસ મીરાં બાઇકા લેખ ચિતોડકે રાનેકે બહાં હુવે હે.

લેકીન વોહ રાણા અપની મુરાદ હાંસલ કર શકા નહિ; ઉસ સબ્જપરી યાને હુર પરી જૈસી મીરાંબાઇકા હાત પકડનેકોભી નશિબદાર હુવા નહિ;

**અકબર**—અહાહા તાજુબ હયકી, મસ્ત જોબનવાલી હય. મગર કયા ઇસિકે બદનકો સેતાન નહિ ચલાતાં હોગા!

ફૈજી—જનાબ ! આપકા અંદા સચ્ચા હય; ઉસ મીરાં; બાઈકે મહેલમેં કોઇ જુવાન મર્દ હરવખત આતાહય. ઔાર અયસી બાતભી રાનાકો પહોંચી ફિરવોહ તલવાર પકડકર મીરાંબાઇ કે મહેલમેં ગયા; ફિર ઐસી ચોકસ બાત ફૈલ રહીહયકી એક મીરાંબાઇ કે બદલમેં ચાર મીરાંબાઇકા હુસ્ન દેખ રહથિા.

તોંભી ઔરત ઉપર તલવારકા ઘાવ લગાને જૈસા જાતા હય ઉસબખ્ત રાણાને સોલહ મીરાંબાઇ દેખી; ફિર વોહ કુચ્છ કિયે બિના વ્હાંસે ચલા ગયા.

**અકબર**—તોબાહ તોબાહ; હમકો બહુત તાજુબ લગના હયકી, ઐસા કિસતરહસેં બન સકે ! ઉસ મિરાંકે પાસ જાદુઈ ખેલ હોગા.

**ફૈજી**—નહી નહી. હજુર; વોહ બહુત ભક્તિ કરતી હય, ઐસા હરવખત પાક રહેતી હય, ઈસલિયે ખુદા ઇનકે પર સહાય હોતા હય.

**અકબર**—વોહ સબખેલ આંખુસે દેખના ચાહિયે કાન હે સુનિ કુચ્છ મુનાસબ નહિ, લેકીન આંખસે દેખી ગઇ. ઔર અનુભવ ઔર પ્રમાણુ કીયેસી પ્રતિત હોતીહય.

**ફૈજી**—જૈસી હજુરકી મરજી.

**અકબર**—( બીરબલના સામે જોઇને ) કયોં બિરબલ ! અપને દોને મિલકર ચિતોરમે જાવે ઔર દેખેં તો કેસા. !

**બિરબલ**—બહુત અચ્છા, એકતો મિરાંબાઈકા હુસ્ન દિખા જાયકા, ઔર દુસરા યહ હયકી ચીતોડઘઢમે પેઠનેકા રસ્તેકી માહીતી હોગી, ઔર તીસરી માહીતી ચિતોડઘઢકી રાજઘઢી ઔર ઇમારત બાંધણી ઔર ઇસ નગરમેં રહીને વાલે લોગકી ખુબી દેખાઇ જાયગી.

**અકબર**—સાબાશ બીરબલ; મેરેજીગરમેં જો થા વોહ તેરેહી જીગરમેં હય, મગર ચીતોરમેં વેશ પલટકર જાના ચાહિયે.

**બિરબલ**—વેશ પલટનેમે. હિંદુ ધર્મકો મિલકર પલટના ચાહિયે બહેતર હયકી સન્યાશીકે વેશ ધારન કરના રાસ્ત હય.

**અકબર**—જબતો પરસુકે રોજ જાના ચાહીયે. ઔર ઈસ-કામમેં સબ બંદોબસ્ત તુમ કર રખ્યો મેરે સંગ આનેકો તુમ તયાર રહો ઔર સબ પ્રકારકી યુકતીમેં અપનેકો કો ઇભી રીતીસે દખલ નહોવે એસા બંદોબસ્ત કરો.

**બિરબલ**—તાબેદાર હાજર હય, અબ મ્હે ઈસ કામ-કી તજવીજ કરતાહું.

સાંજના પાંચ વાગ્યાનો સુમાર થયો એટલે સભા બર-ખાસ્ત થઇ.



# પ્રકરણ ૧૩ મું.
## ચિતોડગઢ.

---

### બે સંન્યાસીની સરભરા.
### અને
### મિરાંબાઇને મોતીના કંઠાની ભેટ.

---



દિવશે દિવશે મિરાંબાઇએ પોતાની ભક્તિનો પ્રભાવ વધારે ફેલાવવા માંડયો એટલે દેશ પરદેશથી વિકરત સાધુની મંડલી પણ ચિતોડમાં આવી પોહોચી. અને તે સાધુ મંડલીને મીરાંબાઇ દરરોજ ખોરાક પુરો કરતી હતી.

સાધુ લોકો મિરાંબાઇના કાળકૃતાંત. મહેલના મોટા ચોકમાં બેશીને ભજન કરવા લાગ્યા, અને એજ સાધુ મંડળમાં બેશીને મીરાંબાઇ પણ ભજન કરતી હતી; આમ થવાથી સરાસરી ત્રણસે સાધુ અને બસે સાધુડીયો મીરાંબાઇના કાળકૃતાંત અવાસમાં રહેવા લાગ્યા. સાધુ લોકોની પ્રદિક્ષણા કરીને તથા તેમના ચરણનું ચરણામૃત લેતી હતી. તેવા સંત પુરૂષનો સમાગમ દુર્લભ છે એમ પોતાના નિખાલસ મનવડે કરીને સમઝતી હતી; તેજ પ્રમાણે સાધુ લોકો પણ સત્વગુણી અને રાગદ્વેશ વિનાના વિકાર રહીત પવીત્ર હતા; તેમજ તે સાધુ મંડલી કૃષ્ણ પરમાત્માની ભક્તિમાંજ મસ્ત રહેતા હતા. અને પવીત્ર મીરાંબાઇને સાક્ષાત દેવી પ્રમાણે માનીને તેમનાં દર્શણ કરતા હતા. આહાવા નિખાલસ મનના સાધુમાં મિરાંબાઇને સમજીને શ્રી કૃષ્ણ ભગવાનની સખીયો છે એમ સખી રૂપ સમજી,

આમ થવાથી દેશ વિદેશથી સાધુ પુરૂષો મીરાંબાઈનાં દર્શન કરવા સારૂ આવ્યાં કરતા હતા; અને તે આવનાર મુસાફર સાધુ તેમની મરજીમાં આવે ત્યાં સુધી અન્નપાન કરીને પડ્યા રહેતા હતા. અને હરિ કિર્તન કર્યા કરતા હતા

**ભજન.**

હે લાખા તારારે મોલુંમાં અતર બહેકેછ-એ રાહ.
હે સંતો સદગુરૂ વિનાના મારગ નવ ચડસોજી
પંથ અવળામાં આથડી પડશો—હે સંતો–એ ટેક.
હે સંતો કુડીયાને કપટી ક્રોધીને કામીજી,
વેશ ધારીને નાખજે વામી, હે સંતો. ૧
હે સંતો નીરમાની નીરલોભી નીષ કામી નીરખીજી
એને હરદમ સેવજે હરખી— હે સંતો. ૨
હે સંતો આપે તર્યાને પરને તારેછ,
મુંઢ ભવજળમાં બોળી મારે. હે સંતો. ૩
હે સંતો કહે મીરાંબાઈ પરખી લીયો પુરાજી,
સત ધરમ પાળે તે શુરા હે સંતો. ૪

આજે શ્રી કૃષ્ણ પરમાત્માના જન્મ દિવશની જન્માષ્ટમી હતી તેથી શ્રી રાધાકૃષ્ણનો ઉત્સવ મીરાંબાઈના અવાસમાં બારે ઠાઠથી અને ડીમાકથી રચવામાં આવ્યો હતો.

આ ઉત્સવમાં ભાગ લેવાને માટે સરાસરી પાંચસે સાધુનો જથો થયો હતો. તેમાં જુદેજુદાં ટોળાંની મિજલસ બંજન માટે વીરિતણે કાળક્રતાંત મેહેલના મોટા વિસ્તાર વાળા ચોકમાં બેઠાં હતાં.

બીજી બાજુ તે સમગ્ર સાધુને માટે ફળાહારની ગોઠવણ થયાં કરે છે. વળી સાધુની રીતસર શરભરા રાખવાને માટે મીરાંબાઇની પિયર પક્ષના પાંચ પચિસ દાસ લોકો હતા. તેઓ હાજર રહ્યાં કરતાં હતા શ્રી કૃષ્ણ પરમાત્માની

ભક્તિથી મીરાંબાઇ પાસે અખુટ સીદ્ધી હતી તેથી તે પ્રભાવને લીધે સર્વ કાર્ય કરવામાં કોઈ રીતની હરકત પડતી નહોતી.

આજે દીવશના અગીયાર વાગ્યાનો સમય થયો હશે તે વખતે, મિરાંબાઇના મહેલના મોટા દરવાજા આગળ બે શન્યાસી આવીને ઉભા રહ્યા તેમને જોઇને મીરાંબાઇના શ્રદ્ધાળુ નોકરે તેમને સારી પેઠે આવકાર આપીને જ્યારે પુછયું ત્યારે સન્યાસીઓએ જવાબ આપ્યો કે આ મહેલમાં શ્રી કૃષ્ણ ભગવાનનાં ભક્ત શ્રી મીરાંબાઈ છે તેમના પવીત્ર દીદારનાં દર્શણ કરવાં છે.

તે દ્વારપાળ નોકરે બન્યો સંન્યાશીને ત્યાંજ ઉભા રાખીને, મીરાંબાઇ તરફ ગયો.

મારા વાચક મિત્રોના જાણવામાં તો આવ્યુંજ હશે કે આ બે સંન્યાશી જે છે તે એક અકબરશાહ અને બીજો બીરબલ છે. પેલો નોકર મીરાંબાઇને ખબર આપવા ગયો એટલામાં આ બન્યો સંન્યાશી પરસ્પર યુકિત રચવા લાગ્યા તેમાં બાદશાહે બીરબલને કહ્યું કે હિંદ ધર્મમાં ઉંડી ખાંચખુંચની તને ખબર છે અને તું ગુજરાતી ભાષા સારી પેઠે જાણે છે માટે રીતસર પ્રસ્નો જે કંઇ કરવાના તે તુંજ કરજે અને તેમાં મને જે કંઇ શંકા આવશે તે હુ પ્રસ્ન કરીશ. આ પ્રમાણે બન્યો સંન્યાશીયો સંકેત કરી રહે છે એટલામાં દ્વારપાળ આવી પોહોચ્યો અને તેમના ચરણમાં મસ્તક નમાવીને ઘણા આદર માનથી અંદર લઈ ગયો.

પેસતંજ ડાબા હાથ તરફ કદાવર મોટો પોપટ પાંજરામાં હતો તે પોપટના મુખમાંથી ॥ રાધાકૃષ્ણ ॥ શબ્દ શુદ્ધ નીકળતા હતા, તે સાંભળીને બન્યો સંન્યાશી એક

બીજા તરફ જોઇને અને મંદહાસથી પેલા નોકર સાથે આગળ વધવા લાગ્યા.

આગળ જતાં મોહોટો વિસ્તારવાળો ચોક આવ્યો; તે ચોકની ચારે બાજુ મોટી પડાળીયો હતી. અને તે પડાળીમાં હારબંધ સેંકડો સાધુ લોકો બેઠા હતા.

તે ચોક વટાવીને આગળ ગયા. એટલે મોહોટો મેહેલ આવ્યો. તે મેહેલના બારણા આગળ ચાર રજપુતો શસ્ત્ર અસ્ત્ર પકડીને રક્ષણ કરવા માટે બેઠા હતા. તેઓએ સંન્યાશીયોને જયનારાયણ, શબ્દ બોલીને નીચા નમીને દંડવત્ પ્રણામ કર્યો; મીરાંબાઇનો નોકર સાથેજ હતો તેથી બન્યો સંન્યાશી તે મહેલમાં પ્રવેશ કરીને આગળ ચાલ્યા અને એક સુંદીર શ્રૃંગારેલા ભાગમાં તેમને મોટા સુભોભિત પાટલા અને તે ઉપર ઉનના ભરેલા આસન મુકીને બેસાર્યા પછી નોકરે કહ્યું કે આપ આ આસન ઉપર બેસો અને હું બાઇસાહેબને ખબર આપવા જાઉછું અને કહુ છું કે સંન્યાશી માહારાજ પધાર્યા છે.

પેલા બન્યો સંન્યાશી ॥ જેયનારાયન ॥ એમ બોલીને આસન ઉપર બેઠા અને પેલો નોકર તે મહેલની મેડી ઉપર ખબર આપવા ચાલ્યો ગયો.

થોડીક વાર થઇ એટલે મીરાંબાઇ પોતાની બે દાશીયો સાથે સદરહુ સન્યાશી પાસે આવ્યાં. અને પ્રેમ પૂર્વક બે હાથ જોડીને તથા મસ્તક નમાવીને જયનારાયણનો ઉચ્ચાર કર્યો. આ વખતે મીરાંબાઇ દેવપુજનનું કામ આટવીને આવ્યાં હતાં. અંગ ઉપર શ્વેત વસ્ત્ર ધારણ કર્યું હતું. મસ્તકના કેશ બન્યો ખભા ઉપર છુટા રહેલા છેક ઉરોજના ભાગને સ્પર્શ થતા કમર સુધી લટકતા સ્યામ વર્ણના હતા. કપોળમાં ભસ્મનુ ત્રિપુંડ કરેલું હતું અને તે ઉપર ગોપીચંદનું

ઉર્દ્ધ પુંડ કરીને તે ઉર્દ્ધ પુંડ્રમાં કાસ્મિર ગોળ તિલક કર્યું હતું. બન્યો કાનમાં તુળશીના ઝીણા મણકાની ત્રણ ત્રણ શેરો લટકતી હતી. મીરાંબાઇના અવર્ણનીય રૂપ લાવણ્યતા ઉપર આહાવો શ્રૃંગાર હતો છતાં તે કેવળ મોહક લાગતો હતો; અને તે મોહક સ્વરૂપ જોઇને આ આવેલા બન્યો સન્યાશીયોમાંથી કોહોને વધારે મોહ પ્રગટ થશે ! કિંવા તે મોહીની સ્વરૂપ જોઇને કોનું મન ગલિન થઈ જશે ! એતો મ્હારા વાચકમિત્રો સમઝીજ લેશે.

મીરાંબાઇનો નમસ્કાર બંન્યો સન્યાસીએ સ્વીકાર્યો અને નારાયન, નારાયન, એવા શબ્દો બોલીને બંન્યો હાથ ઉંચા કરીને આશિર્વાદ આપ્યો.

મીરાંબાઈ તે સંન્યાશીના સમીપ આઠ હાથ દુર એક સુંદીર બેઠક ઉપર બેઠી; અને સ્મિત હાસ્યથી સન્યાશી તરફ નજર કરીને કહ્યું કે માહારાજ ! આપે મારો અવાસ પાવન કર્યો તેથી આપનો ઉપકાર માનુ છું.

**પહેલો સન્યાસી**—બોલ્યો કે આપકી લાયકી સારી છે, તેમજ આપ શ્રદ્ધાળુ છો તેથીજ આપના હૃદયમાંથી નમ્રતાની વાણી નીકળે છે.

**મિરાંબાઇ**—માહારાજ ! આપ જેવા સંત પુરૂષોની શેવા બજાવવી એજ આ દેહનું સાર્થક છે. માટે કૃપા કરીને આ ઝુપડીમાં ઇચ્છામાં આવે ત્યાં સુધી રહો અને શેર જુવાર મળે તે પોષણ કરીને શ્રી કૃષ્ણ પરમાત્માનું ભજન કરો એવી માગણી કરૂ છું.

**પહેલો સન્યાસી**—માજી ! અમે લોકો અન્ન ખાતા નથી. તેમજ વસ્તીમાં પણ રહેતા નથી. આ ડુંગરાઓમાં અમારે માટે ઇશ્વરે ફળફળાદિક તૈયાર કેરી મુકયાં છે. તથી ક્ષુધા શાંન્તી કરવાને માટે અમે ફળનો ઉપયોગ કરીએ

છીએ અમારી ભિક્ષા વનસ્પતિ અને વૃક્ષો પુરી પાડે છે તેથી અમારી અવાચક વૃત્તિ છે; માત્ર અમેતો આપ પવિત્રના દર્શન કરવાનેજ આવ્યા છીએ.

**મિરાંબાઇ**—હે માહારાજ ! પવિત્રતો ઇશ્વર છે. એજ ઇશ્વર શ્રી કૃષ્ણ પરમાત્મા છે. આપતો મહાત્મા છો, વળી તપસ્વિ છો. છતાં હુ અધમ પાપીનું દર્શન **શું** ! **હે દેવ !** ઉલટ રીતે આપે મને દર્શન દીધું તેથી હું માહારૂ ધન્ય ભાગ્ય માનું છું. કે આપ જેવા, ગિરી પર્વતમાં, **અને** નિર્જન સ્થાનમાં નિવાસ કરનારા પવિત્ર માહાત્મા મારે ઘેર ક્યાંથી. ?

**પહેલો સન્યાસી**—હે માતા! આ નગરનું **શું** નામછે.?

**મિરાંબાઇ**—ચિતોડગઢ છે.

**પહેલો સન્યાસી**—તો શું આપના માત પિતા અહિંયાં છે કે. ?

**મિરાંબાઇ**—ના, ના, એમતો નથી. મારા માત પિતા તો, મેડતા નગરના જયમલ દરબાર છે એજ થાય છે. અને અહિંયાં તો માહારૂ સાસરૂ છે.

**પહેલો સન્યાસી**—એમ કે ! ઠીક ઠીક ત્યારે તો આ ચીતોડગઢનો રાણો આપનો પતિ થાય કેમ ખરૂ કે !

**મિરાંબાઇ**—હા. એમ છે ખરૂ.

**પહેલો સન્યાસી**—(માથુ હલાવીને મોટા વિચારમાં પડ્યો હોય તેવો ડોળ બતાવ્યો અને કેટલીક વાર બોલ્યા ચાલ્યા વિના બેશી રહ્યો.

**મિરાંબાઇ**—માહારાજ! આપ શા વિચારમાં ગુંથાઈ ગયા ?

**પહેલો સન્યાસી**—કંઇ નહી.

**મિરાંબાઇ**—ના, ના, મહારાજ ! શંકા **પ્રગટ** **થઇ**

હોય તો આપ મહાત્મા જ્યારે ન કહો તો બીજો કોણ કહી શકે.?

**પહેલો સન્યાસી**—તમારા પુજ્યપતિને તરછોડીને આ યુવાવસ્થામાં આમ સ્વતંત્ર કેમ રહો છો. ?

**મીરાંબાઇ** – મહારાજ ! હું સ્વતંત્ર નથી. કેમકે અનેક વાર જન્મ લેવો પડે છે.

**પેહેલો સંન્યાસી**—[ જરાક ખમચાઇને ] હાં હાં સમજ્યો; માતાજી ! આ શરીરમાં જે જીવ છે એતો સ્વતંત્ર છેજ નહી. અને એમ તમારૂં કહેવું વ્યાજબી છે પણ રૂડી વ્હેવહાર દેશ. કાલ. કર્મ ધર્મ નિતિ, સદ્‌વિચાર, વિવેક ઇત્યાદિકને જાણીને ગ્રહસ્થાશ્રમમાં રહેવું જોઇએ કેમકે વિકારને વશ થએલું મન ચળી પણ જાય છે, માટે ઇંદ્રીયોનું સુખ ભોગવીને, અને અનુભવીને તે ગ્રહસ્થાશ્રમનો ત્યાગ કરીને મનની એકાગ્ર વૃત્તિ દ્વારાએ નવધા ભક્તિ કરવી ઘટે છે. અત્યારે તો તમારે તમારા પતિની શેવા કરવી જોઇએ, હે મીરાં ! પતીની શેવા કરવાથી દીનતા પ્રાપ્ત થાય છે; તે દીનતા ( નમ્રપણાથી ) થી તામસ પ્રકૃતીનો નાશ થાય છે. અને સત્વગુણીનું દર્શણ પમાય છે. જ્યારે એમ થાય છે ત્યારે એ પણ ઇંદ્રિયના ધર્મને દમન કરવાની નીતિ છે અને એજ આશ્રમમાં સત્યતા દયાની વૃદ્ધિ થાય છે; સંત પુરૂષોની શેવા પણ થઇ શકે છે. સંત લોકોને આશ્રય આપવાને તમે ઉપાર્જીત કરેલું દ્રવ્ય પણ ઉપયોગમાં આવશે; અનાશ્રિત, લુલા, આંધળા, પાંગળા, અને રોગીષ્ટ માણસોની શેવા ગ્રહસ્થાશ્રમી પુરૂષ કરે છે, માટે ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ટ છે.

**મિરાંબાઇ**—( સ્મિતહાસ્યથી ) હે મહાત્મા ! જ્યારે ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ટ છે ત્યારે તે આશ્રમનો આપે શામાટે ત્યાગ કર્યો ! ત્યાગ કરીને પણ હવે આ આશ્રમમાં શું જોવા

ધારો છો !

**બીજો સં**—(વચમાં બોલી ઉઠે છે) વાહ, વાહ, વાહ, સાબાશ મિરાંબાઇ! આપકા જવાબ બહુત ઉતમ હય; લેકીન ઈસ બાતમે યહ મુદ્દા હયકી, યુવાવસ્થામેં મન ચંચલ રહતા હય, ઔર વિકારકી અવસ્થાભી જુવાન હોતી હય;

**મીરાંબાઈ**—જેને યુવાવસ્થાનો ભય હોય એજ માણસ વૃદ્ધાવસ્થાની રાહ [વાટ] જુવે છે; હે મહારાજ ! હુતો વૃદ્ધ નથી અને જુવાન પણ નથી. અને કદી થાય છે તો તે વિકાર આ શરીરમાંજ છે. પણ વિવેકથી ચાલનાર માણસ, વિકારને વશ રહેતો નથી.

**પેહેલો સં**—ત્યારે મને એમ લાગે છે કે તમે પણ સંન્યસ્થની દિક્ષા લ્યો. અને આત્માને ઓળખો.

( વચમાં બીજો સંન્યાશી મીરાંબાઇના જવાબથી ચકિત થતો. મિરાંબાઈના અપૂર્વ મોહક સ્વરૂપ ઉપર નેત્ર ફેરવીને તુરતજ નિચુ માથુ રાખતો, રાખતો બહુત અચ્છા, બહુત અચ્છા જવાબ મિલતા હય, વાહ વાહ વાહ, વાહ, એમ બોલતો જાય છે. )

**મીરાંબાઇ**—અરે દયાનિધિ માહારાજ ! વળિ આત્માને ઓળખનાર બીજા કોણને ઠરાવો છો ? હે માહારાજ વેદાન્તના ઝઘડામાં મારૂ ચિત્ત ભ્રમિત થાય છે તે કરતાં તો મને નવધાભક્તિ સારી લાગે છે, અને મનની પણ એકાગ્રવૃત્તિ ભજનદ્વારાએ ઠીક રહે છે.

**બીજો સં**—ખેર કબિ એસા હય તોભી ઠીક હયે; તો ફિર તુમ પથ્થરકી પ્રતિમાકો કાહેકો માનતે હો ! જોકી તુમ્હારે દિલમેં જો કુચ્છ એકાગ્રવૃત્તી હયે વોહ તો જીસકી ભક્તિ તુમ કરનેકો ચાહાતે હો ઉસ્કિ હયે.

**મીરાંબાઈ**:—જેવી રીતે જગતને જોવાથીજ અંતઃક-

રણમાં પણ જગતનું પ્રતિબિંબ સ્મર્ણ માત્ર થતાંજ થાય છે. તેવી રીતે પ્રતિમાનું સ્વરૂપ પણ અંતઃકરણમાં ચિત્રાય છે. જે સ્વરૂપ જેવા આકારનું મ્હેં મારા અંતઃકરણમાં ચિત્તર્યું છે એજ પ્રતિમા છે. અને એજ પ્રતિમા મારા ચિતમાં છે.

હે દેવ! તમે તો નિરાકાર માનો છો ત્યારે તમારી વૃત્તિ શુ જોવા માગે છે! કદાચ મનને ઠેકાણે રાખવાનેજ એકાગ્રવૃત્તિ કરવી ઘટતી હોય તો તેથી શું થયું! તેના કરતાં તો બહેતર છે કે મને તો નવધા ભક્તિમાં સત્ ચિત્ આનંદ આત્માનો ભાસ થાય છે, જે રીતથી તમે સત્ ચિત્ આનંદ પદ ભોગવવાને મનને તેવા રસ્તે સિદ્ધ કર્યું છે તેવી રીતે હું આ રસ્તે આનંદ પ્રાપ્ત કરૂં છું. હે માહારાજ; જોકે શાસ્ત્ર વિરૂદ્ધ હું બોલતી હઉ તો તમારી પાસે ક્ષમા માગુ છું; હુંતો માહારા નિશ્ચયનું તાત્પર્ય કહૂ છું;

**બીજો સં**—હાંહાં મય સમઝ ગયા; વોહ મુરતી શ્રી રાધાકૃષ્ણ માહારાજકી હોગી,

**મિરાંબાઇ**—હા, એજ શ્રી રાધાકૃષ્ણચંદ્રપ્રભુનું ધ્યાન છે, અને એજ ધ્યાન મારા હૃદયમાં છે.

**બીજો સં**—તો કયા કુચ્છ પરમેશ્વર મરતા હયકી! વોહતો અજર, ઔર અમર હય, ઔર અજન્મા હયે. તો કીષ્ણ મહાત્મા કો જન્મ ઔર મરણકા યોગ કેસે હુવે!

**મિરાંબાઇ**—જન્મ મરણ રહિત શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રત્યે ભકતી કરૂં છું.

**બીજો સં**—જન્મ ઔર મર્ણ રહિત ઇશ્વર તો નિરાકર હયે! ઔર તુમતો આકાર માનતે હો!

**મિરાંબાઈ**—ઇશ્વરનું બનાવેલું જગત જોઇનેજ પરમેશ્વર છે એમ ખાત્રી થાય છે એજ પ્રમાણે ઇશ્વર રચિત પદાર્થની મુર્તિ બનાવીને, આહાવા આકારવાળો ઇશ્વર છે એમ માનીને આકારનું ધ્યાન ધરવામાં આવે છે.

**બીજો સં**—વોહ આકાર તુમ્હારા ક્યા કામ કરેગા !

**મીરાંબાઇ**—જે કામ નિરાકાર માનીને આપની વૃત્તિ ઇચ્છે છે એજ કામ થવાને આકાર મુર્તિથી મારી વૃત્તિ પ્રેરાય છે.

**બીજો સું**—અહાહા ! વોહ આકાર મુર્તિ કે ધ્યાનસે તુમકો સત્ ચિત્ આનંદ પ્રાપ્ત હોતાહયક્યા !

**મિરાંબાઇ**—હા, મનેતો આમંદ થાય છે. પણ નિરાકાર વૃત્તિમાં તો શુષુપ્તિ જેવી સ્થિતિ થાય છે. ઉલટુ અજ્ઞાનપણું રહે છે. અગર એથી પણ આગળ સ્થિતિ કહો તો પછી આનંદ કોણ પામે છે !

**પેહેલો સં**—જીવ આપહિ આનંદ પાવતાહય;

**મિરાંબાઇ**—અરરરરર; એવી બેભાન સ્થિતીમાં જ્યારે જીવ આનંદ પામે. તે કરતાં તો માહારી જાગ્રત સ્થીતી આનદ પામે છે તેથી હુંતો ઉત્તમ સમજુછું; હે માહારાજ પ્રેમ ભક્તિની તો મજાહ જુદીજ છે; વળી તેનો ભેદ તો તેનો ઘાયલ હોય એજ જાણી શકે છે કે. વગડામાં ફરનારા અજ્ઞાની ભીલ માણક કે હીરાને ઓળખી શકતા નથી; રાત્રીમાં ફરનારો ઘુડ સુર્યના તેજને જાણતો નથી; બેહેરો માણસ નીતીજ્ઞાન સાંભળતો નથી. એવીજ રીતે પ્રેમ રસમાં જે મસ્ત થયો નથી. તથા જેણે પ્રેમને જાણ્યો

નથી તે માણુસને સ્થિતિ મળી શકતી નથી; હે માહારાજ પ્રેમ વસ્તુનો જડ અને જીવતા પદાર્થમાં પણ છે. જુવો. લોહચુંબક. લોહને આકર્ષથી ખેંચી લેછે. તેવુંજ આકર્ષણ મનની એકાગ્ર વૃત્તિથી ધારેલા સ્વરૂપ પ્રત્યે થવું જોઇએ કે ઇશ્વર એવાજ સ્વરૂપથી દર્શન દેઈ શકે.

જુવો. દરેક વસ્તુનાં રજકણોનું આકર્ષણ કેવું છે તે સાંભળો. કેમકે. સુર્યને જોતાંજ કમળ પ્રફુલ્લ થાય છે. ચંદ્રમાથી કુમુદિ પ્રફુલે છે. ઘનઘટાથી મયુર આનંદ પામે છે. સારા સ્વરથી નાદલુબ્ધ પ્રાણીની વૃત્તિ ખેંચાવ છે. એવીજ રીતે પ્રેમ રસીક મૂરતરૂપ હૃદયમાં ધ્યાન થાય છે. માટે એજ પ્રેમની બલિહારી છે, અને એજ પ્રેમમાં ઘાયલ થાય છે. છતાં તે ઘાવ અમૃત જેવો લાગે છે. તેના માટે મ્હેં. શ્રીકૃષ્ણ પરમાત્માને કહ્યું છે કે.

### ગાયન.

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની

જળ જુમનામાં જળ ભરવા ગયાંતા<br>
હતી ગાગર માથે હેમનીરે — મને૦<br>
કાચે તાંતણે મને હરીએ બાંધી.<br>
જેમ ખેંચે તેમ તેમનીરે. — મને૦<br>
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર.<br>
સાંવરી સુરત શુભ એમનીરે. — મને૦

માટે હે મહારાજ ! પ્રેમની કટારી જેને લાગે છે .તેનેજ તે ઘાવની ખબર પડે છે; મિથ્યા જગતમાં દુઃખદાયક મોહ લુબ્ધ પ્રેમ કંઇજ ઉપયોગનો નથી, પણ નિર્મળ પ્રેમ તો અંતઃકરણના નીર્મળપણાનુંજ દર્શણ કરાવે છે.

બીજો સંન્યાશી હતો. તેતો. મીરાંબાઇના મુખથી દરેક શબ્દો નીકળેલા તેતે ઉપર બલિહાર પામતો હતો; તે સાથે મીરાંબાઇ માટે દેશ પ્રદેશમાં અવર્ણનિય સ્વરૂપની તારીફ થતી હતી. તે તારીફનો મુકાબલો કરવાને પોતાના નેત્રને લાભ આપતો હતો. તે સાથે તેને વધારે સતોષ થતો હતો. એટલુંજ નહી પણ મીરાંબાઇની નીખાલસ વૃત્તિ ઉપર ઘણો ખુશ થતો હતો. અને પોતાની જોડે પહેલો સંન્યાશી બેઠો હતો તેને નેત્ર સમસ્યાથી સમઝાવીને એક પોટકી તેના હાથમાં આપી. તે પોટલી લઇને પેહેલા સંન્યાશીએ મીરાંબાઇ પ્રત્યે વાત કહેવાની શરૂઆત કરી.

**પેહેલો સં**—હે મીરાંબાઇ! તમે નીખાલશી અંતઃકરણ વાળાં પવીત્ર છો, તેથી અમે જે કંઇ કહેવા ધારીયે છીએ તે કહેવું માંન્ય કરો તો કહીએ

**મીરાં**—મહારાજ! તમે તપસ્વી છો વળી સંત છો, માટે જે કંઇ કહેશો તે નિતીયુક્ત કહેશોજ માટે કૃપા કરીને કહો.

**પેહેલો સં**—શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માની મનહર મુરતીને કંઠમાં પેહેરવાને માટે આ મોતીનો કંઠો આપે ભેટમાં લેવો જોઇએ.

**મીરાંબાઇ**—(શંકાયુક્ત થઇને) માહારાજ! આપ ત્યાગી છતાં અમુલ્ય મોતીનો કંઠો આપની પાસે કેમ રાખ્યોહશો

**પેહેલો સં**—અમે ગીરી કંદરમાં ભટકનારા. અને એકાંન્તમાં રહેનારા છીએ. તેથી. કોઇ સિંહની ગુફા આંગળ આ કંઠો પડયો. હતો. તે અમે ઉચકી લીધો. અને તેને યોગ્ય અને લાયક પાત્ર માણસને કે. દેવસ્થાનમાં

આપવો એમ નીશ્ચય કર્યું હતું; તેમાં આપની ઉતમ તારીફ સાંભળી અને તેમાં વળિ શ્રી રાધાકૃષ્ણ મહારાજની પવિત્ર મુર્તિનું આપ પૂજન કરોછો તેથી આ કંઠો. તેમની શેવામાં રહેવાને અમારી ઇચ્છા થઇ છે. કેમકે અમેતો ત્યાગી છીએ.

**મિરાંબાઇ**—અહિયાં શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપાથી કોઇ વસ્તુની તુન્યતા નથી; માટે કોઇ નિર્ધન હોય તેને આપશો એટલે તેના ઉદરનું પોષણ થશે.

**પેહેલો સં**—અમે એવી જંજાળમાં ફરતા નથી. વળિ નિર્ધન માણસના હાથમાં આહાવો કીંમતી કંઠો જાય ત્યારે તે બિચારા ઉપર ચોરીનો આરોપ આવે અમારી મમતા શ્રી કૃષ્ણ પરમાત્માના કંઠમાં રહે તેવી છે.

**મિરાંબાઇ**—શ્રીકૃષ્ણ પરમાત્માની સેવા દાખલ પ્રેમથી આપતા હોતો ભલે આપો, અને આપના કહ્યા પ્રમાણે તેમના કંઠમાં રાખવામાં આવશે.

**પેહેલો સ**—તથાસ્તુ અમારી એજ ઇચ્છા છે. ( એમ કહીને બન્યો સંન્યાશી, નારાયણ, નારાયણ, શબ્દ બોલતા ઉભા થયા.

એટલે મિરાંબાઇયે તેમને ડંડવત પ્રણામ કર્યાં મિરાંબાઇએ પ્રસાદ લેવાને ઘણી આજીજી કરી પણ તે બન્યો સંન્યાશીયે માન્યું નહી. અને તેઓ ત્યાંથી ચાલતા થયા. મિરાંબાઇએ તે કંઠાને લઇને, રાધાક્રષ્ણના મંદીરમાં મુકયો.



# પ્રકરણ ૧૪ મું.

## કંઠા ઉપર વ્હેમ અને રાણાજીનો કોપ. વિષનો પ્યાલો.

છતાં.

## અમૃતનો પ્યાલો માન્યો.

---

## કાળકૃતાંત મહેલનો ત્યાગ.



રાણાજી તરફથી રહેલી ખવાસણોએ આવેલા બન્ને સંન્યાસી તરફથી મોતીના કંઠાની ભેટ મિરાંબાઇને થઇ છે એ વાત રાણાજી-ને જાણ થઇ; મુળથી તો વ્હેમ હતોજ. છતાં દાઝયાં ઉપર ડાંમ જેવું થયું; જેવી રીતે સર્પ ઉપર લાકડીનો પ્રહાર થાય છે અને તે સર્પ ક્રોધે ભરાય છે તેવી રીતે વ્હેમના સમુ-દ્રમાં ડુબકાં ખાતો રાણોજી ક્રોધાંધ થયો. પોતાના પગ પછાડવા લાગ્યો. અને બોલ્યો કે એહેવા સંન્યાશી પાસે મોતીનો કંઠો હોયજ નહી. માટે કોઇ બીજા માણસો વેષધારી અને ઢોંગી હોવા જોઇએ. એ વ્યભિચારણિની શિકલ જોવાનેજ કોઇ આવ્યું હશે. ચાલ જીવ ઠીક છે. એ બાબત સભામાંજ ચોકશી કરૂંછું. અને કંઠો મંગાવુંછું. એમ વિચાર કરતો નિત્ય નિયમ પ્રમાણે સભામાં આવીને બેઠો. અને એક જાસુસને મોકલીને પેલો મોતીનો કંઠો જોવાને માટે મિરાંબાઇના અવાસથી મંગાવ્યો; આ વખતે ચિતોડગઢના સારા સારા ઝવેરીયોને રાજસભામાં

બોલાવ્યા હતા; રાજસભામાં શાંન્તતાની ચાદર પથરાઇ હતી; આજે રાણાજીનો ઉગ્ર ચેહેરો દેખાતો હતો, તેથી સભામાં આવેલા તમામ માણસોને ચિંતા પ્રાપ્ત થઇ હતી, અને એટલાજ માટે સર્વે માણસોની દ્રષ્ટી રાણાજી તરફ હતી; આ વખતે રાણાજીનું લક્ષ મોતીના કંઠા વિષે તપાસ કરવા ઉપર હતું. તેથી રાણાજીએ કંઠો હાથમાં લઇને ઝવેરી લોકોના હાથમાં કેટલી કીમતનો છે? એમ પ્રશ્ન કરીને કીમતનો અંદાજ જોવા સારૂ આપ્યો.

ઝવેરીયે તે હારને ઉલટપાલટ કરીને જોયો, ત્યારે બોર જેવડા દાણા મોતીના હતા, તે સ્વચ્છ તેજદાર અને નિર્મળ હતા. અને તેની સેરો સોળ હતી; તે સોળ સેરોની ગોઠવણી, સુવર્ણ જડિત્રથી દરેક મોતીની વચમાં ઘણીજ કીમતવાળું માણક હતું. આ સમગ્ર વસ્તુ જોતાં; ઝવેરીએ તે કંઠાની કીમ્મત બાર લાખ સુધીની કરી.

રાણાને એકદમ આશ્ચર્ય લાગ્યું કે આમતેમ અન્નને માટે ભિક્ષા લેનારા સંન્યાસી પાસે કીમતી હાર ક્યાંથી હોય?

એટલામાં માણેકચંદ નામનો ઝવેરી બોલી ઉઠ્યો કે, જહાંપના! માહારા વિચારનું અત્યારે શમાધાન થવાથી, ચોક્કસ હકીકત આપને કહું છું કે ગઇ કાલે સહવારે ભાગોળે હું ગયો હતો; તે વખતે બે સંન્યાસીઓએ નગરમાં પ્રવેશ કર્યો હતો; તે વખતે હું માનસરોવરમાં સ્નાન કરવા માટે જતો હતો; અને કેટલાંક કપડાં ધોવામાં ચાર ઘડીવાર થઇ હતી, હું મારૂં કામ અટવીને જેવો નગરમાં આવવા વળું છું. તેવાજ પેલા બન્યો શન્યાશીને મ્હેં દુરથી આવતા જોયા; આ વખતે હું આવળ અને બાવળની અંતરછાલ લેવાને માટે મારી પાસે ફરશી હતી તેથી બાજુના ઝાડની ઘટામાં પેઠો હતો; અને હું ત્યાં રહે રહે તે બન્યોને જોતો

હતો, તથાપી તેઓ મને દેખતા નહોતા; તેઓ માનસરોવરની સામે કાંઠે ગયા અને પછી સંન્યાસીનો વેશ ઉતારીને તુરતજ મુસલમાની કપડાં તેઓએ પેહેરી લીધા ત્યાર બાદ પોતાના બન્યો ઘોડા ઉપર બેશીને જલદીથી ચાલતા થયા.

તે બન્યો જણને મ્હેં ધારી ધારીને જોયા હતા, તેથી જો કે વેશ બદલ્યો હતો ખરો પણ અણસારેથી તેમને ખાત્રી થઈ હતી કે જાણે અકબરશાહ બાદશાહ, અને બિરબલ હોય એમ મને લાગ્યું.

**રાણાજી**—તે અકબર અને બિરબલ હતા, એમ તમે શા ઉપરથી ઓળખી શકયા ?

**ઝવેરી**—ઘણી વખત મારા પ્રીતાજીની સાથે દીલ્હી દરબારમાં મોતી–હીરા માણેક વીગેરેની વિક્રી કરવાં સારૂ ગયા હતા. તેથી બીરબલને અને અકબરને સારી રીતે ઓળખી શકીએ છીએ. એમ કહીને તે ઝવેરી બંધ થઇ ગયો.

**રાણાજી**—( ક્રોધે ભરાઇને અરે મૂર્ખા જ્યારે તું એમ જાણુતો હતો ત્યારે ત્હેં શા માટે મને ખબર આપી નહીં? તને એટલો પણ વીચાર નઆવ્યો કે દિલ્હીનો બાદશાહ છતાં તેણે સંન્યાશીનો વેશ શા માટે ધરીને આ નગરમાં પ્રવેશ કર્યાં હશે ? અરે હરામખોર ! તારા જેવા અધમ પાપીષ્ટને સજા કરવી ગટે છે, તું મ્હારી પ્રજા છતાં રાજ્યનું હિત શા માટે ઇચ્છયું નહિ? આપણા ઉપર તેદ્વેષ રાખે છે; વળી ગમે તે પ્રકારે ચિતોડ હાથ કરી લેવાને લાગ શોધે છે; તેમજ ચિતોડમાં પ્રવેશ કરવાને છુપા માર્ગની માહીતી લેવાની મહેનત કરે છે, તે આપણો કટ્ટો દુષ્મન છે. છતાં દુષ્મનને પ્રવેશ કરતાં ત્હેં જોયો છતાં તું બોલ્યા ચલ્યા વિના મુંગો રહ્યો? મને ખબર કેમ આપી નહી !

**ઝવેરી**—(થરથરતા પગથી) ગરીબ પરવર ! આપ એકદમ આ શેવક ઉપર ક્રોધ કરતા મા. એમાં મારો અપરાધ નથી. કેમકે તેઓએ નગરમાં પ્રવેશ કર્યો તે વખતે મ્હેં તેમને ધારીને જોયા નહોતા, જ્યારે તેઓ પાછા વળ્યા ત્યારે મ્હેં ધારીને સેજસાજ જોયું હતું. જેમાં અકબર અને બીરબલના જેવી આકૃતી મળતી આવતી જણાઇ હતી. પછી હું ઘણા વીચારમાં પડ્યો. મનમાં તોલ કર્યો. વળી તેઓ સંન્યાશીનો વેશ શા માટે લે ? બાદશાહને તેમ કરવાનું કારણ શું ? આ પ્રકારે વીચારના ચક્રમાં મારા હૃદયમાં પ્રતીત ન થવાથી હું કાંઈ બોલી શક્યો નહોતો.

**રાણાજી**—ચાલો, હવે એ વાત જવા ઘો પણ એટલું તો નક્કી થાય છે કે બાર લાખ રૂપીયાનો કંઠો સંન્યાશી પાસે હોયજ નહી. એ કામ કાવીતરાખોર, તથા પરછિદ્ર શોધક શત્રુનું છે.

**આચાર્ય**—ગરીબ પરવર ! આંપનો શત્રુ દિલ્હીપતિ શિવાય બીજો કોઇ છેજ નહીં. વળી એક અનુમાન એવો સિદ્ધ થાય છે કે સંન્યાસીનો વેશ ધારણ કરનાર અકબર હોવોજ જોઇએ.

કારણ કે મીરાંબાઇની ખુબસુરતી માટે અને સંગિત તથા કાવ્યની નિપુણતા માટે તથા જ્યારથી અત્રે મીરાંબાઇ ત્યાં આવ્યાં છે ત્યારથી આપ અને તેમના વચ્ચે અણુબનાવની વાત ફેલાઈ જવાના ભેદ માટે જ્યાં ત્યાં વાત ફેલાઈ ગઇ છે. જેમાં દીલીશ્વરના જાણવામાં આવે તેમાં નવાઇ જેવું નથી; આપણે જાણીએ છીએ કે અકબર બહુ ચતુર અને બુદ્ધિવાન છે. તે છળ કપટથી પણ કેટલાંક કાર્ય સાધે છે. તેની મરજી મીરાંબાઇને પ્રત્યક્ષ જોવાને થઇ હશે. તેથી તેઓ વેષ પલટીને આવેલા હશે અને હું અત્રે આ-

બ્યો છું, તે વાત પછીથી રાણાજીના જાણમાં આવી શકે એવા ઇરાદાથી મોતીનો કંઠો બક્ષીસમાં આપી ગયો, છે, હે રાજન્ ! રાજાઓનો ભેદ ભરેલો આ પ્રમાણેજ પ્રપંચ હોય છે. અને ખાત્રી થાય છે કે જરૂર અકબર અને બીરબલ આવેલા હોવા જોઇએ.

રાણોજી—(ક્રોધમુદ્રાથી સભામાંથી એકદમ ઉભો થઇને પોતાની ખાનગી બેઠકમાં ચાલ્યો ગયો. આમ થવાથી તેમના મનનું શાંતવન કરવા સારૂ સભા પૈકી બે ચાર અમીર કે જેઓ રાણાજીનું અંગ અને અંતઃકરણ હતું તેવા જેમ કે આચાર્ય, પ્રધાન. તથા બે ત્રણ ખવાસ, એ પ્રકારે તે ખાનગી બેઠકમાં ગયા. તેમને જોતાંજ રાણાએ કહ્યું કે) કંઠો આપનાર અકબર છે તે વાત ખરી છે; કંઠો લેતી વખતે મીરાબાઇએ લાંબો હાથ કર્યોજ હોવો જોઇએ માટે યવનના હાથ સાથે સ્પર્શ થએલી સ્ત્રી ભ્રષ્ટ થઈ. તેથી તેનું મુખ પણ જન્મભરમાં હું જોવાનો નથી

આચાર્ય—મહારાજ ! તે મીરાંબાઇ તો પવિત્ર અને પુજનીક છે. મીરાંબાઇના જાણવામાં છળ કપટ હોત તો તેઓને પેસવા પણ દેત નંહી.

રાણો—અરે મહારાજ ! તમે તો છેક ભોળા છો, તે સ્ત્રી મહા જાદુખોર છે; વળી હજાર પ્રકારના ચેટક ખડાં કરે તેવી છતાં ભકતાણીનો ડોળ ઉપર ઉપરથી કર્યો છે; કદીપણ સાંભળ્યું છે કે આ પ્રકારે મસ્ત યુવા સ્ત્રી ભકતાણી બની ગઇ ?

અરે હું શું કહુ ? જેણે એક સ્વરૂપના ચાર અને સોળ સ્વરૂપ બતાવ્યાં એ શું નાની શુંની વાત છે કે શું ? તે જાદુ નહી ? તે કોઇને વશ ન કરી શકે ? વખતે મને

પણ ફસાવી દે માટે કોણ જાણે તેની ખરી લગની કોહો
ની સાથે લાગી રહી છે.

જેની સાથે તેનો પ્યાર છે તે તેને ત્યાં હરવખતે આવે
છે. તે વાત તમને કેવાં ખબર નથી ? સ્ત્રી હત્યા કરવામાં
ઘણો દોષ છે તે દોષ નહી ગણતાં તલવાર ઉગામી હતી.
છતાં એક રૂપને બદલે સોળ રૂપ જોયાં. કહો પછી હુ
કોહોને તલવાર મારૂ ? હે આચાર્ય ગુરૂ ! તે રાંડ કદી મા-
હારૂં કાટલું કરવા ધારે તો તેને શાની વાર લાગે ?

આચાર્ય સ્તબ્ધ બનિ ગયો. ખરૂં શું, અને ખોટું શું
તેનો વિચાર કરવાને અશક્ત બની ગયો. પછી વિચાર
કરીને બોલ્યો કે ગરીબ પરવર જોકે એમજ હોય તો
મીરાંબાઇને મેડતાનગર મોકલી દ્યો. એટલે બધી પીડા
મટી ગઇ.

**રાણાજી**—ના એમ બને કેમ ! હવે તો તેણીનું મૃત્યુ
આણવું એજ નિશ્ચય છેઃ—માટે હવે તમે વિશેષ બોલતામાં.

આચાર્ય ચુપ થઇ ગયો—અને ત્યાંથી તે પોતાના ઘર
ભણી ચાલ્યો ગયો રાણાજી ખાનગી બેઠકમાં ગયા તેથી
સભા પણ વિસરજન થઇ. રાણાજીએ પોતાના વિશ્વાસુ
નોકરોને બોલાવીને તેના હાથમાં ચિઠ્ઠી આપી અને એક
ચાંદીનો કટોરો આપ્યો. તેમાં હદથી જ્યાહે હળાહળ વીષ
ભર્યું. અને તેને ફરમાવ્યું કે આ ચીઠી અને કટોરો મીરાં-
બાઇને આપવો; પછી આ કટોરાનું વિષ પીયે છે કે નહી?
તે તું નજરે જોઇને, જે કંઈ બનાવ બને તે તું અહીંયાં
મને ખબર કહી દે; અને જલદીથી જા રાણાની આજ્ઞા
પ્રમાણે મીરાંબાઇના અવાસમાં પેલો નોકર જઇ પોહોચ્યો:
આ વખતે મીરાંબાઈ ઇષ્ટ દેવની પુજામાં બેઠાં હતાં. તે

ઠેકાણે મીરાંબાઇને પગે લાગીને નોકર બોલ્યો નકે ગાજી સા-હેબ ! રાણાજીએ આ કાગળ મોકલ્યો છે. અને તે સાથે આ કટોરો મોકલ્યો છે.

મીરાંબાઇએ—કટોરો અને પત્ર લીધો અને કાગળનું પરબીડીયું ફોડીને પત્ર વાંચવા માડ્યો.

અમારા કુળમાં વંશનું નામ બોળનાર—મીરાંબાઇ—

લખીતંગ રાણાજીના જયશ્રી રઘુનાથ વાંચવા વિશેષજે તમે મેડતાના દરબાર જયમલ રાઠોડની દીકરી કહેવાતાં હો. તથા જો તમે રાધાકૃષ્ણના પુરેપુરા ભક્ત કહેવાતા હો તથા જો તમે ખરેખરા ક્ષત્રીના વીર્યથી ઉત્પન થયા હો તથા જો તમે પવિત્ર હો તો આ સાથે કટોરામાં હળાહળ વિષ ભર્યું છે તે તમે ક્ષણ માત્ર પણ વાર ન કરતાં પી જશો. જો તમે નહિ પીયો તો તમામ ઢોંગ ધતુર છે એમ અમે પકી રીતે સમજીશું એજ.

પત્ર વાંચીને મીરાંબાઇનું હ્રદય ગ્લાની થયું; રાણાજીનો કોપ વિષના પ્યાલામાંજ જણાઇ આવ્યો, વળી તેમનો કોપ અને સાહસ પ્રથમ વખતે જોવામાં આવ્યોજ હતો, હવે ચિતોડગઢની ભુમિ પણ વીષ જેવી જણાઇ; મીરાંબાઇના નેત્રમાંથી નીર ટપકવા લાગ્યાં, તેણીએ પોતાના ઇષ્ટ દેવના ગોખ સામે દીન મુદ્રાએ કરીને દ્રષ્ટિ કરી; અને ધીરજ રાખીને વિષનો કટોરો પોતાના હાથમાં લીધો. અને કટો-રાના સાહામે જોઇને બોલવા લાગી કે, હે રાણાજી ! તમે તો માત્ર આ શરીરનાંજ શત્રુ છો. પણ આ અજર અ-મર આત્માંને તમારાથી કંઇજ થઇ શકવાનું નથી. હું જાણુંજ છું કે શરીર તો જ્યારે ત્યારે પણ પડવાંનુંજ છે. હે રાણાજી ! આ વિષનું પાત્ર તો માત્ર નિમિત્તજ છે. હું તો તમને શત્રુ સમજતી નથી. પણ તમે મને શત્રુ ગણો

છો. હે રાણાજી ! તમે તો એમજ સમજતા હશો કે જગતનો સંહાર કરનાર કાળ પણ મારો મિત્ર છે વળિ એજ કાળરૂપી વિષનું પાત્ર તમારા મનોર્થ પુર્ણ કરવારૂપી તમે પોતાનો સહોદર ગણતા હશો, તથાપી એજ કાળ કોઇને છોડનારો નથી. અરેરે ક્રોધ અને મિથ્યા મમતા પોતાની સત્તાથી કેટલાં બધાં નિર્દય કામ કરાવે છે.

શું ઇશ્વરની ભક્તિ કરનાર ભક્ત પુરૂષોને આ પ્રમાણે વારંવાર આફતો આવતી હશે ? અરેરે ! એ વાત ખરી છે; પેલા નરસઇ મેહેતાને માથે તેમની જ્ઞાતીના અજ્ઞાની અને નીર્દય નાગરોએ કેટલુ બધુ આળ મુકયુ હતું ? તેની કેટલી બધી નીંદા કરી હતિ ? પણ જ્યારે શ્રીકૃષ્ણ પરમાત્મા તેમના ઉપર સાનુકુંળ હતા ત્યારે તે નાગરોના હૃદયમાં પ્રતિત પણ થઇ પણ મોહ, ક્રોધ, અને મમતામાં ખવાઇ ગયેલા તો કેવળ આહાવાંજ કાર્ય કરે છે; હે પ્રભુ ! મારે તો તારોજ આધાર છે; હે નાથ આ અબળાનો હાથ ઝાલ્યો છે તેવો કાયમ રાખજો; અને આ હળાહળ વિષ પ્રાશન કરીને આપના ચરણુજ સેવામાં હાજર થાઉંછું,

---

## ગાયન

### આશાવરી

કયાંથી આ સંભળાય. મધુરંસ્વર કયાંથી આ સંભળાય

એ રાહ

તવ ચરણે આવાર, આવુંછું હરી તવંચરણે આવાર;
કરજો મુજ ઉદ્ધાર. આવુછું હરી તવ ચરણે આવાર
મિથ્યા જગમાં દેહ ધર્યો મ્હે, જાણ્યો દુખદ સંસાર
તુજવિણુ કોઇ સગુનહિદીઠું, છોતમેપ્રાણઆધાર આવુછુંહરી.
કામ ક્રોધ ઇત્યાદીક શત્રુ. લાલચ લોભ વિકાર,

રાણોજી પણ શત્રુ થયા હવે, જાણોછોજુગદાધાર–આવુંછું હવે
નથી પરવા મને આ તન મનની, નથી કંઇ ચિંતા લગાર.
એક આશા તવ ચરણ કમળમાં, 'પહોચીશકું' કરી પ્યાર–આ-
વુંછું હાથ પકડજોવાહલ માહારા, તારજો ભવસંસાર.
પ્યાલો પીઉંછુંહુંવિષ તણો, હવે,નિર્ભય થઈનિરધાર–આવુંછું.

આ પ્રકારે સ્તુતી કરીને મીરાંબાઇએ તે વિષનો પ્યાલો મોઢે માંડવા માંડ્યો; તે વખતે હળાહળ વિષ પલટાઇને કેસર અને સાકર મિશ્રિત કહેલું સ્વાદીષ્ટ દુધ થઈ ગયું; ઇશ્વરી કુદરતની બક્ષિસિનો સ્વાદ મીરાંબાઇને એવો સારો લાગ્યો કે તે સ્વાદનું વર્ણન કરવાને માટે શક્તિવાન થઇ નહી, ખાલી થએલો પ્યાલો. પેલો ઉભો રહેનાર દરબારી નોકરને પાછો આપ્યો. તે નોકરે પુરેપુરી ખાત્રી કરી હતી કે મીરાંબાઈએ હળાહળ વિષ પીધું, પણ તે વીષને બદલે દુધ થઇ ગયું છે તેવો ભેદ પેલા નોકરના કળવામાં આવ્યો નહી, પ્યાલો લઇને પેલો નોકર રાણાજીની પાસે ગયો; અને યથાસ્થિતી હકીકત કહી દીધી;

મીરાંબાઇનું હૃદય પ્રફુલ્લ થયું. પોતાના હૃદયમાં નીવાસ કરનાર કૃષ્ણચંદ્રને પ્રેમથી ભીંજાયલા નેત્રથી જોવા લાગી અને પ્રેમઘેલી થઈ ગએલી મીરાંબાઈએ તંબુરો હાથમા પકડીને સ્તુતી કરવા લાગી.

---

### ગાયન

### ભૈરવી

'મારા તનમા મનમાં વસ્યું છે ભર્યું છે.
એ રાગ
માંરા મનમાં નિશ્ચય વશી રહ્યાછો,
ગીરધારી કુંજવિહારી

વિષ રિટાવીને અમૃત પાયુ,
કેવળ છો હિતકારી મારા૦
કેમ ભૂલુ પ્રભુ આ ઉપકાર,
જાઉ સદા બલિહાર.
ભક્ત તણા પ્રતીપાલક છો પ્રિય.
શુ કહું અધિક વીસ્તારી. મારા૦
બિધ કેડી વિષયા તમે કીધી.
યુક્તિથી કંન્યા દીધી.
વાહવાહ સરદાર જગતનાં.
કુબ્જા કેવી સુધારી. મારા૦
વિદુરને ઘેર જમિયા ભાજી.
ભક્ત કિધો તમે રાજી.
મિરાં તણે મન વશિયા વ્હાલા.
હર્ષેદ શીશ વિહારી.

આ પ્રમાણે વારંવાર સ્તુતી કરતી મિરાંબાઇ એકાગ્ર વૃતિથી લીન થઇ ગઈ; અને તેથી કરીને શ્રીકૃષ્ણ પરમાત્માના ધ્યાનથી આનંદ પામવા લાગી.

આ તરફ ચિતોડગઢની રાજગઢીમાં રાણાજીને ઘણોજ સંતાપ થવા લાગ્યો મીરાંબાઇ કોઇપણ રીતથી મરતી નથી એમ તો નિશ્ચય થયું; વળી દીવસે દીવસે વિગ્રહ અને દ્વેષ વધતો જાય છે. તેના કરતાં મ્હારી નજરથી દુર થાય તો સર્વે પ્રકારે જંપીને બેસાય.

એવી મદથી મસ્ત થએલીનો શો વિશ્વાસ. વળી પર પુરૂષ સાથે પોતાના જાદુઇ વિદ્યાથી તીસરે મજલે એકાન્તમાં બોલાવી લે છે અને વાતચિત કરે છે એવ ફરદીનો શો વિશ્વાસ ? અમારાથી ત્રાસ પામેલી છે તેથી તે ત્રાસ અને ભયનું કાશળ કાઢવા ધારે તો જાદુઇ ભેદથી મારા

પણ બાર વગાડી દે માટે એવી મહા પોહોચેલીને છેડવીજ નહી એ વધારે સારૂ છે; જો કદી ભટતી થઇને નીકળી પડી એમ કહેવાશે તો, તથા પોતાના પતિની શેવા નહિ કરતાં ભક્તાણીનો ડોળ કરીને ભટકવા નીકળી છે એમ કહેવાશે તો, એ બાબતનુ લાંચ્છન તેના માબાપને છે.

આ પ્રમાણે નિશ્ચય કરી તાબડતોબ એકા જાસુસને મોકલીને રાણાજીએ મીરાંબાઇને કહવ્યું કે તમે મેવાડની હદ છોડીને તમે તમારી ખુશીમાં આવે ત્યાં ચાલ્યા જાઓ, પણ ચિતોડઘઢમાં ટકશો નહી; આ પ્રમાણે વચન સાંભળીને જાસુસ તુરતજ મીરાંબાંઇ તરફ ચાલ્યો ગયો હતો.

હવે રાણાજી નિશ્ચિંત થયો; અંતઃકરણની મોહજનિત પીડા દુર થઇ,

આ તરફ મીરાંબાઇ જગતના સુખને દુઃખ દાયંક માનીને વીરાગવૃત્તિવાળી થઇ ગઇ; સ્વાર્થથીજ સગાઈ અને સંબંધ છે એમ જણાઇ આવ્યું, દ્રવ્ય અને વૈભવથી સુખ પ્રાપ્ત થવાની ઇચ્છાઓ: થાય છે એવો અનુભવ થયો; તેથી પોતાના પીયર પક્ષના જેટલા દાસ દાસીયો અને પૈસો ટકો તથા સુખપાલ મ્યાના વગેરે જે કંઈ હતું. તે સમગ્ર સાથે માણસોને મેડતા તરફ જવાને રજા આપી દીધી તે એથી કરીને દાસ અને દાસિયો નિરાશ થઇ; વળી મીરાબાઇને સુની મુકીને સઘળો પદાર્થ લઇને મેડતામાં જવું એ ઘણુંજ જોખમ ભરેલું તેમને લાગ્યું; તેથી મીરાબાઈ તરફથી આજ્ઞા મળેલી છતાં તે નહી માનતાં દાસ દાસી ઇત્યાદિક ત્યાંજ રહ્યાં, અને કહેવા લાગ્યાં કે, બાઇ સાહેબ ! આપને મુકીને અમે જઇએ તો અમને ભારે સજા થાય.

આ હકીકત સાંભળીને મીરાંબાઇયે પોતાની વિરાગવૃત્તિથી

ગમે ત્યાં એકલા સ્વરૂપે નીકળી પડવા માટેની અને શીર ઉપર પડેલી વિપત્તિનું વર્ણન તથા હકીકત પત્રમાં લખીને દાસ દાશીઓને આપ્યો.

રાત્રી પડી હરી ભજન નિયમ પ્રમાણે કરીને નિદ્રાવશ થયાં આ વખતે તીસરા મહેલાની બારીથી ચીતોડગઢની ગહન ઝાડીમાં થઇને અર્ધ રાત્રી પછી મીરાંબાઇ ફકત સફેત વસ્ત્ર અંગ ઉપર ધારણ કરીને નીકળી પડી. અને ચાલવા માંડયું.

ચિતોડગઢમાં તો સઘળાં નિદ્રાવશ થયાં છે. મીરાંબાઇના અવાસનાં માણસોએ મીરાંબાઇને દીઠી નહી; તેઓના પેટમાં ધ્રાસકો પડયો મુખ ઉપરનું નુર ઉતરી પડયું મેડતામાં શો જવાબ દઇશું ! તેને માટે ચિંતામા પડયા. પણ મીરાંબાઇના હાથનો પત્ર હતો તેથી તે આધારે તેઓ સઘળાં મેડતામાં જઇ પોહોચ્યાં અને બનેલી તમામ હકીકત જયમલ રાઠોડને કહી સંભળાવી દાસ દાશીયેના કહેવાથી જયમલ બન્યો પક્ષ તરફ નારાજ થયો. કેટલીક રીતથી મીરાંબાઇ ઉપર પણ ચીડાયો. અને બીજા પક્ષમાં રાણાજીના સાહસ માટે નાખુશ થયો. પણ ઇલાજ શો રહ્યા હવે તો જે થાય તે ખરૂ. એક રીતે પુત્રી સ્વસુર પક્ષમાં રહી નહી. અને સ્વામીનો ત્યાગ કરીને અને ભક્તાણી બનીને રખડી ગઇ એવું કલંક લોક વાયકાથી પોતાના ઉપર આવશે એમ જાણીને જયમલનું મન કચવાતું હતું; પણ હવે તેનો શો ઇલાજ ! જે થવાનું હતું તે તો થઇ ગયું પણ હવે તે મીરાંબાઇ ક્રુર પ્રાણીના હાથથી જલદીથી મર્ણ પામે તો સારૂ એવી ઇચ્છા જયમલ રાખતો હતો; કેમકે હવે આ પ્રમાણે સ્વતંત્રતામાં બીજું શું કરી શકશે તેનો હવે ભરોંસો રહ્યો નહી; તેથી જયમલ નિરંતર ચિંતામાં રહેવાં

લાગ્યો એટલુંજ નહી પણ જયમલની સ્ત્રી જે કે મીરાં-બાઇની માતુશ્રી થાય તે તો પોતાના બન્યો નેત્રમાંથી અ-શ્રુની ધારા કાઢયાંજ કરતી હતી પણ મીરાંબાઇ વીરાગ વૃત્તિ ધારણ કરીને સઘળા વૈભવનો ત્યાંગ કર્યો તો પછી હવે શો ઇલાજ લેવાનો હતો ? મીરાંબાઈ પ્રથમથીજ કહેતી હતી કે મારૂ લગ્ન કરશો નહી. તે વાત મીરાંભાઇની મા તુશ્રીને વારંવાર યાદ આવવા લાગી.

અધરાત્રી પછી મીરાંબાઇ પાછલી બારીએથી નીકળી પડી એ વાત આપણે વાંચી ગયા છીએ.

અંધારી રાત્રમાં ભયંકર પશુનો ડર નહિ રાખતાં ચાલવા લાગી; જેની સહાય કરનાર સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા છે તો પછી ભય શાંનો રહ્યો ? જેને દેહનું રક્ષણ કરવાને એ દરકારી છે. તેને હિંસક પ્રાણીનો ભય શીનો રહે ? જેવી રીતે નાદલુબ્ધ પ્રાણી નાદ સાંભળવામાંજ આનંદ માનીને ભયનો ત્યાગ કરે છે તેવી રીતે શ્રીકૃષ્ણની ભક્તિમાં મસ્ત બનેલી પ્રેમઘેલી મીરાંબાઇ ભયંકર કંટક વનમાં અને અં-ધારામાં એટ મોહોટા રસ્તા ઉપર થઇને ચાલી જાય છે. આખી રાત્ર ચાલવામાજ વખત કાઢયો. પછી ધીરે ધીરે પ્રાતઃકાળ થયો; અંધારૂ મટીને અજવાળુ થયું. સૂર્યનાં કીરણોએ જગતને પ્રકાશ આપ્યો; એટલે જંગલની અપૂર્વ શોભા નજરે જોવામાં આવી; મીરાંબાઇ થાકી ગયાં હતાં. પણ તે થાક ઉપર કંઇ ધ્યાન રહ્યું નહી અહાહા આ મીરાંબાઇ કે તેણીને જન્મ રાજ્યકુળમાં છતાં તે રાજકુ-મારી મેવાડ રાણને ત્યાં રાણી થએલી હતી તેવી સુશિલ અને સુકોમળ અંગવાળી રૂપાળી અબળા પગે ચાલીને આધાર વગર, એકલી ચાલી જાય છે એવી સ્થિતિ જોઇને

સુખી અવસ્થાન અને વૈભોગ શીળ વાચક મીત્રો મીરાંબાઇના સાહિસક વિચારને કદી હશી કાઢશે.

પણ જેઓ ત્યાગ વૃત્તિવાળા વ્યવહાર રૂઢીથી તટસ્થ થએલા એકજ રંગ ઢંગમાં મસ્ત રહેનારા અને આનંદ મેળવનારા પુરૂષો છે તેઓ મીરાંબાઇની સાહસ ઇચ્છાનો આદર કરશે; કેમકે સંતોષ અને સ્વતંત્રતા એ બન્યોના પક્ષમાં આર્ય જનોના અંતઃકરણમાં ભક્તીસુધાના બિંદુનો શ્રાવ કરવાને મીરાંબાઇ અભીલાષી હતી.

વારૂ જો કે તેવી પરોપકારી અને નિર્મળ મીરાંબાઈ થાકી ગયેલી પોહોર દીવસ ચઢયાના અમલમાં એક નાના ગામડાની ભાગોળમાં આવી પહોંચી.

તે ભાગોળના છેવાડામાં તમામ ઝુંપડાં રબારીનાં હતાં. તે ઝુંપડાઓની પાસે ગાયો, ભેંશો અને બકરાં બાંધવાના વાડા હતા, અને રબારીના ઝુંપડાની લાંબી લાંબી પડાળીયોમાં ઠેર ઠેર સાધુ લોકોના ટોળાંનો ઉતારો હતો, તેવા આંગણા આગળ થઇને થાકી ગએલી મીરાંબાઇ શ્રીરાધા કૃષ્ણનો ઉચ્ચાર કરતી જતી હતી.

એટલામાં એક રબારણ દોડતી દોડતી મીરાંબાઇના ચરણમાં મસ્તક નમાવીને આગ્રહથી પોતાના ઝુંપડાની પડાળીમાં લઇ ગઈ; અને ગોદડુ પથારીને તેમને બેસાર્યા, તેણીએ તુરતને માટે દુધ દોહીને મીરાંબાઇને પીવા આપ્યું, તેમણે પીધું; પછી શ્રદ્ધાવાળી રબારણ અને રબારી તથા તેનાં છોકરાં મળીને માતજીની આજુબાજુ બેઠાં.

આ વખતે બે ત્રણ સાધુ મીરાંબાઇને જોઈને હર્ષ પામતા આવ્યા અને પગમાં મસ્તક નમાવીને ઉભા રહ્યા. પછી કહેવા લાગ્યા કે હે માજી! અમે ચીતોડગઢમાં આપના અવાસથી ગઇ કાલે નીકળીને અહીયાં વિશ્રાંતી લીધી

છે અહાહાહા હે માજી ! તમારૂં પધારવું અહિયાં કયાંથી? મીરાંબાઇનું નામ સાંભળીને બસેં સાધુનો કાફલો એજ જગોએ ભેગો થઇ ગયો. પછી કહેવાનું શું ? જે સાધુ લોકો મીરાંબાઇના અવાસમાં ખાનપાનથી સુખી થયા હતા. એજ સાધુ મીરાંબાઇની ત્યાગવૃત્તિથી રાજ્ય અવાસનો ત્યાગ થએલો જોઇને સાધુ લોકોના મનમાં અત્યંત ગ્લાની અને આશ્ચર્ય લાગ્યું- તમામ સાધુ લોકો મીરાંબાઇની સરભરામાં રહ્યા; મીરાંબાઇને આ વખતે ઘણોજ આનંદ થઇ ગયો. અને બોલ્યાં કે, સાધુ જનો ! નિખાલસ વૃત્તિએ ધારેલી વાંચ્છનાઓ ઇશ્વર પુરીજ પાડે છે; અહાહા, ધન્ય છે તારી લીલાને. પાંચ પચિસ ઝુંપડીવાળા નાના સરખા ગામડામાં તો આજ હરિકિર્તનની રંગરેલ રૈલાઇ જવાં માંડી.

## ભજન.

ફુલડાંની માળારે લટકેથી લાવજોરેજી, એ રાગ.

સામળીયાની સંગેરે પુરવની પ્રીતડીરેજી,
વીસારી તે કેમ જો વીસરાય;
છિન છિન ઘટમાંરે પ્રભુ મુને સાંભરેજી,
થિર ઘડી મન નવ થાય—સામળીયાની. સંગેરે
ગોકળીયાની ગોપીરે બની સહુ બાવરીરેજી;
વાલાજીની જોવે છે વાટ;
મળવાની મમતારે સખી મટતી નથીરેજી,
અધ ઘડી મટે નઇ ઉચાટ. સામળીયાની સંગેરે
દુખડાં નીવાર્યાંરે પેલાં વ્રજ દેશનારેજી,
વનમાં કીધો છે વીહાર;
અંતરમાંથી અળગારે નથી થયા એઘાણીરેજી.
કહે મીરાંબાઇ કરૂં હું એ પ્રણામ,—સામળીઆની સંગેરે

શ્રદ્ધાવાળા રબારી લોકોએ સાધુ અને મીરાંબાઇની સરભરા માટે રસોઇ કરાવી; સઘળાઓએ પ્રસાદ લીધો; અને એ દીવસ તો એ ગામમાંજ વાસો કર્યો.

પ્રાત:કાળમાં તમામ સાધુ મંડળી માતાજીની સાથે સેવામાં રહીને વૃંદાવન તરફ જવાને નીકળ્યા; અને મુસાફરી કરવા લાગ્યા.

જ્યારથી ચિતોડગઢનો મીરાબાઇયે ત્યાગ કર્યો ત્યારથી તમામ જગોએ અફવા ફેલાઇ ગઇ હતી. જેથી દરેક રાજ્યમાંની રાણીયો, તે ભક્ત શિરોમણી પવિત્ર મીરાબાઇના દર્શન કરવાની ઇચ્છાવાળાં થઇ ગયાં હતાં.

વૃંદાવન પોહોચતા દરમિયાનથી જેટલી ઠકરાતોના ગામ આવ્યાં તે ગામના ઠાકોરે તરફથી મીરાંબાઇને રોકવામાં આવ્યા હતાં. મિરાંબાઇના બબ્બે દિવસના સહવાસથી શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિનો કેટલીક સ્ત્રિયો, લાભ પામી હતી; અને જગત પ્રપંચ જુઠો છે અને આત્મારામ પ્રભુ સત્ય છે એ બાબત ઠેરઠેર ભજન દ્વારાએ બોધ દેતી હતી.

### ભજન.

કાચબી પુછે કાચબાને—એ રાહ.

નવ માસે તું અવતરીયો તું નર,
પામ્યો કષ્ટ અપારરે, તું પામ્યો કષ્ટ અપાર;
બાળલીલામાં તું બંધાણો, કેમ ભુલ્યો કીરતાર.
ખરી છે વાત નહી ખોટી, સદા જમ હાથમાં ચોટી. ૧
જોબનમાં તું જુવતી સંગે રમ્યો રંગ વીલાસરે;
તું રમ્યો રંગ વ્રીલાસ,
એક ઘડી પ્રભુ યાદ કર્યા નહી કાળનો અંતે ત્રાસ
ભેરૂ નઈ આખર ભાઈ, સાચી એક પ્રભુ સગાઇ; ૨
વૃધ પણામાં અંગની વ્યાધી, કાંઇ સુજે નહી કામરે

તુને કાંઇ સુઝે નહી કામ;
કહે મીરાંબાઈ ત્રણ વયમાં પુગ્યો સંભાર્યા નઇ શામ;
હવે મુંઢ બેઠો હારી, મળે તુંને કેમ મોરારીજી. ૩

આ પ્રમાણે પ્રવાસ કરતાં કરતાં સાધુ લોકોની મંડળી સાથે મીરાંબાઇ કાશી નગરમાં જઇ પોહોચ્યાં—મીરાંબાઇના પોહોંચતા પેહેલાં રામપુર નગરના રાજાએ કાશીના રાજા તરફ પત્ર સાથે પેગામ મોકલ્યો હતો. તે પેગામે કાશી રાજાને પત્ર આપ્યો. જેમાં એવું જણાવ્યું હતું કે, ચિતોડ ગઢના મહારાણા કુંભોજી માહારાજની રાણી અર્થાત મેડતાનગરના રાજા જયમલની દીકરી થાય છે તે વિરાગ વૃત્તિ ધારણ કરીને સાધુ મંડળ સાથે તિર્થ અટન કરવાને નીકળી પડયાં છે. પોતે દરરોજ પગેથી પાંચ કિંવા સાત સાત કોસની ચાલીને મુસાફરી કરે છે. જેણીએ આ સંસારનો ત્યાગ કર્યો. છે. તેવી પવીત્ર મીરાંબાઈનાં દર્શન કરવાં યોગ્ય છે.

આ પ્રમાણે પત્ર લખ્યો હતો. તેથી કાશીનો રાજા તથા તેમની રાણીયો વીગેરે મીરાંબાઈનાં દર્શન કરવાને ઘણીજ ઈંતેજાર થઇ રહી હતી અને મિરાંબાઇ પોતાના સાધુ મંડળ સાથે કાશીના ભાગોળમાં નજરે પડે કે તુરત પોતે સાહામા મળવા જઇને રાજદ્વારમાં લાવવાની ગોઠવણ કરી મુકી હતી. અને તેના તપાસ માટે દરબારી નોકરોને રાખ્યા હતા.

થોડા દીવસમાં કાશી નગરમાં સાધુ સાથે મીરાંબાઇ આવી પોહોચ્યાં. એટલે કાશીનગરનો રાજા ! બડી ધામધુમથી મિરાંબાઇને સાહામો મળવા ગયો. અને તેમના પવિત્ર ચરણુમાં મસ્તક નમાવીને ઉભો રહ્યો. પછી પોતાની રાજગઢીમાં સાધુ મંડળ સહવર્તમાન ઉતારો કરવાને વિનંતી કરવા લાગ્યો.

મીરાંબાઇએ કહ્યું કે હે રાજન્ ! સંત સાધુની સેવા

બજાવવાની આપની મમતાને હું ધન્યવાદ આપું છું. આપ સાત્વિક ગુણી રાજા છો, વળી આપનો પ્રેમ પુર્વક આગ્રહ છે તો હું બે દીવશ રહીશ. એમ કહીને કાશી નગરના રાજાના સામૈયા સાથે સાંધુમંડળને લઈને મિરાંબાઈ રાજગદીમાં ગયાં. અને તેમને અલગ ઉતારો આપ્યો તેમાં તેઓએ નીવાસ કર્યો.

પછી રાણી વાસમાંથી મિરાંબાઈને આમત્રણ આવ્યું, તેથી પોતે રાણીંવાસમાં ગયાં. આ વખતે સુવર્ણનું સિહાસન સણગારેલું હતું; અને તે સીંહાસન ઉપર મુખમલની ગાદી બિછાવી હતી. તે ઉપર બેસવાને રાણીયોએ મીરાંબાઈને વિનંતી કરી, આ વખતે કાશીનો રાજા પણ ત્યાંજ હતો. તમામ મિરાંબાઈની સન્મુખ ઉભાં રહ્યાં હતાં. આ વખતે શ્વેત વસ્ત્ર ધારણ કરવાવાળી અને હાથમાં તંબુર પકડવાવાળી મિરાંબાઈ યુવાવસ્થાવાળી છતાં મોહક સ્વરૂપથી કેવળ સરસ્વતિ જેવી દેખાતી હતી; અને તેના દેખાવ આગળ કાશીનગરના જનાનખાનામાં તમામ રાણીયો ઝાંખી પડી ગઈ હતી. તેવી દિપકસમ પ્રકાશ આપનારી જ્ઞાન ગુણ ભંડાર મિરાંબાઈ સુવર્ણના સિંહાસનનો અનાદર કરીને પોતાની જોડે એક સાધુડી હતી તેની પાસેથી દર્ભની સાદડી પથરાવીને તે ઉપર બેઠી.

કનકના સગારેલા સિંહાસન ઉપર બેસારવાને તમામ રાણી મંડળે અને રાજાએ મિરાંબાઈને આગ્રહ કર્યો ત્યારે મિરાંબાઈએ કહ્યું કે, હે બાપુ હે બેહેનો! હે ભાઈયો!

## કાફી હોરી.

જોબન રસ ઝલકાય. રશિયા રોશ તજોરે ॥

( એ રાહ )

મનના ધર્મ જણાય, જુવોને સૌ વિચાર કરીરે ॥

॥ મનના ધર્મ જણાય. ॥

માણુક મુક્તા, કનક એ સઘળાં,
પથ્થર જાતિ જાણાય,
જુવોને સૌ વિચાર કરીરે. ॥ મનના ધર્મ જણાય.
॥ જુવોને મનના ॥

મિથ્યા મોહમાં મન જ્યાં ભમે છે,
વિકાર વેગે તણાય;
ઠામ નથી રહેતો ઠરીરે ॥
॥ મનના ધર્મ જણાય. ॥

તે માટે તમે એળખો અંતરમાં,
એક આતમ યદુરાય,
મિરાં ચિત એ કરીરે.
॥ મનના ધર્મ જણાય. ॥

હે બાપુ ! એ સઘળા મનના ધર્મ છે; આ મિથ્યા મોહ માયા મમતા અને જગતને જાણીને સત્ય ધર્મ પ્રમાણે સદાચરણથી ચાલવું. અને ઇશ્વર સ્મર્ણ કરવું એજ પારસ ચિંતામણી છે. એજ કનક છે. એજ ચૈતન્યનું દર્શન કરાવનાર છે. માટે મનને વશ રાખવું જોઇએ. મીરાંબાઇનું વચન સાંભળીને એકદમ રાણી વાસમાં હર્ષની તાળીયો પડવા માડી; કેટલીકવાર સુધી મીરાંબાઇયે તંબુર હાથમાં પકડીને શ્રી ક્રષ્ણ ભગવાનના ગુણના કિર્તન ગાયાં. મિરાંબાઇના મધુર સ્વરથી કેટલીક યુવાવસ્થાની સ્ત્રીયો મોહ પામી. કેટલીક પ્રૌઢાવસ્થાવાળી સાત્વિક સ્વભાવની સ્ત્રીયો મીરાંબાઇના અડગ ટેકને તથા વિરાગ વૃત્તિને ધન્યવાદ આપીને પગે લાવવા માંડી; ખુદ કાશી નાગરના રાજાએ પોતાના મસ્તક ઉપરથી મુગટ ઉતારીને મીરાંબાઇના પગમાં મસ્તક નમાવ્યું; આ વખતે વારંવાર આનંદની વૃષ્ટિ થયાંજ કરતી હતી •

કાશીના રાજાએ પોતાના જનાનખાનામાં મીરાંબાઇના ઉપદેશથી તમામ સ્ત્રિયોની વૃત્તિ ભક્તિ માર્ગમાં દોરાશે. એવો વીચાર કરીને એક માસ સુધી મીરાંબાઈ પ્રત્યે સ્તુતી કરીને તથા આગ્રહ કરીને રોકાયા; અને પોતે તેટલી મુદત માટે ત્યાંજ રહ્યાં; મીરાંબાઇની અડગ ભક્તિ અને સ્વચ્છ અંતઃકરણની પ્રતિતિ કાશીના રાજાને થઇ ચુકી તેથી મીરાંબાઇને સાક્ષાત દેવી પ્રમાણે માનીને પ્રાતઃકાળમાં તે રાજા મીરાંબાઇનું દર્શન કર્યા પછી બીજુ કામ કરતો હતો;; અહાહા ! સાત્વિક રાજાંઓને ધન્યવાદ આપવામાં આવે છે કે તેમનું હૃદય કેવળ મળ વિક્ષેપ વીનાનું હોવાથી સાત્વિક વીચારનીજ પ્રેરણા ચાલ્યાં કરે છે. અને તે સાથે સંત પુરૂષોની સેવામાંજ આશક્ત રહે છે.

મીરાંબાઇના સહવાસથી કાશી રાજના રાણીવાસમાં રાણીયોના મન કેવળ ભક્તિ માર્ગમાં અને સુનીતીના દોર ઉપર ચઢેલાં તથા પતીવ્રત માટે કાશીનો રાજા મોટો ઉપકાર માનતો હતો. કાશી નગરમાં વિદ્વાન માણસોમાં પણ મીરાંબાઈના ઉત્તમ ગુણની તારીફ થવા લાગી; એટલુંજ નહી પણ સંન્યાસી અને પરમહંસજનો પણ મીરાંબાઇના પવીત્ર દેદારને પામવા સારૂ આવી જતા હતા. અને તેના વય પ્રમાણમાં દ્રઢ વૃતિ સંકલ્પનું દર્શન હોવાથી વારંવાર વખાણ કરતા ચાલ્યા જતા હતા.

એકમાસ વીતી ગયો. મીરાંબાઈની વૃત્તિ ચંચળ થઇ; એકજ જગોએ બેશી રહેવું એમ મીરાંબાઇનો અભિપ્રાય નહોતો મતલબ એ હતી કે, પવિત્ર તિર્થ સ્થાનમાં રહીને પુરૂષ તથા સ્ત્રિવર્ગને શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિનો ઉપદેશ કરવો, અને પવીત્ર ધામનાં દર્શણ કરવાં. તથા સંત પુરૂષોના દર્શણનો લાભ લેવો, તેથી મીરાંબાઇએ વૃંદાવન જ-

વાને તૈયારી કરી તે જોઇને કાશીનો રાજા કચવાયો ખરો પણ પરમાત્માની સ્વતંત્રતામા દાખલ કરવી નહી. એવા વીવેકથી મીરાંબાઇને વળાવવાને માટે પોતે પચાસ સ્વાર સાથે તૈયાર થયો. મીરાંબાઇનો ટેક પગે ચાલીને પ્રયાણ કરવાનો હતો તેથી કાશીનો રાજા પણ મીરાંબાઇની સાથે ચાલતો હતો. જો કે પોતાની સાથે પચાસ સ્વાર વીગેરે હતા. તથા તે સ્વાર ઘોડા ઉપર બેસતા હતા. છતાં પોતે રાજ્યપદ સત્તાનો અભિમાંન નહી રાખતા. મીરાંબાઇની ભક્તિ પ્રભાને લીધે તે રાજા પગે ચાલવા લાગ્યો; આહાહા. ધન્ય છે મીરાંબાઇને કે ત્યાગવૃત્તિ ધારણ કરવામાં કંઇજ પણ ખામી રાખી નહીં છેવટે વંદ્રાવન આવી પોહોચ્યાં.

વંદ્રાવનમાં કાશીનો રાજા. મીરાંબાઇ નામની પવીત્ર મેવાડરાંણી જે કે ત્યાગ વૃત્તિ વાળી પવીત્ર સાધુ થઇ છે તેના પરાક્રમ તથા તેના બોધને વશ થઇને કાશીનો રાજા પગે ચાલતો આવે છે. એ વાત વંદ્રાવનમાં ફેલાઇ ગઇ; તેથી ત્યાંના વિદ્વાન માણસો મીરાંબાઇનો જ્યાં ઉતારો થયો હતો ત્યાં મળવાને માટે આવ્યા હતા; તેમજ કાશીના રાજાને ત્યાંનો અધીપતી પણ મળવા સારૂ આવ્યો હતો.

બેત્રણ દીવશ રહીને મીરાંબાઇની આજ્ઞા લેઇ કાશીનો રાજા ચાલ્યો ગયો. અને મીરાંબાઇ વંદ્રાવનમાં રહી.



# પ્રકરણ ૧૫ મું.

## વૃંદાવન સ્થળ.

## રાણાજીનો પશ્ચાતાપ.
## અને
## મીરાંબાઇનો સંતોષ.




દાવનમાં એક સાધુએ મીરાંબાઇને એવું કહ્યું કે અહિયાં રૂપદાસ ગુસાંઇ છે તે સ્ત્રીનું મુખ કદીપણ જોતા નથી. અને કદાચ તેમના અખાડામાં કે સ્થાનમાં કે સ્થાનમાં કોઇ સ્ત્રી જાય તો તેને ઉતારો પણ આપતા નથી. તે ગુંસાઇ સ્ત્રીને કેવળ નર્કની ખાણ સમજે છે. માટે તેના સામું જોવુંજ નહી એવા નિશ્ચયવાળા મહા તપસ્વિ મહાત્મા છે. એટલુંજ નહી પણ મહાજ્ઞાની છે.

સાધુની વાણી સાંભળીને મીરાંબાઇને આશ્ચર્ય લાગ્યું અને તુરત પોતાની જોડે રહેલા સાધુમાંથી એક સાધુને પત્ર સાથે મોકલ્યો તે સાધુ રૂપદાસ ગુસાંઇના મંદિરમાં જઇ પોહોચ્યો અને પત્ર આપ્યો, રૂપદાસે પત્ર વાંચ્યો તેમાં નીચે પ્રમાણે દોહરો લખ્યો હતો.

दोहरो.

आतम अमर असंग है,<br>
नहि पुरुष नहि नारि;<br>
तुम हप होम वाहीं है,<br>
पेखहु हृदय विचारी ॥

દોહરો વાંચતાંજ રૂપદાસ ખુશિ થયો. અને તેને ખાત્રી થઈ કે જે વાત મારા સાંભળવામાં આવી છે તે વાત સત્ય છે. કાશીનો રાજા તેની ભક્તિના પ્રભાવને વશ થઇને અહિ સુધી પગે ચાલીને વળાવવા આવ્યો હતો ત્યારે તે મિરાંબાઇની યોગ્યતા ઓછી હોવી નજ જોઇએ. તો પણ તે બાઈ એકલી ભક્તીજ જાણે છે કે બીજુ કાંઈ જાણે છે! તે બાબત થોડોક વિવાદ કરીને ખાત્રી કરી લઇશું. એવો વિચાર કરીને. રૂપદાસે તે સાધુને કહ્યું કે, મિરાંબાઇને માહારો પ્રણામ કરીને કહો કે. આ સ્થાન તમારૂં છે, કૃપા કરીને સાધુ સહવર્તમાન અહિયાં આવો. કે જેથી મને પણ આનંદ થશે. આપ્રમાણે વચન સાંભળીને. મીરાંબાઈની પાસે તે સાધુ આવ્યો અને થએલી બીના કહી સંભળાવી;

આ તરફ રૂપદાસે પોતાના મંદીરના ઓહોળા ચોકમાં જાજમો પથરાવીને બેસવાની સોઈ કરી. તથા મીરાંબાઇને ઉતારો આપવાને દસ પંદર ઓરડાઓ એમાં સાધુ સમસ્તનો સમાસ થાય તેવી ગોઠવણુ કરાવી નાંખી તેમજ પોતાના ભંડારોમાં રસોઈ કરનાર સાધુઓને આવનાર મિજબાન માટે રસોઈ તયાર કરી રાખવાને વરધી આપી અને પોતે મિરાંબાઈ આવનાર છે એવી ઇચ્છાથી રાહ જોઇને બેઠો.

આ તરફ મિરાંબાઈએ પોતાના સાધુ મંડળ સાથે આવવાની તૈયારી કરી અને તે મંડળીનો વાવટો (ધજા) સાધુઓએ લીધી, તે ધજામાં "श्री राधाकृष्ण विजयंततराम्" એવું લખ્યું હતુ.

**ભજન.**

કહો કેમ કરીયે—કાના—એ રાહ.

કેમ વીસારૂં પ્રભુ કેમ વીસારૂં પ્રભુ,
પુરવનો લાગેલ મુને પ્યારરે, કેમ વીસારૂં.

અવર જગત તે મારી નજરે ન આવે વાલા,
તમથી બંધાણો એક તારરે. કેમ વીસારૂં.
કૃષ્ણ નેણુંથી ન્યારા ન રેજો વાલા,
હરિવર હઈડા કેરા હારરે. કેમ વીસારૂં.
નિરબળ જાણી સદા નેહ નીભાવો વાલા,
આપનો એક આધારરે, કેમ વીસારૂં,
કહે મીરાંબાઈ મુને મુરતી છે પ્યારી વાલા,
વારી હું જાઉં વારંવારરે. કેમ વીસારૂં.

મૃદંગ, ઝાંઝ, ઉપંગ, ચંગ, ખટતાલ મંજીરા, ઈત્યાદિક વાજીંત્ર વાગતાની સાથે અને ભજનની ધુન સાથે મીરાંબાઇ શ્રી રૂપદાસ ગુસાઈના મંદિરમાં આવી પોહોચ્યાં.

મોટા ચોકમાં જાજમ પાથરી હતી અને તેમાં રૂપદાસ બેઠેલા હતા. તે ગુસાઇ માહારાજ મિરાંબાઇને પોતાનાં મંદિરના દ્વાર સુધી સામે મળવાને ગયા; તેમણે મિરાંબાઇને વિવેક પૂર્વક સન્માન આપ્યું; પછી ચોકમાં વિરાજમાન થયાં

મિરાંબાઇને જોતાંજ રૂપદાસ મોટા વિચારમાં પડી ગયો તેણીની યુવાવસ્થા, તેણીનું મનોહર સ્વરૂપ તેણીની લાવણ્યતા, વીગેરે જોતાં ભક્તી માર્ગની ચમત્કૃતિ શી રીતે સ્થાઇ રહી. અને એ બનેજ કેમ? અરે મારો નીયમ જે કોઇ સ્ત્રીને નહિ જોવાનો હતો તે નિયમ ભંગ થયો; આ પ્રમાણે મોટા ઉંડા વિચારના વમળમાં ગુંથાવા લાગ્યો અને બોલ્યા ચાલ્યા વિના ચૂપ થઈ ગયો.

મિરાંબાઇએ પુછ્યું કે હે મહારાજ! આપની ખ્યાતી ઘણા ભાગમાં ઉતમ પ્રકારની સંભળાય છે આપ કોઈ સ્ત્રીનું મુખ જોતા નથી, એવો આપનો અડગ ટેક જ્યાં ત્યાં સર્વ લોકોના જાણવામાં આવ્યો છે હેદયાસિંધુ? સ્ત્રીયોએ એવો શો ગુન્હો કર્યો છે કે તેણીનું મુખ સરખુ પણ જોતું નહી?

**રૂપદાસ**—( જરાક વિચાર કરીને ) અરે માઇ? સ્ત્રી કેવલ નર્કકી ખાણુ હય.

**મિરાંબાઈ**—હે માહારાજ? એજ નર્કની ખાણુમાંથી આપની ઉત્પત્તિ થઇ વળિ એજ નર્કની ખાણુને, સુવર્ણની કિંવા રત્નકી ખાણ પણ કહે છે.

**રૂપદાસ**—અરે માઇ! નર્કકી ખાણુકો કૌન કહતા હયકી રત્નકી ખાંન હયે?

**મિરાંબાઇ**—હે કૃપાસિંધુ! સ્ત્રી રૂપ રત્નની ખાણમાંથી વ્યાસ, શુકદેવ, પારાશર, યાજ્ઞવલ્કય ધ્રુવ. અમરિષ, નારદ, પ્રહલાદ સૌનક, ઉદ્ધવ, વસિષ્ટ, અગસ્ત, ઇત્યાદિક તથા અનેક તપસ્વિ તથા અનેક સિદ્ધ, મુનિ, યોગી, તાપસિ, વીગેરે થઇ ગયા છે. જેમણે તત્વજ્ઞાન પ્રતિપાદન કર્યું છે; વળિ જીવ ઇશ્વરના ભેદ વીષે નીરંતર જોયાં કર્યું છે તેમજ અત્યંત તપાસ્યા કરીને શીવ વીષ્ણું બ્રહ્માદીકને પ્રસન્ન કર્યા છે. હે મહારાજ! કહો જોઇએ. સ્ત્રી જગત જેમકે નર્કની ખાણુ હોતતો નર્કના સ્વભાવ પ્રમાણે નર્કના કીડા થાય કે આહાવા તત્ત્વવેત્તા જ્ઞાની પુરૂષો રત્ન જેવા પ્રગટ થાય! હે મહાત્મા જેમકે સ્ત્રી રત્નરૂપી આ ભુમંડળમાં ન હોત તો આપ પોતેજ કયાંથી પ્રકટ થાત! તેમજ પુર્વે કહેલા વિદ્વાન મહર્ષિયો કયાંથી પેદા થાત! તેમજ આ જગતને કયાંથી જોત! વળિ જગતને જોઇને, કર્તા છે એવો અનુમાન શી રીતે કરત! તેમજ પોતાના દેહમાં કોણુ છે એ તમામ જાણવાને વીવેક કોણુ કરત! હે કૃપાસિંધુ! એ સમગ્ર કારણો માટે આપે ઉતમ રીતે વિચાર કર્યોજ હશે; છતાં આપે શા માટે એવો દુરાગ્રહ કર્યો છે એ કઈ મને સમજ પડતી નથી.

મીરાંબાઇનું વચન સાંભળીને રૂપદાસ ગુસાઇ ચકિત

થઇ ગયો અને તે સંબંધે પોતાના દ્રઢ નિશ્ચયનું પ્રતીપાદન કરવા ઉપર લક્ષ લગાડવા લાગ્યો પછી વીચાર કરીને બોલ્યો કે, હે માઇ ! પર સ્ત્રી દેખકેં એકાગ્ર વૃત્તિકા ભંગ હો જાતા હય, ઔર નેત્ર ઇંદ્રિયકા ધર્મ અપના અમલ ચલાતા હય. ઇસલિયે, સ્ત્રીકો દેખનાહી નહિ ઔર ઇનકો નર્કકી ખાન માફક જાનકે દૂર રહેના શ્રેષ્ટ હય.

**મિરાંબાઇ**—મહારાજ ! આપતો સમર્થ છો યદ્યપી હું એટલું કહુંછું કે; જેવી રીતે એકાગ્ર વૃત્તિ કરવાને માટે ત્રીવેકની જરૂર પડે છે તેવી રીતે, સ્ત્રી સમુદાયમાં રહીને મન વશ રાખવામાં પણ વીવેકની જરૂર પડે છે. શ્રીકૃષ્ણ ચંદ્ર પરમાત્મા સોળ હજાર સ્ત્રિયોના પ્રેમને આધીન થએલી વીવેક માર્ગે કરીને પોતાના મનને આધિન રાખ્યું હતુ. એ તમામ રહસ્ય શ્રીમદ્ ભાગવતના દશમા અધ્યાયમાં છે. અને તે રહસ્ય કેવળ ગુપ્ત છેઃ—હે મહાત્મા જ્યારે મન વશ રહેતું નથી, અર્થાત વીકારનો વેગ મનને સારી પેઠે અસર કરે છે. અને તેની આગળ જ્યારે વીવેક જ્ઞાન અને નીતીના ઉતમ ઉદેશનું જ્યારે બળ ચાલી શકતું નથી ત્યારેજ સ્ત્રીનું મુખ જોવું નહીઃ અને તે નર્કની ખાણુ છે. એવો આરોપ મુકીને એકાન્તમાં નિવાસ કરવાને જરૂર પડે છે. પણ જ્યારે જ્ઞાન માર્ગ વીવેક બળવાન થાય છે અને અનુભવી બને છે. ત્યારે તે મન પણ તેવાજ ઉત્તમ અને સ્પષ્ટ અનુભવમાંજ નીવાસ કરે છે. આટલું બોલીને ચુપ થઇ ગઇ.

આ વખતે રૂપદાસ ગુસાઇ પાસે અયોધ્યાથી ગુસાઇ તુસસીદાસ આવ્યા હતા, અને તેમણે શ્રી રામચંદ્રજીના સ્વપ્નમાં થએલ આજ્ઞા પ્રમાણે ભાષામાં રાંમાયણુ રચવાનો પ્રયાસ શરૂ કરવા માંડયોં હતો. તેમણે મીરાંબાઇના વચનને

સભામાં સાંભળીને નીચે પ્રમાણે ધન્યવાદ આપ્યો.

॥ ચોપાઈ ॥

धन्य धन्य मीरां गुनराशी,
हृदय मुकुर सम ज्ञान विलासी;
तेहिकार शुद्धभाव हियदरसे,
कृष्ण भक्ति अमृत रस वरसें;

તુલસીદાસે આ વખતે ચોપઇ બનાવીને મીરાંબાઈની ઉત્તમ દ્રઢતાને માન આપ્યું; એટલામાં રૂપદાસ ગોસાઇએ કહ્યું કે માઇ ! "તેરે જેસી પવિત્ર સ્ત્રી કે મુખ દેખને મે કુચ્છ નહિ "

**મીરાંબાઇ**—હે મહારાજ ! આ શરીરમાં અમર. અને વારંવાર જન્મ લેનાર જીવ, કાંઈ પુરૂષ કે સ્ત્રી નથી; પુ-રૂષ સ્ત્રી ઈત્યાદીક ભેદ નાશવંત શરીરનાજ રહ્યા છે, તે અંકુરને વીવેક રૂપી માળી હોય છે એજ કાપી નાંખે છે, માટે પુરૂષ કિંવા સ્ત્રી તો કોઇ નથી માત્ર પ્રકૃતિ રૂપીસ્ત્રી છે અને પુરૂષ રૂપી બ્રહ્મ ઇશ્વર ચેતન છે. અર્થાત એજ પરબ્રહ્મ ચેતન સાક્ષાત શ્રીકૃષ્ણ ચંદ્ર છે. અને પ્રકૃતિ રૂપ રાધા. છે. ભલે કદી રામ કહો અને પ્રકૃતિ મહા વીદ્યા કે અવીદ્યા વીગેરે શીતાજીને કહો. ભલે કદી શીવ અને પાર્વતીને કહો. તથા ભલે કદી વિષ્ણું અને લક્ષ્મીને કહો કિંવા બ્રહ્મા અને સાવીત્રીને કહો યદ્યપિ તે તમામ એકજ છે. બીલકુલ ન્યારા છે નહી. ઇશ્વરના ગુણ કર્મને લીધે હજારો નામ પડયાં છે.

**ગાયન.**

દોનોં સિયારામ. મમઉર ધામ. કરો સબજામ
એ રાહ

કહો કદિરામ શ્રીધન સ્યામ. ભજો કદી નાથ શંકરને.

સહુ કિરતાર સરજનહાર છે નીરધાર હિતકરને
જેના ચિતમાં જે વસ્યો. એજ અજર અવિકાર,
એજ એક ગુણુ તત્વ છે; સદાનંદ સુખકાર, કહો૦
મુરલીધર વ્રજનાથ શ્રી વસ્યો હૃદયમાં સાર.
એજ અચળ અવીનાશ છે; સદાનંદ દરબાર. કહો૦

હે મહાત્મા ! તે સમગ્ર એકજ છે છતાં સ્ત્રી અને પુરૂષ જુદાં માનવાં એતો સ્થુળ દ્રષ્ટિનું કારણુ છે. હે માહાત્મા ! આ નવીન માર્ગે જોનારી અભીલાશા મીરાંબાઇના વચન ઉપર રખે કદી ક્રોધ કરતાં; કાંકે હું તો હજુ ઇશ્વર ભક્તિમાં એકતા મેળવવામાં પેહેલે પગથિયે ચઢેલી છું માટે મારા ઉપર ક્ષમા કરશો

રૂપદાસ બોલ્યો કે. મીરાંબાઇ તમે ઉલટું મારા મનનું સમાધાન કર્યું છે; તમે ઉલટો મનેજ બોધ આપ્યો છે; તમારામાં જે કોઇ ઇશ્વરી જ્ઞાન બક્ષિસીનો ગુણુ છે તે જોઇને મને ઘણોજ આનંદ થાય છે એટલુંજ નહી પણુ તમે નીરંતર અહીયાંજ રહો. અને તમારા વચનામૃતનો હર વખતે લાભ આપતા રહો. જુવો આ અમારા પરમ સ્નેહી ગુસાંઇ શ્રી તુલસીદાસજી માહાત્મા છે તે મહા યોગી છે અને તેમના ઉત્તમ કાર્યથી મને ઘણોજ સંતોષ થયો છે. આ પ્રમાણે વાત કરે છે. એટલામાં તે મંડલમાં ઘણી વારથી ઉભો રહેલો એક માણુસ જ્યાં મીરાંબાઈ. રૂપદાસ. અને ગુંસાઇ તુલસીદાસ બેઠા હતા તથા આજુબાજુ સેંકડો સાધુ મંડળ બેઠું હતું તે સમગ્રની વચમાં. આવીને ઉભો રહ્યો.

આ નવીન આવનાર માણુસે પોતાની દાઢીએ બુકાની બાંધી હતી. તેમજ પોતાના મસ્તક ઉપર ચંદેરી પાઘડી મેવાડ બાંધણીની ધારણુ કરી હતી. ઉંચા મલમલનું ચો-

બલુ અંગરખું પેહેર્યું હતું. કમર ઉપર વાઘના ચાંમડાનો પટો બાંધેલો હતો. અને તે પટામાં લાંબી સમસેર લટકતી હતી. આ ઉપરથી સાધારણ તુરતને માટે એમજ કળવામાં આવ્યું કે કાશી નગરના રાજા તરફથી કોઇ સરદાર અહીયાં આવેલો હશે; તેમજ તે એકાએક ઓળખાય તેવો જણાતો નહોતો. તેવો માણસ મીરાંબાઇના સાંમ્હે ઉભો રહ્યો. અને હાથ જોડીને કહેવા લાગ્યો કે હે પવિત્ર મિરાંબાઇ સાહેબ ! હું તમારી પાસે ભિક્ષા માગવા સારૂ આવ્યોછું માટે કૃપા કરીને આપો.

નવિન આવનાર માણસનું વચન સાંભળીને મીરાંબાઇ આશ્ચર્ય પામી અને તેના સામું જોઇને કેહ્યું કે હુંજ ભીક્ષાનો પદાર્થ માગનારીછું. મારી પાસે જો કે અન્ન માગતા હશો તો તે અન્ન પણ મારા સ્વાધીનમાં નથી, કદાચ વસ્ત્ર માગતા હશો તો એક વસ્ત્ર શીવાય બીજુ નથી. અને કદાચ ભક્તિ ભાવની યાચના કરતા હશો તો તેનો અખુટ ભંડાર છે.

મીરાંબાઇનું વચન સાંભળીને નવીન આવનાર મુસાફરે કહ્યું કે હું અન્નની ભીક્ષા ઇચ્છતો નથી.

**મીરાંબાઈ**—તો પછી શાંની ભીક્ષા ઇચ્છો છો ?

**નવિન મુસાફર**—હું આંપની પાસે માફી માગવા આવ્યો છું.

**મીરાંબાઇ**—અરે ! તમે એવું શું કામ કર્યું છે કે માફી માગો છો !

**નવિન મુસાફર**—મ્હે એવું અધમ કામ કર્યું છે કે તે બાબત માફી માગતાં પણ મારૂ પાપ ધોવાય તેમ નથી.

**મીરાંબાઇ**—કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ. હે મુસાફર ? મને તમારા બોલવામાં કંઈ પણ સમજણ પડતી નથી

**મુસાફર**—આપ તો સમદરશી, અને રાગદ્વેષ રહીત છો, શત્રુ અને મીત્ર, સમાન છે, વળી પરોપકાર વૃત્તિથી દયાનો નિવાસ છે; તેથી આપને તો યાદ રહેજ નહી, પણ જેણે ચોરી કરી હોય તેને પોતાના કૃત્યનું ચીત્ર હ્રદયમાં જરૂર જણાયા વીના રહેતુંજ નથી.

**મીરાંબાઇ**—તમે કોણ છો ? અને કયાં રહોછો ?

**મુસાફર**—હું મેવાડ ભુમી ઉપર રહું છું.

**મીરાંબાઈ**—હેં હેં, શું મેવાડમાં રહો છો ? ત્યારે તો તમે જાણતાજ હશો કે મેવાડના અધીપતી ખુશીમાં તો છેને ! શ્રીકૃષ્ણ પરમાત્મા પાસે હરવખતે તેમની તબીયત સારી રહ્યાં કરે અને આનંદની પ્રાપ્તી તેમને મળે એવી હું હમેશાં માગણી કરૂં છું.

**મુસાફર**—હા, આપ રાગક્લેશ વીનાનાં પવીત્ર છો તેથી તેમનું કલ્યાણ ઇચ્છો એમાં કાંઈ નવાઇ નથી. માત્ર મારા જેવા અજ્ઞાની માણસથીજ અવીવેક ભરેલું કાર્ય થાય છે.

**મીરાંબાઇ**—તમે કૃપા કરીને પોતાનું નામ જણાવશો.

**મુસાફર**—હું આપની પાસે ભીક્ષા માગવા આવનાર કુંભોજી રાણો છું.

આટલું સાંભળતા વારમાં મીરાંબાઇ તુરત ઉભી થઇ અને તેમને સન્માન આપીને પોતાની પાસે બેસાર્યો. આ વખતે સઘળી સભામાં આનંદની સાથે આશ્ચર્યતા વ્યાપી ગઇ, થોડીકવાર થઇ એટલે કુંભોજી રાણાનો મુખ્ય પ્રધાન અને આચાર્ય પણ આવી પહોંચ્યા.

આ જોઇને મીરાંબાઇએ પુછ્યું કે હે મહારાજ ! આપ અહિયાં કયાંથી ! મને તો બીલકુલ ભ્રાંતી સરખી રહી નથી કે આપ પોતેજ હશો વળી હું દાસીને માટે આપે અત્રે સુધી તસ્દી લીધી તેથી કરીને મારાં મનને ક્ષોભ થાયછે.

કુંભોજી બોલ્યો કે હું હાથ જોડીને આપની પાસે માફી માગું છું; આપ નિશ્કલંક છો. આપના ઉપર શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપા છે વળી આપની નિર્મળ ભક્તિ છે, ચીતોડગઢની બાવન પેઢીને તમે તારી નાંખી છે. હે પવીત્ર મીરાં! તમારી વિરાગ વૃત્તિને હવે હુંજ ધન્યવાદ આપું છું શરૂવાતમાં મ્હેં જે કંઈ વારે વારે દુઃખ દીધું છે તે હું ભુલી ગયો નથી; વળી હું વિષયમાં આશક્ત થએલો કામાંધ બનીને કુતર્ક કરનારી સ્ત્રીઓના વીચારદોર ઉપર ચઢી ગયો હતો, છતાં તે દોર તુટી પડવાથી ઉલટ રીતે મ્હારે હેઠળ પડી જવાનો વખત આવ્યો છે; તે સાથે તમારી કીરતીની પ્રસંશાના બે પત્રો મારી તરફ આવ્યા છે. તેમાં એક પત્ર દીલ્હીથી અકબરશાહ બાદશાહનો આવ્યો છે તેમાં લખે છે કે—

મેવાડમાં રત્ન કયું છે તે જ્યારે મ્હેં નજરે જોયું ત્યારે મીરાંબાઇનેજ હું ગણું છું. વળી તેયુવાવસ્થાની છતાં વૃદ્ધ યોગીઓના વીચાર કરતાં પણ વધારે સ્થિર વીચારવાળી જોવામાં આવી; અહાહા! સ્ત્રી જાતી છતાં પણ તેણીમાં જે ગુણ, બુદ્ધિ, સદ્વીચાર, ડહાપણ, વિવેક ઇત્યાદીક માહારા જોવામાં આવ્યા છે તે જોઇને તો હું કહું છું કે આ દીલ્હીમાં તો શું પણ હીંદની મર્યાદામાં માત્ર એક મીરાં તે મીરાંબાઈ છે. હે રાજા! હું ખાત્રીથી કહું છું કે તેવી પવીત્ર અને સતી તથા ઇશ્વર ભજનમાં આશક્ત રહે. નારી સંસાર વ્યવહારને ત્યાગ કરનારી પવિત્ર અબળાને સતાવતા નહી. અને જો કે તમે સતાવશો તો મીરાંબાઇ કેવળ સત્વ ગુણવાળી છે તેથી તેના મનને કદી પણ અસર નહી થાય પણ તેનું રક્ષણ કરનાર પરમેશ્વર તમારા ઘાતકીપણા ઉપર નાખુશ થશે. હું પણ તે મીરાંબાઇના દીદાર

જોઇને મારા પાપને દુર કીધાં છે અને તે પવીત્ર બાઇનું નામ મારા હૃદયને પવીત્ર કર્યું છે.

હે મીરાંબાઇ ! વળી કાશી નગરના રાજાએ મારા તરફ પત્ર લખ્યો છે; તેમાં પણ તમારી પ્રશંસા હદથી જાદે કરી છે અને તેમાં વિશેષમાં એટલું જણાવે છે કે; તે મીરાંબાઈ અમારા જનાનખાનામાં અમારી રાણીયોને દીક્ષા આપનાર ગુરૂ થયાં છે અને હું પણ માહારાં માતુશ્રી તુલ્ય તેમને ગુરૂ માનુંછું.

આ ઉપરથી મ્હેં કાશીનગરના રાજાને પત્ર લખ્યો છે કે હું અમુક દીવસે મીરાંબાઇ પાસે મારી માગવા સારૂ આવવાનો છું. માટે તમે પણ કાશીનગરથી વૃંદાવનમાં એજ દીવસે મને મલવા સારૂ આવજો એ પ્રકારે મ્હેં લખ્યું છે. ઘણું કરીને તો તેઓ આવવાજ જોઇએ આ પ્રમાણે વાત કરે છે. એટલામાં, રાણીયો સહવર્તમાન કાશી નગરનો રાજા રૂપદાસના મંદીર તરફ આવી પોહોચ્યા અને બડે જાઓ મેહેરબાન સલામ એવા શબ્દનો પોકાર થવા લાગ્યો. આ સાંભળીને તેમને તાજીમ આપવાને માટે ઉંચા સાહામે મળવાને સારૂ રૂપદાસ બાવો દ્વાર આગળ ગયો કાશીનગરનો રાજા, મંદીરમાં આવી પોહોચ્યો. આ વખતે તો રાજદ્વારી ઠાઠનો ડીમાક કોઇ ઔરજ તરેહનો થઈ રહ્યો હતો. કાશી નગરનો રાજા જેવો મીરાંબાઈ પાસે આવ્યો તેવોજ મસ્તક નમાવીને દંડવત્ પ્રણામ કરીને બેઠો થયો તેમજ તમામ રાણી મંડળ પણ એજ પ્રમાણે મીરાંબાઇને નમવા લાગ્યાં અને હાથ જોડીને સભ્યતા પ્રમાણે બાજુએ ઉભા રહ્યાં.

આ દેખાવ જોઇને ઉદેપુરના રાણાના હૃદયમાં જે કોઈ આનંદ પ્રગટ થયે તે આનંદની શિમા કોઈ કવી બતાવી શકે તેમ નહોતું તેના મનમાં તો આ વખતે એજ અનુભવ થયો કે અહાહા ! આ મેવાડની રાંણી મીરાંબાઇને પ-

વીત્ર જાણીને કાશી નગરનો રાજા પોતાનું મસ્તક નમાવે છે. તો તેવી ઉત્તમ કિર્તિને પામનારી મીરાંબાઇને ધન્યવાદ આપુછું આ પ્રમાણે કુંભોજીના અંતઃકરણમાં વિચારની અસર થતા સાથે નેત્રમાં આંસુ નીકળવા લાગ્યાં.

કાશી રાજાએ કુભાજીના સામે દ્રષ્ટી કરી એટલે કુંભાજીએ મિરાં પ્રત્યે બે હાથ જોડીને કહ્યું કે પવીત્ર દેવી! હું ક્ષમા માગુછું. હું ક્ષમા માગુછું. માટે કૃપા કરીને મારા તરફ દયાદ્રષ્ટી કરો.

મીરાંબાઇએ રાણાને કહ્યું કે હે રાણાજી! પંચદેવની સમક્ષ મ્હે મારો હાથ આપના હાથમાં આપ્યો છે તેથી હું આપની સેવા બજાવવાને બંધાઇ ચુકીછુ. છતાં જ્યારે આપ મારી પાસે માગી માગો છો તે શાસ્ત્રથી વીરૂદ્ધ છે.

હે રાજન્! હવે આપનું હ્રદય પવીત્ર થયું છે. અને એજ પવિત્ર હૃદયે મારા હિતને માટે મારી તરફ આપને ખેંચી આણ્યા છે. તેથી હું આપનો મોટો ઉપકાર માનુંછું.

મિરાંબાઇએ કહ્યું કે હજુર! હવે આપની શી આજ્ઞાછે!

કુંભોજી—( હાથ જોડીને ) હવે કૃપા કરીને મેવાડભુમીમાં પધારો—અને ચીતોડઘઢમાં રહીને શ્રી રાધાકૃષ્ણ પરમાત્માનું નિવૃત્તિથી ભજન કરો હવે કદીપણ આપના ઉતમ કામમાં મારા તરફથી ખલેલ નહી થાય; પણ ઉલટમાં હું પણ શ્રી રાધાકૃષ્ણની ભક્તીમાં સામેલ રહીશ. આપનો પવીત્ર આત્મા. સદબોધથી મારા હ્રદયને પવીત્ર કરશે, અને તેથી જે કોઇ મારા જીવનને લાભ થશે તેનો બદલો હું શું વાળવાનો હતો!

એમ કહીને કુંભારાણાએ પોતાના નેત્રમાંથી કરેલા કાર્યના પશ્ચાતાપનાં આંસુ કાઢવા માંડયાં.

આ વખતે આસન ઉપરથી ઉઠીને પ્રેમથી મીરાંબાઇ કુંભારાણાને ભેટી પડી અને પોતાના શ્વેત વસ્ત્રથી રાણાના નેત્રમાંથી નીકળતા આંસુ લુછી નાંખ્યા, અને કહેવા લાગી કે રાણાજી! આપ દીલગીર થતામાં; જે કાળમાં જે વસ્તુ બનવા કાળ હોય છે તેમ બન્યા કરે છે. કર્મમાં લખેલું મીથ્યા થતું નથી જુવો કહ્યું છે કે એમ કહીને હાથમાં તંબુર પકડીને એજ સભામાં ભજન સંભળાવલા લાગી.

પદ.

કરમનકી ગત ન્યારી ઉદ્ધવ ટાળી નાંહી ટળે.
॥ કરમગત ટારી નાંહી ટરે ॥ કરમના.

કબહુક રાજા કબહુક રંકા.
કબહુક છત્ર ધરેરે.
કબહુક તનખા જલમેં ડુંબે;
કબહુક શૈલ્ય તરે ॥
॥ કરમનકી ગત ન્યારી ॥
હરીશ્ચંદ્ર જૈસો રાજા કહીયે,
તાપર બીપત પરેંરે.
તારા જૈસી રાની વાકી,
નીચ ઘરનીર ભરે ॥
કરમનકી ગત ન્યારી ॥
રોહીદાસ જૈસો કુંવર ઉનકો,
હિતચીત બચન ધરેંરે.
ફુલફુલ બીનતે ભોરંગ ડસિયો.
તારા રૂદન કરે,
કરમનકીગત.

રૂષી વસિષ્ટ પંડીત મહાગ્નાની,
રૂચી રૂચી લગન ધરેરે.
[illegible]સિયાજીકો હરન મરન દશરથકો,
બન બન રામ ફીરે. ॥

કરમનકી.

હે રાણાજી! હુંતો સત્ય કહુંછું કે એમાં કોનો દોષ છે! યદ્યાપી જો કે આપ પોતાના અંતઃકરણ ગઇ ગુજરી હકીકતને યાદ લાવીને દીનતા પ્રામ કરો છે. તેથી સાક્ષાત શ્રી કૃષ્ણ પરમાત્માએ આપના પાપનો નાશ કર્યો છે.

હે રાણાજી! આજે મને ઘણોજ આનંદ થયો છે વળી આપના નીર્મળ કાચ જેવા અતઃકરણમાં જરૂર હવે હું નીવાસ કરીશ એવી મને પક્કી રીતે આશા બંધાઇ છે.

આ પ્રમાણે દીલાસો દઇને મીરાંબાઇ પોતાના આસન ઉપર રાંણાને પોતાની જોડે બેસાડીને બેઠાં.

રૂપદાસ સાધુએ બે ત્રણ દીવસ સુધી જેવી જોઇએ તેવી શરભરા કરી અને તે સાધુએ આશીર્વાદાત્મક પુષ્પનો હાર મીરાંબાઇના કંઠમાં નાંખ્યો તથા રાજાઓના હાથમાં ફુલની છડીઓ આપી.

કાશી નગરના રાજાએ ઉદેપુરના રાણાને ચાર દીવસ રહેવાને પોતાના રાજ્યમાં મીરાંબાઇ તથા સાધુ સહવર્તમાન લઇ ગયો અને ત્યાં પણ અનેક પ્રકારના ભજનનો ધમ ઘોપ રચાયો.

પછી મીરાંબાઇને લઇને ચિતોડગઢનો રાણો કુંભોજી પોતાના સંસ્થાનમાં આવી પોહોચ્યો.

ચિતોડગઢમાં આવ્યા પછી રાણાજીએ મીરાંબાઇના ક- પ્રમાણે ચાલવા માંડયું સઘળા રાજમા રામકૃષ્ણનો મહિમા વધી ગયો. વળી મીરાંબાઇ દરરોજ બબે પદ બનાવ્યા

પછી ભોજન લેતી હતી એમ કહેવામાં આવે છે.

મિરાંબાઇનાં ભજન ઘણી જગોએ ફેલાઇ ગયેલાં છે અને સર્વેને રશીક લાગે તેવાં થઈ પડ્યા હતાં.

મીરાંબાઇના અલગ મહેલમાં દરરોજ રાજમાતા પ્રેમ-પુર્વક આવતાં હતાં અને ભજનમાં સામેલ થયાં હતાં.

વળી રાણાજી પાસે બહોળો ખર્ચ કરાવીને ત્યાં રામજીમંદિર તથા રાધાકૃષ્ણનું મંદીર મિરાંબાઈએ બનાવરાવ્યું હતું. અને એ મોહોટા મંદીરમાંજ મિરાબાઇ રહેતાં હતાં. તે મંદિરમાં સેંકડો સાધુ લોકો રહી શકે તેવી સોઇ કરવામાં આવી હતી.

મેવાડ રાણાએ મીરાંબાઈ પાસે માફી માગી તથા અકબરશાહનો વખાણ ભરેલો પત્ર તથા કાશી નગરના રાજા શિષ્ય થયો છે તથા હિંદુસ્તાનમાં મીરાંબાઈની પ્રખ્યાતી થઇ છે તથા શ્રીકૃષ્ણ પરમાત્માની સહાયતા છે અને હવે પોતે ચીતોડગઢમાં આવ્યા છે એવું જાણીને મેડતા નગરનો રાજા તથા રાણી એ બન્ને કેટલોક અસબાબ લઈને ચિતોડમાં મીરાંબાઇને મળવાને માટે આવ્યાં હતાં. જયમલ દરબારને તથા મિરાંબાઇની માતુશ્રીને આનંદનો પાર રહયો નહોતો, તે કેટલાક દીવસ રહીને પોતાને ઘેર ચાલ્યા ગયા.

પ્રિય વાંચક મિત્રો આ વારતા હવે પુરી થાયછે. આ વારતાના વાંચનાર ભાઇયો ભક્તી માર્ગના રહસ્યને જોશે કોઇ કદાપી એમ કહેશે કે સાક્ષાત શ્રીકૃષ્ણ ભગવાન મળવા ઘણા દુર્લભ છે, હા હું પણ એમ કહુ છું કે દુર્લભ છે, જેવી રીતે જેણે જન્મભરમાં સાકર ખાધી નથી તેનાથી સાકરની મિષ્ટતાનું વર્ણન નહી થઇ શકે. તથા સમુદ્રમાં નિરંતર માંછલાં અહાર વિહાર કરે છે તથા શ્વાસ લે છે

તેવી રીતે મનુષ્ય જાતીથી નહિ બની શકે, એજ પ્રમાણે તદાકાર વૃત્તિમાં જે ધ્યાન રહ્યું છે તે ધ્યાન જાગ્રત્ત છતાં તદાકાર વૃત્તિ સ્થિર હોય તો જાગ્રતમાં પણ તેજ સ્વરૂપને જોઈ શકે છે માટે અનુભવ વિના અદ્ભુત હકીકતો માનવામાં આવતી નથી, જેટલી અદ્ભુત હકીકતો છે તે તમામને માટે સપ્રમાણ અને અનુભવ જ્ઞાન વાચકોને વચમાં આડા પડે છે, માટે જે હરીના ભક્ત છે તેની તો બલિહારીજ ન્યારી છે, તેની વૃત્તિને પણ ધન્ય છે તેના વિચારને પણ ધન્ય છે વેના શુદ્ધ અંતઃકરણને પણ ધન્ય છે, પ્રિય વાચક મિત્રો ! આ નોવ્હલમાં, આપણે કોહોને તપાસવાને રહી ગયો છે ! એ વિષય જ્યારે જોશો ત્યારે પેલો વિજયધઢના ઠાકોરનો દીકરો મદનસિંહ કુંભારાણાના ક્રોધથી કેદમાં પડ્યો છે તેનું શી રીતે થયું ! એ બાબત પરીણામ જાણવાને તમારી ઈચ્છા જાગ્રત થશે. ચાલો હવે આપણે તે તરફ વળીયે.

મીરાંબાઈની ભક્તિના પ્રભાવથી કુંભરાણાના હૃદયમાં સાત્વિક વૃત્તિએ નિવાસ કર્યો હતો. તેમજ તે સાથે દયા અને ક્ષમાનું ભુષણ દીન દીન પ્રત્યે વિશેષ શોભા આપતું હતું; જો કે કુંભોરાણોજી ક્ષાત્રવટનું કેવળ ભુષણજ છે તથાપિ, રાજ્ય સત્તાનો જે અભિમાન હતો તે અભિમાન દુર થયો હતો. તથાપિ સ્ત્રી અને ગાય તથા હિંદ ધર્મનું રક્ષણ કરવાને માટે તેનો અનિમાન ખસ્યો નહોતો. તેને માટે તો તેના કમરમાં સમશેર લટકતીજ હતી. તેમજ ધર્મને માટે રણજંગમાં પડવાને માટે તેના શરીરની રોમાવલી પણ અભિમાન યુક્ત હતી. પરંતુ ઇશ્વર પ્રત્યે અસ્તિત્વે ધારણ કરવામાં મીરાંબાઇના બોધ અને તેણીના અદ્ભુત પરાક્રમે રાણાજીના હૃદયને ઇશ્વર સ્તવન માર્ગમાં સ્વચ્છ

કર્યું હતું. તેથી પુર્વનો રાગ દ્વેષ તથા પૂર્વની સમઝ અને મીરાંબાઇને માટે પુર્વનો વ્હેમ તદ્દન નાશ પામ્યો હતો. એટલુંજ નહી. પણ મીરાંબાઇનું દર્શન કર્યા વિના રાજ મંદીરમાંના તમામ માણસો અન્ન પણ લેતા નહતાં.

આ વખતે જેલમાં રહીને પીડા પામનારો મદનસીંહ આશાના મોજામાં ડુબકાં ખાતો હતો. હવે મારો છુટકો થશે તથા હવે મારો અપરાધ મીરાંબાઇ દુર કરાવશે, એવી આશા રાખીને રાણાજીને રૂબરૂ કાંઇક કહેવાને ધારણા કરતો હતો.

એક પ્રસંગે રાણોજી-જેટલી મુદતના કોણ કોણ કેદી છે તે તપાસવાને માટે સેહેજ સાજ આવ્યો હતો. તે વખમદનસીંહે હાથ જોડીને પ્રાર્થના કરી. તે સાંભળીને રાણાજીએ તેને કહ્યું કે તું કયા ગુન્હામાં કેદ થયો છે !

મદનસીંહે કહ્યું કે ગરીબ પરવર ! આપતો ભુલી ગયા છો. પણ હું નીરપરાધી છતાં અપરાધી થયો છું. હું માનીતી રાણાજીના મહેલમાંથી દાશીયોના ટોળામાંથી પકડાયોછું રાણાજીયે તેના સાંમુ જોઇને કહ્યું કે હા. હા. હવે મને સારી પેઠે યાદ આવ્યું એટલું કહીને પોતે ચુપ થઈ ગયા ઘણીવાર સુધી તે મદનસીંહ તરફ એકજ નજરથી જોઇ રહ્યા પછી વિચાર કર્યો કે જે દીવસે હું માનીતી રાણીના મેહેલમાં છતાં કદી પણ પગ નથી મુકી શકયો એવી અણમાતીને ઘેરથી હું નીકળ્યો હતો છતાં તે વાત કળી શકવામાં આવી નથી તેવી રીતે આ ગરીબ માણસને પણ ઉચકીને માહારા મહેલમાં કોઇ ચમત્કારીક યોગથી ગોઠવઈ ગયેલો છે. એમ વીચાર કરીને કેદખાનાના ઉપરીને હુકમ આપ્યો કે આ કેદીને જેલમાંથી બાહેર કાઢો. અને હજામને બોલાવીને તેને સ્નાન તથા વિલેપન

કરાવીને અને સારો પોશાક આપીને હમણાંને હમણાં મારી પાસે રજુ કરો એટલું કહીને રાણોજી મીરાંબાઇના મંદીર તરફ ચાલતા થયા.

થોડીવાર થઇ એટલે કેદખાનાના ઉપરીયે આજ્ઞા પ્રમાણે કર્યું, પછી મદનસીંહને લઇને શ્રી મીરાંબાઇના પવીત્ર મંદીર આગળ તેને ઉભો રાખ્યો પછી રાણાજીને વરધી આપી કે મદનસિંહ કેદીને આપની આજ્ઞા પ્રમાણે કરીને અહીંયાં ઉભો રાખ્યો છે.

આ વખતે મીરાંબાઇની સાંમે રાણોજી બેઠો હતો મીરાંબાઇ દેવશેવામાં બેશીને પુજન કરીરહેવા આવ્યાં હતાં તેથી સંદેશો સાંભળીને મીરાંબાઇએ પ્રશ્ન કર્યો કે કયા કેદીને મુકત કરીને અહીંયાં આણ્યો છે! શું તે દરસન કરવાની ઇચ્છા રાખે છે.

**રાણોજી** —હે એ વાત ઘણીજ ચમત્કાર જેવી છે.

**મીરાં**—શું ચમત્કાર.

**રાણોજી**—મને એ ચમત્કારમાં કંઇક સમઝ પડતી નથી.

**મીરાં**—કહોતો ખરા !

**રાણોજી**—જ્યારે તમારા પ્રત્યે માહારો ક્રોધ હતો તે પ્રસંગમાં હું માનીતીના મહેલમાં ચોકસ રીતે સુઇ રહેલો હતો છતાં પ્રાતઃકાળમાં અણમાનીતીના મહેલમાંથી હું નીકળ્યો પછી તમારી તરફની બાતમી મેળવવાને માટે ભુતાવળ વાળા વાસ તરફ મદનસીંહ નામના માણસને મ્હેં ચોકી કરવા સારૂ મુકયો હતો, તે માણસ સ્ત્રીના વેષથી અમારી માનીતીના મહેલમાં સુઇ રહેલી દાશીયોના ભેગો સ્ત્રી વેશથી સુઇ રહેલો નીકળ્યો આ કેશ એકજ રાત્રમાં બન્યો છે તે માણસ પ્રાતઃકાળે પકડાયો હતો. અને ત્યારથી તેના ઉપર બદ ચાલનો આરોપ મુકીને કેદમાં

રાખ્યો હતો. હવે તેને જેલમાંથી બહાર કાઢ્યો છે.

**મીરાંબાઇ**—તે દીવસે. તે કેદી ઉપર આવેલી શંકાનું નિવારણ આજે કેવી રીતે કરી શકયા. તેનું કાંઈ પણ કારણ સમઝવામાં આવ્યું છે કે ફક્ત દયા ખાતર તેને છોડોછો! જો તે કુલીન હોય તો તેની માફી માગીને તેને આ રાજ્યની બાહેર કાઢવો યોગ્ય છે.

**રાણાજી**—આપનું બોલવું સત્ય છે: કે કુલીનને દયાખાતર છોડવો પણ હું શી રીતે હામ ફેર થયો તેનુ કંઇ સમઝાયું નહી;

**મીરાંબાઇ**—( ખડખડ હશીને ) એતો થયાંજ કરે.

**રાણાજી**—ના, ના, કૃપા કરીને કહો તો સારૂ કેમકે તમારા ઉપર ઇશ્વરની કૃપા છે માટે ભેદ કહી શકશો.

**મીરાંબાઇ**—જે આરોપ તમે મને જાદુવાળી છે એવો મુકયો હતો તે આરોપથી કદાચ જાદુ થઈ ગયો હશે.

**રાણાજી**—આવાવા જવાબથી મને સંતોષ થયો નહી

**મીરાંબાઈ**—લ્યો ત્યારે હું તમને સમજણ પાડુ એજ ભુતાવળવાળી જગોમાં પૂર્વે તમારા વડીલો યુદ્ધમાં મરણ પામ્યા હતા તે પ્રસંગે હજારો રજપુતાણીયો તેમાં ચીતા ખડકીને બળી મુઇ છે. અને હજારો રજપુત વીરો યુદ્ધમાં મરણ પામતાં પામતાં પોતાની પ્યારી સ્ત્રીયોમાં આશક્ત હતા તેથી "મરણે યાગતી સાગતી" કહેવત પ્રમાણે તેઓ તમામ ભુત યોનીમાં પ્રગટ થયા હતા. અને તેઓ એજ મહેલમાં રહેતા હતા. તમે મારા ઉપર ક્રોધ કરીને માહારો નાશ થવાને સારૂ તે ભુતાવળનો મકાન મને રેહેવાને માટે આપ્યો જેમાં શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપાથી તે અવાસમાંથી તમામ ભુત માહારાથી ભય પામીને જંગલમાં જતા રહ્યા અને ઉલટા તમારા ઉપર ચીડાયા. આ તમામ હકીકત મા-

હારા જાણુવામાં શી રીતે આવે ! પણ એમ થયું કે, વી- શ્વદત નામનો રાજ્યનો આચાર્ય બ્રમ રાક્ષસ થએલો એજ મહેલમાં રહેતો હતો; તેણે બટુક રૂપ ધારણ કરીને મને મળ્યો હતો તેણે તમામનો ઉદ્ધાર થવાને શ્રીકૃષ્ણ પરમા- ત્માનાં દર્શણ થવાને મને માગણી કરી, તેમના કલ્યાણ માટે મ્હેં કબુલ કરી તે નીમકહલાલ હતો તેથી તમારો ક્રોધ મારા ઉપર ગેરવ્યાજબી છે એમ સમઝીને સાધારણ પરછો બતાવવાને તે બ્રહ્મરાક્ષસે તમને ઉપાડીને બીજે ઠામ લઇ ગયો હતો. અને મારી ચીકીત્સા જોવાને રહેલાને ત્યાંથી ઉઠાવીને તમારા મેહેલમાં ગોઠવ્યો હોય એમ નક્કી થાય છે. હે રાજન્ ! તે નીમકહલાલ પ્રમાણીક આચાર્ય બ્રહ્મ- રાક્ષસને સઘળા ભુત મંડળ સહવર્તમાન સાથે શ્રી કૃષ્ણ પરમાત્માના દર્શન કરાવ્યાં હતાં. કે તેથી તેઓ દેવરૂપ થઇને વૈમાનમાં બેશી વૈકુંઠમાં ચાલ્યા ગયા.

**રાણોજી**—અહાહાહા ! હે મિરાંબાઇ ! આ વાત સાંભ- ળીને માહારાજ શરીરનાં તમામ રોમ હર્ષથી પ્રફુલિત થાય છે; હે પવિત્ર રાણી ! હું તમને વારંવાર નમિને મોટો ઉપ- કાર માનુછું કે, મારા પીતૃ બંધુઓને તમે વૈકુંઠ મોકલ્યા. માત્ર હું અધમ પાપીષ્ટ શ્રીકૃષ્ણચંદ્રનાં દર્શન પામ્યો નથી. જે આરોપ પરપુરૂષ તમારી પાસે આવે છે એવો મુકયો હતો તે સાક્ષાત શ્રીકૃષ્ણ પરમાત્મા આવે છે એમ મ્હેં જાણ્યું હોત તો આ દેહનુ સાર્થક થાત. પણ અરે ! સં- સ્કાર વિના, એ લાભ કયાંથી પામી શકું ! જ્યારે તેજ થ- વાનુ હોય ત્યારે અજ્ઞાનનું આવર્ણ થયા વીના રહેતુંજ નથી એમ કહીને રાણોજી પોતાના નેત્રમાંથી આંસુ કાઢીને રૂદન કરવા લાગ્યો આ પ્રમાણે જોઇને પવિત્ર હૃદયના રાણાજી ને હૃદય સરસો ચાંપીને મિરાંબાઇએ તેમના નેત્ર ઉપર પોતા-

ના સફેત સાળુથી નેત્ર લોહ્યાં અને કહ્યુ કે હુ તમને શ્રી કૃષ્ણપરમાત્માનાં એકવાર દર્શન કરાવીશ. માટે ફીકર કરતા નહી. અને આ નિરપરાધી કેદીને છોડયો અને તેને હદ બાહેર કાઢી મૂકયો. મિરાંબાઇનું વચન સાંભળીને રાણાજીએ તે કેદીને પોતાની હદ બાહેર જવાને સખત તાકીદ આપી મદનસિંહ તો જીવ લઇનેજ ત્યાંથી જતો રહ્યો.

એકાંતના વખતમાં જ્યારે શ્રીકૃષ્ણપરમાત્મા મિરાંબાઈ પાસે આવ્યા ત્યારે રાણાજીને દર્શન દેવાને મીરાંબાઇએ આજીજી કરી. એટલે ગંભીર શબ્દથી પરમાત્માએ કહ્યું હવે તેની વૃત્તી ભક્તી માર્ગમાં શુદ્ધ છે માટે હવે ફરીથી પરમદીવસે અમુક વખતે હું આવીશ માટે તેને હાજર રાખજો એમ કહીને પોંતે અંતરધ્યાન થઇ ગયા.

એ દીવશ નજીક આવ્યો અને રાણાજીને મીરાંબાઇએ ગુપ્ત રીતે કાંનમાં કહી દીધેલું હતું તેથી રાણોજી પણ આવીને હાજર થયો;

બરાબર નિયમીત વખતે ચતુંર્ભજ ધારી શ્રીકૃષ્ણ પરમાત્મા દીવ્ય દેહ વાળા કોટીકામદેવના હર્વને ખંડન કરવા, વાળા. શંખ ચક્ર ગદા પદ્મ ઇત્યાદિક ધારણ કરવા વાળા મધુર મુરલી મધુર ઉપર ધારણ કરીને ઉભા રહેલા નજરે જોવામાં આવ્યા. શ્રીકૃષ્ણનાં દર્શન જોઇને રાણોજી ગાંડો ઘેલો થઈ ગયો અને વારંવાર ચરણ કમળમાં મસ્તક નમાવીને સ્તુતી કરવા લાગ્યો.

---

રાણોજી— ગાયન.

જે પ્રભુએ મીરાં કેરૂ ઝેરનું અમૃત કર્યું

એ રાગ.

વીશ્વના કીરતાર છો આંનંદના દરબાર છો.

નીરાધાર છો. આધાર છો વળી દેવના દરબાર છો,
સાકાર છો નીજ ભક્ત માટે વળી નીરાકાર છો.
આ દાસના ચીત મધ્ય પ્રભુજી સર્વદા વસનાર છો,

---

હું અધમ પાપી છું સુરાપી થયો પાવન આપથી.
નથી ઈચ્છારાજ સુખની ડરૂછુ ત્રણ તાપથી.
તવ નામથી નીશ્ચય હરી હું દુર થઈશજ પાપથી,
આ મોહ ભવસાગર તરીશ હું આપનાજ પ્રતાપથી.

---

રાણાજીએ સ્તુતી કરી એટલે મીરાંબાઈએ તંબુરો હાથમાં પકડીને છેવટને માટે શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રત્યે માગણી કરી.

**ગાયન.**

મીરાને પૂરવ જનમની છે પ્રીતરે મીરાંને હૈડે.

**એ રાગ.**

પ્યારા તમથી નથી હવે હું દુરરે.
મારે હૈડે વસ્યા છો હજુરરે,
પ્રાણુ અર્પ્યાં ચરણે હોજી.
જે ઉપકાર કર્યા મને ભુલે કયમ ભૂલાય,
ભક્તતણા પ્રતીપાળ છોરે પ્રભુજી, દીવ્યદેહ
રદસાયરે.—પ્રાણુ અર્પ્યાં.
માત કહુંતો આપ છો, તાત કહુંતો આપ.
ભ્રાત કહુંતો આપ છોરે પ્રભુજી ટાળોછો તનના તાપરે
પ્રાણુ અર્પ્યાં.
જન્મ મરણ ફેડયાં પ્રભુ પારી ચરણ નીવાસ,
ફરી જન્મ પામું નહી પ્રભુજી રાખુંછું પુર્ણ વીશ્વાસરે
પ્રાણુ અર્પ્યાં.

---

બન્યોની સ્તુતી સાંભળીને કૃષ્ણ પરમાત્માએ કહ્યું કે તમારૂ કલ્યાણ થાઓ હવે હું વૈકુંઠમાં જાઉંછું એમ કહીને અંતર્ધ્યાય થયા.

રાણાજી અને મીરાંબાઈ બન્યો ઇશ્વર ભકતીમાં લીન રહેતાં હતાં રાગ દ્વેશ ગયો શાન્તીનો લાભ મળ્યો અને ભવની ભાવટ ગઇ.



